

હુવલ બાકી

'નકશબંદી ઔલિયા' ગ્રંથ-૫

# فیضان معصومیہ

# ફયૂઝાને મા'સૂમિય્યહ

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની
શય્ખ અહમદ ફારૂકી કુદ્દિસ સિર્રુહૂના
સાહબઝાદહ અને જાનશીન ઉર્વતુલ્ વુસ્કા
હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ
કુદ્દિસ સિર્રુહૂનું મુબારક જીવન ચરિત્ર


લેખક

અબ્દુલ્કાદિર ફાતીવાલા

# નકશબંદી ઔલિયા ગ્રંથમાળા

લેખક : અબ્દુલ્કાદિર ફાતીવાલા

● **ગ્રંથ પહેલો** : એમાં નીચે પ્રમાણે સાત બુઝુર્ગોના હાલાત છે :–

(૧) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ
(૨) હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિયલ્લાહુ તઆલા અન્હુ)
(૩) હઝરત સલમાન ફારસી (રદિયલ્લાહુ તઆલા અન્હુ)
(૪) હઝરત કાસિમ બિન મુહમ્મદ (રહમતુલ્લાહિ અલયહિ)
(૫) હઝરત ઈમામ જઅ્ફર સાદિક (રહમતુલ્લાહિ અલયહિ)
(૬) હઝરત બાયઝીદ બુસ્તામી (રહમતુલ્લાહિ અલયહિ)
(૭) હઝરત અબૂલ્ હસન ખિર્કાની (રહમતુલ્લાહિ અલયહિ)

● **ગ્રંથ બીજો** : એમાં નીચે પ્રમાણે નવ બુઝુર્ગોના હાલાત છે :–

(૧) હઝરત અબૂઅલી ફારમદી (રહમતુલ્લાહિ અલયહિ)
(૨) હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહમતુલ્લાહિ અલયહિ)
(૩) હઝરત અબ્દુલ્ ખાલિક ગજદવાની (રહમતુલ્લાહિ અલયહિ)
(૪) હઝરત મુહમ્મદ આરિફ રેવગરી (રહમતુલ્લાહિ અલયહિ)
(૫) હઝરત મહમૂદ ફગનવી (રહમતુલ્લાહિ અલયહિ)
(૬) હઝરત અઝીઝાન અલી રામીતની (રહમતુલ્લાહિ અલયહિ)
(૭) હઝરત મુહમ્મદ બાબા સમ્માસી (રહમતુલ્લાહિ અલયહિ)
(૮) હઝરત સય્યિદ અમીર કુલાલ (રહમતુલ્લાહિ અલયહિ)
(૯) હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહમતુલ્લાહિ અલયહિ)

● **ગ્રંથ ત્રીજો** : એમાં નીચે પ્રમાણે દસ બુઝુર્ગોના હાલાત છે :–

(૧) હઝરત અલાઉદ્દીન અત્તાર (રહમતુલ્લાહિ અલયહિ)
(૨) હઝરત યા'કૂબ ચરખી (રહમતુલ્લાહિ અલયહિ)
(૩) હઝરત ઉબૈદુલ્લાહ અહરાર (રહમતુલ્લાહિ અલયહિ)
(૪) હઝરત મુહમ્મદ ઝાહિદ વખ્શી (રહમતુલ્લાહિ અલયહિ)
(૫) હઝરત ખ્વાજા દરવેશ મુહમ્મદ (રહમતુલ્લાહિ અલયહિ)
(૬) હઝરત મુહમ્મદ અમકંગી (રહમતુલ્લાહિ અલયહિ)
(૭) હઝરત ખ્વાજા મુહમ્મદ બાકી બિલ્લાહ (રહમતુલ્લાહિ અલયહિ)
(૮) હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર (રહમતુલ્લાહિ અલયહિ)
(૯) હઝરત ખ્વાજા દાના સાહબ (રહમતુલ્લાહિ અલયહિ)
(૧૦)હઝરત સય્યિદ અબ્દુલ્ વહ્હાબ બુખારી (રહમતુલ્લાહિ અલયહિ)

● **ગ્રંથ ચોથો : 'મિલ્લતના નિગહબાન'**

એમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની સરહિંદી રહમતુલ્લાહિ અલયહિનું ૬૦૦ (છસો) પાનાનું વિસ્તૃત જીવનચરિત્ર છે.

## 'નકશબંદી ઔલિયા' ગ્રંથો વિષે અભિપ્રાયો

**[૧]**

'માશાઅલ્લાહ ! ઘણી ઉમદા કિતાબ છે. અલ્લાહ આપની ખિદમતોને કબૂલ ફરમાવે અને જઝાએ ખૈર અતા ફરમાવે. ઘણી મહેનતથી ગુજરાતી વાચકો માટે આસાન ઝબાનમાં કિમતી માહિતી ભેગી કરી છે. અલ્લાહ તઆલા નજાતનો ઝરીઓ બનાવે. આમીન ! '

[મૂળ ઉર્દૂનો અનુવાદ]

**[પૂર્વ શેખુલ્ હદીસ હઝરત મૌલાના મુહમ્મદ રઝા અજમેરી સાહબ રહિમહુલ્લાહ, દારુલ ઉલૂમ અશરફિયા, રાંદેર]**

[૨]

'નકશબંદી ઓૌલિયા' ગ્રંથ જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ દિલચસ્પી વધતી ગઈ. અને આંતરિક તેમજ બાહ્ય ખૂબીઓ દિલ તથા દિમાગ પર વર્ચસ્વ જમાવતી ગઈ.

**'બહારે આલમે હુસ્નશ, દિલોજાં તાઝહ મી દારદ,**
**બરંગ અસ્હાબે સૂરતરા, બબૂ અસ્બાબે મઅનારા.'**

[એના રૂપની વસંત દિલ અને આત્મા બન્નેવને તાઝગી અર્પી રહી છે. પોતાના રંગ વડે બાહ્ય રૂપના પ્રેમીઓને અને પોતાની સુવાસ વડે આંતરિક ખૂબીઓના ચાહકોને.]

વિષયની બુલંદી રૂહાનિય્યતની તરોતાઝગીની સાથો સાથ છપાઈ અને કાગળની સુંદરતા પણ દાદ માંગી લે એવી છે. દીની સાહિત્ય આવી સુંદર રીતે, દિલકશ સૂરતમાં રજૂ કરવા બદલ મુબારકબાદ. આપે આટલું શ્રેષ્ઠ અને ઉમદા દીની સાહિત્ય રજૂ કરી ખરેખર ગુર્જર મુસ્લિમો ઉપર મહાન ઉપકાર કર્યો છે.

દરેક મુસ્લિમને જોઈએ કે તે પોતાના ઘરમાં આ પુસ્તક વસાવી ઘરની દરેક વ્યકિતને એના વાંચન માટે આગ્રહ કરે. અલ્લાહના મકબૂલ બંદાઓની જીવન ઝરમરનું વાંચન પણ તેઓની સુહબત (સહવાસ)ના કાયમ મુકામ છે.

**[હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહબ (દા. બ.)**
**શયખુલ્ હદીસ અને સદર મુફતી, દારુલ ઉલૂમ, ડાભેલ]**

[૩]

'ખૂબ જ આનંદની વાત છે કે નકશબંદી સિલસિલાના મહાન બુઝુર્ગો—અવલિયા અલ્લાહ કે જેમના રૂહાનિયત લબરેઝ કલ્બ

અલ્લાહના નૂરથી રોશનઝમીર છે, બાતિનમાં જેમના દિલ અલ્લાહ સિવાય તમામની મુહબ્બતથી પર છે અને જેમની જાહેરી ઝિંદગીમાં દરેક કદમ શરીઅત અને સુન્નતનો આયનો છે, તેનું જ તાદશ્ય આબેહૂબ પ્રતિબિંબ તમે શરૂ કરેલી ગ્રંથમાળા 'નકશબંદી ઔલિયા'માં ઝીલાયું છે. હુઝૂરે અકરમ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈશ્કમાં દિવાના એવા નકશબંદી બુઝુર્ગોના હાલાત અને મલ્ફૂઝાતથી તમામ આમ લોકો વાકિફ થાય તે હેતુથી શરૂ થયેલ આ ગ્રંથમાળા ખરેખર કાબિલે દાદ છે.'

**[હઝરત હાજી ઉસ્માનભાઈ હસનભાઈ કુરૈશી સાહબ નકશબંદી મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ]**

[આપના શજરહની સાંકળ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી જઈને મળે છે.]

[૪]

'મુરીદો અને તાલિબોને પોતાના સિલસિલાના પીરોના હાલાત જાણવાની તાલાવેલી જાગે એ સ્વાભાવિક છે. તેઓની પ્યાસ 'નકશબંદી ઔલિયા' મારફતે બુઝાવી શકાશે. હકીકતમાં આ કિતાબ દરેક મુસ્લિમે સફરમાં સાથે રાખવાથી સફરના એક વફાદાર સાથીનું કામ આપશે.'

'કિતાબ શું બલ્કે નકશબંદી નિસ્બતોનો ઉછાળા મારતો અથાગ સમુદ્ર છે ! જે દરેકને દરેક રીતે અતિ ઉપયોગી થશે. ઈન્શાઅલ્લાહ'

**[હઝરત પીર સય્યિદ વઝીરઅલી સાહબ, નકશબંદી, મુજદ્દિદી (દામત્ બરકાતુહુમ) (ભૂજ-કચ્છ)**

[આપના શજરહની સાંકળ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી જઈને મળે છે.]

[વધુ અભિપ્રાયો માટે જુઓ પાનાં નંબર : ૫૧]

હુવલ્ બાકી

'નકશબંદી ઔલિયા' ગ્રંથ-૫

# ફયઝાને મા'સૂમિય્યહ

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની
શય્ખ અહમદ ફારૂકી કુદ્દિસ સિર્રુહૂના
સાહબઝાદહ અને જાનશીન ઉર્વતુલ્ વુસ્કા
હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ
કુદ્દિસ સિર્રુહૂનું મુબારક જીવન ચરિત્ર

લેખક

અબ્દુલ્કાદિર ફાતીવાલા

પ્રકાશક

'અલ્હિદાયહ ઈસ્લામિક રિસર્ચ સેન્ટર'
'જામિઅતુલ્ હિદાયહ', રામગઢ રોડ, જયપૂર (રાજસ્થાન)
ફોન : [0141] 2634279, 2632458, 2601221

● પ્રકાશન વર્ષ : ૧૪૩૫ હિજરી મુતાબિક ૨૦૧૪ ઈસ્વી.
● કમ્પોઝીટર : મૌલવી મુહમ્મદ યૂનુસ મુનશી
● પ્રિન્ટર્સ : મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી, (M) 99740 34310
'હિદાયત આર્ટ', સગરામપૂરા, તલાવડી, સૂરત
● વિતરકો : અંજુમને હિદાયતના ખાદિમો

[૧] **હાજી મુહમ્મદ બિલાલ અમલા રહીમી સાહબ**
૫ / ૧૬૪૩, હરીપૂરા, હસનજીનો ટેકરો, ગુંબજવાલી મસ્જિદ નજીક,
મોબાઈલ : ૦૯૮૨૫૬ ૫૭૮૩૫ અને ૦૯૪૨૭૮ ૨૪૫૫૪

[૨] **મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી સાહબ,** Mo.099740 34310

[૩] **જનાબ હાજી મુહમ્મદ યૂસુફ ઝરીવાલા, Mo. 97140 80519**
હિદાયત મસ્જિદ, સગરામપુરા, તલાવડી, મૌલવી સ્ટ્રીટ, સુરત

**'જામિઅહ હિદાયત ટ્રસ્ટ' અને**
**'હિદાયત' ઉર્દૂ માસિકની હેડઓફિસ**

૧૬૧૭, ખેજરેકા રાસ્તા, ઈન્દિરા બજાર નજીક,
હિદાયત મસ્જિદની સામે, જયપુર : ૩૦૨ ૦૦૧ (રાજસ્થાન)
ફોન : (૦૧૪૧) ૨૩૧૯૯૩૫, ૨૩૧૨૩૮૬, ફેક્ષ : ૨૩૧૧૨૪૭
e-mail : info.@jameatulhidaya.org
web site : www.jameatulhidaya.org

**'મૌલાના અબ્દુર્રહીમ એજ્યુકેશનલ ટ્રસ્ટ', અને 'ઈમામે રબ્બાની સીનીઅર સેકન્ડરી સ્કૂલ'ની હેડઓફિસ**

હિદાયત બાગ, મહોલ્લા હાંડીપૂરા, જગન્નાથ સહાયકા રાસ્તા,
ચાર દરવાજા નજીક, જયપુર: ૩૦૨ ૦૦૩( રાજસ્થાન)
ફોન : (૦૧૪૧) ૨૬૦૧૨૨૧, ફેક્ષ : ૨૬૦૪૩૫૬, ૨૬૦૧૬૭૯
e-mail : mfazlurrahim@yahoo.com
web site : www.cacademy.org

بسم الله الرحمن الرحيم

اَلَآ اِنَّ اَوۡلِيَآءَ اللّٰهِ لَا خَوۡفٌ عَلَيۡهِمۡ وَلَا هُمۡ يَحۡزَنُوۡنَ (سُوۡرَہ 'يُوۡنُسۡ' : ۶۲)

નથી કંઈ ખવફ કે ગમ અવલિયા માટે;
ફરમાવ્યું એ અલ્લાહે અવલિયા માટે.

فَاقۡصُصِ الۡقَصَصَ لَعَلَّهُمۡ يَتَفَكَّرُوۡنَ

(سُوۡرَہ 'اعراف' : ۱۷۶)

'તું તે કિસ્સાઓને બયાન કર,
જેથી તેઓ સમજે અને વિચારે'



નેકીઓ કે સાથ કર દે
સબ ગુનાહો કા બદલ
ખ્વાજએ મા'સૂમ (રહ.)
શાહે ઔલિયા કે વાસ્તે

# નઅત

યા સાહિબલ જમાલિ વ યા સય્યિદલ બશર
મિંવ વજહિકલ મુનીરિ લકદ નુવ્વીરલ કમર.

લા યુમ્કિનુષ્ષનાઉ કમા કા–ન હક્કહૂ,
બઅદ અઝ ખુદા બુઝુર્ગ તૂઈ કિસ્સા મુખ્તસર.

– હઝરત અલ્લામા અબ્દુર્રહમાન 'જામી' (રહ.)

# ઉર્દૂ ભાવાનુવાદ

અય સાહિબે જમાલિ ખુદા સય્યિદલ બશર,
રવશન જબીંસે આપકી રવશન હુવા કમર.

શાયાને શાન 'રૂમી' કરે નઅત કિસ તરહ,
બઅદ અઝ ખુદા હૈ આપહી, બસ કિસ્સા મુખ્તસર.

– હઝરત મુફતી અબ્દુલકુદુસ 'રૂમી' સાહબ (ઝી. મ.)
મુફતીએ આગ્રા

# ગુજરાતી ભાવાનુવાદ

હે સૌંદર્યના શહેનશાહ મખ્લૂકના સરદાર;
ચહેરાથી રોશન આપના થયો ચંદ્ર રોશન અપાર.

શાયાને શાન આપની પ્રશંસા શું થઈ શકે ;
અલ્લાહ પછી મહાન છો બસ વાતનો ટૂંકસાર.

– અબ્દુલકાદિર ફાતીવાલા

# મકામાતે મા'સૂમી

[૧]

હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ જયારે માત્ર ૧૪ (ચઊદ) વર્ષની ઉંમરના હતા, ત્યારે એક દિવસ આપે પોતાના વાલિદ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં અરજ કરી કે :

> "હું પોતાને એક એવું નૂર નિહાળું છું કે તમામ આલમ (દુનિયા) એનાથી મુનવ્વર (રોશન) છે અને તે નૂર દુનિયાના દરેક કણ કણમાં પ્રસારિત છે જેમ કે સૂરજનું નૂર (રોશની)કે તેનાથી આખી દુનિયા રોશન છે."

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે,

> "હે ફરઝંદ ! તમે પોતાના સમયના કુતુબ થશો. મારી આ વાતને યાદ રાખજો."

[૨]

હજ અને હરમૈન શરીફૈનના સફર વિષે હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ પોતે ફરમાવે છે કે :

> "આઠ વખત જાહેરી આંખોથી સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતથી મુશર્રફ થયો."

[જહાંને ઈમામે રબ્બાની' : ૧૦ / ૧૭૪]

# પ્રસ્તાવના

**અબ્દુલકાદિર ફાતીવાલા**

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمُ
نَحۡمَدُہٗ وَنُصَلِّیۡ عَلٰی رَسُوۡلِہِ الۡکَرِیۡمُ !

## શુક્રે બારી તઆલા

- અલ્લાહ તઆલાના અસીમ, અસંખ્ય, અગણ્ય શુક્ર અને અહેસાન છે જેણે માત્ર પોતાના ફઝલો કરમથી તથા પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને પોતાના મહબૂબ બંદાઓના સદકહ, તુફૈલ અને વસીલાથી મુજ ગુનેહગાર, નાકારહને 'નકશબંદી ઔલિયા' ગ્રંથમાળાના લેખન અને પ્રકાશનનો ઝરીયો બનાવ્યો.
- મારા પીરે અવ્વલ મર્હૂમ હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ મુજદ્દિદી, બાનીએ 'જામિઅહ હિદાયત' જયપૂર રહમતુલ્લાહિ અલયહિની પ્રેરણા અને સરપરસ્તીમાં, આપ રહમતુલ્લાહિ અલયહિના મુબારક આમુખ (પેશલફઝ) સાથે, આ ગ્રંથમાળાના પ્રથમ ત્રણ ગ્રંથો અનુક્રમે ઈસ્વીસન ૧૯૯૦, ઈસ્વીસન ૧૯૯૧ અને ઈસ્વીસન ૧૯૯૩ માં પ્રગટ થયા હતા.
- તે પછી આપ રહમતુલ્લાહિ અલયહિના મહાન સાહબઝાદા, ખલીફા, જાનશીન, અમીરે 'જામિઅહ હિદાયત', જયપૂર અને મારા પીરે સાની હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ મુજદ્દિદી (દા.બ.)ની પ્રેરણા અને સરપરસ્તીમાં, આપ (દા.બ.)ના મુબારક આમુખો (પેશલફઝ) સાથે નીચે પ્રમાણે બે ગ્રંથો પ્રગટ થયા હતા :

નવમો ગ્રંથ :'**મકામાતે હિદાયત**' , ઈસ્વીસન ૨૦૦૪

ચોથો ગ્રંથ :'**મિલ્લતના નિગહબાન**' ઈસ્વીસન ૨૦૦૬

- અને હવે ઈસ્વીસન ૨૦૧૪ માં આપ (દા.બ.)ની જ પ્રેરણા અને સરપરસ્તીમાં આ પાંચમો ગ્રંથ, '**ફયઝાને મા'સૂમિય્યહ**' પ્રગટ કરવાની ખૂશનસીબી અલ્લાહ તઆલાએ અર્પણ કરી છે.

ذَالِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ وَاللّٰهُ ذُوالْفَضْلِ الْعَظِيْمِ

એ અલ્લાહ તઆલાનો ફઝલ છે, તે જેને ચાહે (તેને) આપે છે,
અને અલ્લાહ તઆલા ખૂબ જ ફઝલવાળો છે.

## આભાર દર્શન

- કોઈ પણ કિતાબના પ્રકાશન માટે નાણાં એ પ્રાણવાયુ સમાન છે. આ કિતાબના પ્રકાશન માટે ઉદાર ફાળો આપી, પ્રાણવાયુ પૂરો પાડનારા, દાતાઓના મુબારક નામો નીચે પ્રમાણે છે :

[૧] મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી (મુંબઈ)
[૨] હઝરત મૌલાના મુહમ્મદ ઈબ્રાહીમ સાહબ કુટવાલા, નદવી, (દા.બ.)ના સાહબઝાદા મુહતરમ અલતાફભાઈ (કેનેડા)
[૩] મુહતરમ સોહેલભાઈ ચાંદની (નવસારી)
[૪] મુહતરમ સોહેલભાઈ નૂર જવેલર્સ (નવસારી)
[૫] મુહતરમ સોહેલભાઈ કે. જી. જવેલર્સ (નવસારી)
[૬] મુહતરમ સલીમભાઈ કુરેશી (નવસારી)
[૭] મુહતરમ સલીમભાઈ ઘુંઘટ (નવસારી)
[૮] મર્હૂમ હાજી અબ્દુલ સત્તારભાઈ ચોકસી રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદો (સુરત)
[૯] મુહતરમ સલીમભાઈ ઝરીવાલા (સુરત)
[૧૦] મુહતરમ આફતાબ અહમદ લાખાણી (ભાવનગર)
[૧૧] **મુહતરમ હાજી સાજીદ ભાઈ ખોલીયા (ભાવનગર)**

એ તમામની ખિદમતોને અને એમને એ માટે રગબત, પ્રેરણા અને પ્રોત્સાહન આપનાર હઝરત મૌલાના મુહમ્મદ ઈબ્રાહીમ સાહબ ફુટવાલા નદવી, મુજદ્દિદી (દા.બ.)ની કોશિશોને અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી બન્ને જહાનમાં અજરે અઝીમ અતા ફરમાવે. આમીન.

- 'અસ્માઉલ્ હુસ્ના' કિતાબ પછી આ દળદાર ગ્રંથના પણ સુંદર, મનોહર, આકર્ષક, છાપકામ, બાઈન્ડિંગ, કવર ડિઝાઈન વગેરે પાછળ ખૂબ મહેનત અને પરિશ્રમ કરનાર અઝીઝે મુહતરમ મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી, સલ્લમહૂ (હિદાયત આર્ટ)નો પણ ખૂબ ખૂબ આભાર. અલ્લાહ એમને બન્ને જહાનની નેઅમતોથી નવાઝે. આમીન.

## દુઆ

અલ્લાહ તઆલા મારી આ અદના કોશિશને, પોતાની દરિયાએ રહમતથી કબૂલ ફરમાવી, આખિરતની નજાતનો અને માનવમાત્રની હિદાયતનો ઝરીયો બનાવે ! આમીન !

**રહમતે હક બહાના મી જૂયદ, બહા નમી જૂયદ.**

[અલ્લાહ તઆલાની રહમત (બંદાની મગફિરત માટે) માત્ર બહાનું શોધે છે; મૂલ્ય કે વળતર શોધતી નથી.]

رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ

[હે અમારા પરવરદિગાર ! અમારા અમલોનેકબૂલ ફરમાવ ! બેશક તું સાંભળનાર અને જાણનાર છે ! ]

૨૫, શવ્વાલ, ૧૪૩૫ હિ.સ. અલ્લાહવાળાઓના આસ્તાનાનો શ્વાન,
૨૨, ઓગષ્ટ, ૨૦૧૪ ઈ. સ.
જુમ્અહ

**અબ્દુલકાદિર ફાતીવાલા**
ગુફિરલહૂ

# અનુક્રમણિકા

## મુબારક જીવનચરિત્ર

## સજજાદાનશીનીનું પહેલું વરસ

[૧, રબીઉલ્ અવ્વલ, ૧૦૩૪ હિ. સ.થી]



## સજજાદાનશીનીનું બીજું વરસ

[૧, રબી. અ., ૧૦૩૫ હિ. સ. મુતાબિક ઈ. સ. ૧૬૨૫થી]

## સજ્જાદાનશીનીનું ત્રીજું વરસ

[૧, રબી. અ., ૧૦૩૬ હિ. સ. મુતાબિક ૧૬૨૬ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું ચોથું વરસ

[૧, રબી. અ., ૧૦૩૭ હિ. સ. મુતાબિક ૧૬૨૭ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું પાંચમું વરસ

[૧, રબી. અ., ૧૦૩૮ હિ. સ. મુતાબિક ૧૬૨૮ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું છઠ્ઠું વરસ

[૧, રબી. અ., ૧૦૩૯ હિ. સ. મુતાબિક ૧૬૨૯ ઈ. સ.થી]

## સજ્જાદાનશીનીનું સાતમું વરસ

[૧, રબી. અ., ૧૦૪૦ હિ. સ. મુતાબિક ૧૬૩૦ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું આઠમું વરસ

[૧, રબી. અ., ૧૦૪૧ હિ. સ. મુતાબિક ૧૬૩૧ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું નવમું વરસ

[૧, રબી. અ., ૧૦૪૨ હિ. સ. મુતાબિક ૧૬૩૨ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું દસમું વરસ

[૧, રબી. અ., ૧૦૪૩ હિ. સ. મુતાબિક ૧૬૩૩ ઈ. સ.થી]

## સજ્જાદાનશીનીનું અગિયારમું વરસ

[૧, રબી. અ., ૧૦૪૪ હિ. સ. મુતાબિક ૧૬૩૪ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું બારમું વરસ

[૧, રબી. અ., ૧૦૪૫ હિ. સ. મુતાબિક ૧૬૩૫ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું તેરમું વરસ

[૧, રબી. અ., ૧૦૪૬ હિ. સ. મુતાબિક ૧૬૩૬ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું ચૌદમું વરસ

[૧, રબી. અ., ૧૦૪૭ હિ. સ. મુતાબિક ૧૬૩૭ ઈ. સ.થી]

## સજ્જાદાનશીનીનું પંદરમું વરસ

[૧, રબી. અ., ૧૦૪૮ હિ. સ. મુતાબિક ૧૬૩૮ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું સોળમું વરસ

[૧, રબી. અ., ૧૦૪૯ હિ. સ. મુતાબિક ૧૬૩૯ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું સત્તરમું વરસ

[૧, રબી. અ., ૧૦૫૦ હિ. સ. મુતાબિક ૧૬૪૦ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું અઢારમું વરસ

[૧, રબી. અ., ૧૦૫૧ હિ. સ. મુતાબિક ૧૬૪૧ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું ઓગણીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૫૨ હિ. સ. મુતાબિક ૧૬૪૨ ઈ. સ.થી]

## સજ્જાદાનશીનીનું વીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૫૩ હિ. સ. મુતાબિક ૧૬૪૩ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું એકવીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૫૪ હિ. સ. મુતાબિક ૧૬૪૪ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું બાવીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૫૫ હિ. સ. મુતાબિક ૧૬૪૫ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું ત્રેવીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૫૬ હિ. સ. મુતાબિક ૧૬૪૬ ઈ. સ.થી]

## સજ્જાદાનશીનીનું ચોવીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૫૭ હિ. સ. મુતાબિક ૧૬૪૭ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું પચ્ચીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૫૮ હિ. સ. મુતાબિક ૧૬૪૮ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું છવ્વીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૫૯ હિ. સ. મુતાબિક ૧૬૪૯ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું સત્તાવીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૬૦ હિ. સ. મુતાબિક ૧૬૫૦ ઈ. સ.થી]

## સજ્જાદાનશીનીનું તેંત્રીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૬૬ હિ. સ. મુતાબિક ૧૬૫૬ ઈ. સ.થી]



## સજ્જાદાનશીનીનું ચોત્રીસમું અને પાંત્રીસમું વરસ

[૧, રબીઉલ્ અવ્વલ, ૧૦૬૭ અને ૧૦૬૮ હિજરીસન મુતાબિક ૧૬૫૭ અને ૧૬૫૮ ઈસ્વીસનથી]

## હઝરતની હજના હાલાત

## હજ વેળા હિન્દુસ્તાનમાં હઝરતની ગેરહાજરીમાં બનેલા મહત્ત્વના બનાવો



## સજ્જાદાનશીનીનું છત્રીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૬૯ હિ. સ. મુતાબિક ૧૬૫૯ ઈ. સ.થી]

## પહેલું પ્રકરણ



## બીજું પ્રકરણ

## ત્રીજું પ્રકરણ

## સમાપન

## સજજાદાનશીનીનું સાડત્રીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૭૦ હિ. સ. મુતાબિક ૧૬૬૦ ઈ. સ.થી]



## સજજાદાનશીનીનું આડત્રીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૭૧ હિ. સ. મુતાબિક ૧૬૬૧ ઈ. સ.થી]



## સજજાદાનશીનીનું ઓગણચાલીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૭૨ હિ. સ. મુતાબિક ૧૬૬૨ ઈ. સ.થી]

## સજજાદાનશીનીનું ચાલીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૭૩ હિ. સ. મુતાબિક ૧૬૬૩ ઈ. સ.થી]



## સજજાદાનશીનીનું એકતાલીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૭૪ હિ. સ. મુતાબિક ૧૬૬૪ ઈ. સ.થી]



## સજજાદાનશીનીનું બેતાલીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૭૫ હિ. સ. મુતાબિક ૧૬૬૫ ઈ. સ.થી]

## સજજાદાનશીનીનું તેંતાલીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૭૬ હિ. સ. મુતાબિક ૧૬૬૬ ઈ. સ.થી]





## સજજાદાનશીનીનું ચુમ્માલીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૭૭ હિ. સ. મુતાબિક ૧૬૬૭ ઈ. સ.થી]

## સજજાદાનશીનીનું પીસ્તાલીસમું વરસ

[૧, રબી. અ., ૧૦૭૮ હિ. સ. મુતાબિક ૧૬૬૮ ઈ. સ.થી]



## હઝરતનો દુઃખદ ઈન્તિકાલ

## હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુનો દેહ, દેખાવ, રીતભાત, અખ્લાક અને આદાબ



## હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની મુબારક અવ્લાદ એક નઝરમાં



## હઝરતની ઔલાદની વિસ્તૃત જીવન ઝરમર

[૧] હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના પ્રથમ સાહબઝાદહ હઝરત શયખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ કુદ્દિસ સિર્રુહૂનું જીવનચરિત્ર

## [૩] હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)ના ત્રીજા સાહબઝાદહ હઝરત શૈખ મુહમ્મદ ઉબયદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅહ કુદ્દિસ સિર્રૂહૂનું જીવનચરિત્ર

[૪] હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના ચોથા સાહબઝાદહ હઝરત શૈખ મુહમ્મદ અશરફ મહબૂબુલ્લાહ કુદ્દિસ સિર્રુહૂનું જીવનચરિત્ર



[૫] હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના પાંચમાં સાહબઝાદહ હઝરત ખ્વાજા સયફુદ્દીન મુહ્યુસ્સુન્નહ કુદ્દિસ સિર્રુહૂનું જીવનચરિત્ર

❍ <u>હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)ના પ્રપૌત્ર અને પોતાના સમયના કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર કુદ્દિસ સિર્રુહૂનું જીવનચરિત્ર</u>

## મોગલ શહેનશાહો એક નઝરમાં

## અઝ્કાર અને દુઆઓ વિષે હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની કિતાબ

## હઝરતની આદતો, ઈબાદતો અને મઅમૂલાત

## હઝરતના કશ્ફો અને કરામતો

## મક્તૂબાતે મા'સૂમિય્યહ



## હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફાઓ

# અભિપ્રાયો

[પાના નં.4 થી આગળ ચાલુ ...]

## [૫]

'નકશબંદી ઔલિયા' ગ્રંથ બીજાના પાનાં ઊલટાવતો ગયો તેમ તેમ દિલ આંતરિક અને બાહ્ય ખૂબસૂરતીથી સંમોહિત થતું ગયું. આવી ઈમાનવર્ધક, અમલપ્રેરક, રૂહપોષક, લોકભોગ્ય અને લોકોપયોગી કિતાબનો ઈસ્લામી લાયબ્રેરીમાં ઉમેરો–વધારો કરવા બદલ મારી હાર્દિક મુબારકબાદ કબૂલ ફરમાવશો. જઝાકુમુલ્લાહુ ફિદારૈન...

આપની કલમે આવું ઉમદહ અને રચનાત્મક સાહિત્ય સદા ટપકતું રહે એવી મુજ નાચીઝની અંતરની ઈચ્છા છે, નેક સલાહ છે...

ભાઈબંધ કોમ તથા ઈસ્લામના બાતિલ ફિર્કાઓ સાહિત્યક્ષેત્રે હરણફાળ ભરી રહ્યા છે. ઉમ્મત ઘણી જ ભૂખી અને તરસી છે. જો એને આરોગ્યવર્ધક ખોરાક પીરસવામાં નહિ આવે તો એ હાનિકર્તા અને જીવલેણ (સાહિત્યિક) વાનગીઓ આરોગવા મજબૂર બનશે. અલ્લાહ તઆલા બચાવે !

દિલ બેચેની અનુભવે છે, પણ 'નકશબંદી ઔલિયા' જેવા પ્રકાશનો હાથમાં આવતાં દિલની બેચેની અને વ્યાકુળતાને શાતા વળે છે. અને આવાં પ્રકાશનો વખતોવખત બહાર પડતા રહે એવી પ્રબળ ઈચ્છા પણ દિલમાં જાગે છે.

**મુહતરમ મૌલાના હસન સાહબ ભડકોદ્રવી**
**[અધ્યક્ષ, પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ, કંથારીઆ]**

[૬]

'નકશબંદી ઔલિયા' પુસ્તક વિષે હું શું કહું ? મારી હસ્તી જ શું છે કે એ પુસ્તક વિષે કશું લખી શકું ? કદાપીત એકાદ શબ્દ લખું તો કદાચિત એ પણ ગુસ્તાખી લેખાશે.

એની કિંમત વિષે પણ શું લખું ? હિરાને પરખવા માટે ઝવેરાતનો ઈલ્મ હોવો જરૂરી છે અને મારા જેવા એની શું કિંમત આંકી શકે ? પરંતુ સમય એની કિંમત આંકશે.

ફાતીવાલા સાહબની બધી કૃતિઓ વિષે પણ શું લખું ? દરેક કૃતિ તેની આગવી વિશિષ્ટતા ધરાવે છે. દરેક કૃતિને બીરદાવવા માટે શબ્દોની નહિ પરંતુ દિલની જરૂરત છે.

ગરીબ મુસ્લિમ ગુજરાતી સાહિત્યમાં આવા અનમોલ હિરા સમાન ગ્રંથોનો ઉમેરો થતો રહે એવી મારી દુઆ છે.

**જનાબ મુઈનુદ્દીન મનીઆર સાહબ (યુ.કે.)**
**['તસવ્વુફ' વગેરે કિતાબોના વિદ્વાન લેખક]**

[૭]

બુઝુર્ગોની મજલિસમાં હાજરીથી ઈન્સાનને જે રૂહાનિય્યત પ્રાપ્ત થાય છે તેવી રૂહાની તાઝગી 'નકશબંદી ઔલિયા'ના ગ્રંથો વાંચવાથી પ્રાપ્ત થાય છે.

આ દૌરમાં સલાહિય્યતો કમઝોર થઈ જવાના કારણે તેમજ કિતાબોની કમીના કારણે બુઝુર્ગોની પ્રાચીન ફારસી, ઉર્દૂ કિતાબોથી લાભ લેવું મુશ્કેલ થતું જાય છે એટલે ગુજરાતી ભાષામાં આસાન કરીને બુઝુર્ગોના ઉલૂમને પેશ કરવા બદલ આપ અમારા સૌના અભિનંદનના

અધિકારી છો.

**હઝરત મૌલાના મુફ્તી મહમૂદ બારડોલવી સાહબ**
**ઉસ્તાદે હદીષ, દારુલ ઉલૂમ, ડાભેલ**

[૮]

પારસનો સ્પર્શ સોનું બનાવે છે તેમ બુઝુર્ગાને દીન, ઔલિયાની સુહબત માટીમાંથી માનવું રૂપાંતર કરે છે. વલીઓની વાતો અને તેમની જીવન રેખાઓ એ તેમની સુહબત, સંગાથ અને સાંનિધ્યનો બદલ છે. એના વાંચનમાં એક આકર્ષણ છે, દિલોની સફાઈ અને અલ્લાહ તરફ મોઢું ફેરવનાર છે, જીવનના માર્ગદર્શક ચિહ્નો છે.

મુહતરમ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા પોતે નકશબંદી મુજદ્દિદી સિલસિલા સાથે સંકળાયેલા છે. હવે તો મજલ પૂરી કરી ખિલાફત અને ઈજાઝતથી નવાઝવામાં આવ્યા છે. તેમના માટે નકશબંદી બુઝુર્ગોના જીવનચરિત્રો ભેગાં કરી છપાવવા Love's Labour સમાન છે. ખુદાપાક લાંબું નિરોગી જીવન બક્ષે. આમીન.

**'ઉમ્મીદ' સાપ્તાહિક, સુરત, તા. ૧૨-૧૦-૧૯૯૧**
**સમીક્ષક : મુહતરમ જનાબ અબ્દુલકાદિર મીર સાહબ**

[૯]

આ પુસ્તક નકશબંદી બુઝુર્ગોની ઈમાની ઝિંદગીઓ અને દીન ખાતર કરેલા મુજાહદાઓ પર પ્રકાશ નાંખે છે. વર્તમાન વિચારધારા અને સાયન્સના વધતા જતા ઝોર નીચે બુદ્ધિને જ દરેક જગ્યાએ ઉપયોગ કરતા લોકો માટે અલ્લાહવાળાઓની જીવન ઝરમરો ઈમાન વર્ધક બનશે. બુઝુર્ગોની ઝિંદગીઓ, તેમની ઈબાદતો અને તેમનાથી ઝાહિર થયેલી કરામતોનો ઈન્કાર કરનારાઓ વાસ્તવમાં દીનથી,

ઈબાદતની મહત્ત્વતાથી એટલા દૂર નીકળી ગયા છે કે તેમને આ વાતો પર યકીન નથી આવતો પણ એનાથી આપણી અશકિતઓ છતી થાય છે. મટીરીયલ વર્લ્ડમાં રાચતી ઝિંદગીના તાણા–વાણા એવા વણાઈ ગયા હોય ત્યારે અલ્લાહવાળા અને બુઝુર્ગોના અહેવાલ ઈમાની ઝિંદગી બેદાર કરવામાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. અલ્લાહ આપણને એમના જીવનથી પ્રેરણા પ્રાપ્ત કરી ઈમાની ઝિંદગી બનાવવાની તૌફીક આપે. લેખકને અભિનંદન અને દુઆ.

**'હયાત' માસિક, સુરત, ડિસેમ્બર – ૧૯૯૧**

**સમીક્ષક : હઝરત મૌલાના કારી રશીદ અહમદ સાહબ અજમેરી**

**[૧૦]**

મારી તોતેર વર્ષની ઝિંદગીમાં પ્રથમ વાર જ પથારીવશ થયો. તાવના કારણે તથા આધુનિક દવાઓ જેને હું કયારેય અડયો નથી તે લેવાથી આડ અસરોના કારણે ઘણો બેચેન હતો. તા. ૨૧–૯–૯૧ ના રોજ 'નકશબંદી ઔલિયા' ગ્રંથ બીજો ટપાલથી મળ્યો. વાંચન શરૂ કર્યું. બુઝુર્ગોને દીનના પ્રસંગો વાંચતો ગયો તેમ તેમ મારી બીમારી દફે થવા લાગી. તા. ૨૬–૯–૯૧ ના રોજ પુસ્તકનું વાંચન પૂરું કર્યું અને ખુદાના ફઝલથી મારી તમામ બીમારીઓ દૂર થઈ ગઈ !

દીની સાહિત્યના વાંચનથી દિલ દિમાગને શાંતિ મળે છે. રહેણી કરણીમાં સંયમ અને વિચાર, વાણી અને વર્તનમાં પવિત્રતા પ્રાપ્ત થાય છે. પરિણામે બરકતો નાઝિલ થાય છે. 'નકશબંદી ઔલિયા' ગ્રંથના વાંચન દ્વારા વાચક જાત અનુભવ કરી શકે છે. વસ્તુ નિરૂપણ બહુ સરળ અને સુંદર રીતે કરવામાં આવેલ છે. જનાબ ફાતીવાલા સાહબ સિદ્ધહસ્ત લેખક અને ભાષાન્તરકાર છે. ગુજરાતનું સાહિત્ય વર્તુળ તેમના માટે ગૌરવ લઈ શકે છે. આ ટૂંકા અવલોકનમાં

આ અમૂલ્ય પુસ્તકમાં પીરસેલી અલૌલિક વાનગીઓને ઈન્સાફ આપવા અસમર્થ છું.

'નકશબંદી ઔલિયા'ના ગ્રંથો ગુજરાતી સાહિત્યની અમૂલ્ય અને અમર કૃતિઓ પુરવાર થશે તેમાં શંકા નથી.

**'હિલાલ' પાક્ષિક, રાધનપૂર (ઉત્તર ગુજરાત) તા. ૨–૮–૧૯૯૨**
**સમીક્ષક : વકીલ કાલેખાન જી. પઠાણ સાહબ,** B.A., L.L.B.

**[૧૧]**

'નકશબંદી ઔલિયા' કિતાબો વિષયની સમૃદ્ધિની સાથે જ સરળ ભાષા અને સ્વચ્છ તથા સુંદર છપાઈથી પણ સજજ છે. એ માટે કિતાબના લેખક જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ આપણા તરફથી અનહદ અભિનંદન અને આભારના અધિકારી છે.

આ કિતાબોમાં મહાન બુઝુર્ગોના પવિત્ર જીવન ચરિત્ર ખૂબ જ સુંદર, સરળ ભાષામાં પ્રસ્તુત કરવામાં આવેલ છે. જેના વાંચનથી આત્માને સાંત્વન અને આનંદ મળે છે, રૂહને તાઝગી અને પ્રેરણા મળે છે.

આ કિતાબો દરેક ગુર્જર મુસ્લિમના ઘરની શોભા બને બલ્કે ઘરની આવશ્યકતા બની રહે એ ઘણું જરૂરી છે.

પુસ્તક લેખનની આધુનિક પદ્ધતિ અનુસાર પુસ્તકમાં ઉલ્લેખાયેલ વ્યકિતઓ, સ્થળો, ઈમારતો તેમજ આધાર પુસ્તકોની સૂચિ પ્રસ્તુત કરવાથી પુસ્તક ગુજરાતી મુસ્લિમ સાહિત્યના ગ્રંથાલયની મહામૂલી મૂડી બની ગયું છે.

**'મુજાહિદ' પખવાડિક, સુરત, તા. ૧–૧–૧૯૯૫**
**સમીક્ષક : હઝરત મૌલાના યા'કૂબ સરીગત સાહબ**

[૧૨]

ઈલ્મે તસવ્વુફથી ભરપૂર કિમતી ખઝાનો 'નકશબંદી ઔલિયા' ગ્રંથ બીજા (સ્વરૂપે) ભાઈ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબના મારફતે આપણા મુર્શિદ પીર શૈખ દામત્ બરકાતુહુમની નઝરે કરમ અને દુઆનો કરિશ્મો–કરામત જાહેર થયો છે.

**હઝરત મૌલાના અબ્દુલ કુદ્દૂસ સાહબ સૂફી દીવાન (લાજપૂર)**
**[હઝરત પીરો મુર્શિદ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપૂરી રહમતુલ્લાહિ અલયહિના ખલીફા]**

[૧૩]

જનાબ ફાતીવાલા વિદ્વાન સાહિબે કલમ છે. નકશબંદી સિલસિલાના એક ઈલ્મ પ્રેમી ફરઝંદ છે. દિવસોની અથાગ મહેનત અને ઘગશથી (નકશબંદી) બુઝુર્ગોની આ ગ્રંથમાળા તેમણે તૈયાર કરી છે. તે યકીનન્ દાદ અને મુબારકબાદીને પાત્ર છે. જનાબ ફાતીવાલાએ ગુજરાતી ભાષામાં નકશબંદી સિલસિલાની આટલી વ્યવસ્થિત અને સંગીન કલમી ખિદમતની પહેલ કરી છે તે યકીનન્ ધન્યવાદને પાત્ર છે.

સરળ મીઠી અને સારી દિલકશ ભાષામાં લખાયેલી આ કિતાબ મુસ્લિમ વાચકને આખિરતની યાદ અપાવે છે. દિલ અને રૂહને તાઝગી બક્ષે છે. અલ્લાહ તઆલા જનાબ ફાતીવાલાની આ ખિદમતને કબૂલ ફરમાવે અને તેમના કલમી ફયૂઝથી કૌમ વધુ લાભ ઉઠાવે.

**'તબલીગ' માસિક, આણંદ, નવેમ્બર – ૧૯૯૧**
**સમીક્ષક : હઝરત મૌલાના અબ્દુલ અહદ કાસિમી તારાપૂરી સા.**
**તંત્રી : 'તબલીગ' માસિક અને મુહતમિમ : દારુલ ઉલૂમ, તારાપૂર**

# મુબારક જીવનચરિત્ર

## અંબિયા અલયહિમુસ્સલામના જાનશીન

હક સુબ્હાનહૂ વ તઆલાએ પોતાના દીનની હિફાઝત અને મખ્લૂકની હિદાયતના માટે દરેક ઝમાનામાં અને દરેક વસ્તીમાં અંબિયા અલયહિમુસ્સલાતુ વસ્સલામને મોકલ્યા કે જેથી તેઓ દીને મતીનની તબ્લીગ ફરમાવીને લોકોને સિરાતે મુસ્તકીમ (સન્માર્ગ)ની હિદાયત ફરમાવે.

સૌથી છેલ્લે હઝરત અહમદ મુજતબા મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમને કામિલ અને મુકમ્મલ (પરિપૂર્ણ) દીને ઈસ્લામ અર્પણ કરીને મોકલ્યા. તે દીન કિયામત સુધી તમામ દુનિયાના માટે રાહે હિદાયત છે અને એ દીને મતીનની હિફાઝતની જવાબદારી હક સુબ્હાનહૂ વ તઆલાએ પોતે લીધી. અને એની એક જાહેરી વ્યવસ્થા આ ફરમાવી કે આ ઉમ્મતના ઉલમાએ કિરામને હઝરાતે અંબિયાએ ઈઝામ અલયહિમુસ્સલાતુ વસ્સલામના જાનશીન બનાવ્યા કે જેથી તેઓ દીનની અમાનતના હામિલ (ધારણ કરનારા) અને મુહાફિઝ (રક્ષક) થાય અને સંપૂર્ણ તનમય થઈને દીને ઈસ્લામની તબ્લીગ કરતા રહે.

એ જ મુબારક સિલસિલાની એક ઉમદા અને મજબૂત કડી હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની શયૂખ અહમદ ફારૂકી સરહિંદી કુદ્દિસ સિર્રુહૂ અને આપની મહાન અવ્લાદ છે. રહમતુલ્લાહિ તઆલા અલયૂહિમ રહ્મતંવ્ વાસિઅહ.

## હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની મહાન અવ્લાદ

### [૧] હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા સાહબઝાદહ હતા. આપનો જન્મ હિજરીસન ૧૦૦૦ માં થયો હતો. વિલાયતના મહાન દર્જાથી મુશર્રફ હતા. હિજરીસન ૧૦૨૫ માં, માત્ર ૨૫ (પચ્ચીસ) વર્ષની ભરયુવાન ઉંમરે, વાલિદ સાહબની હયાતીમાં જ પ્લેગની બીમારીમાં ઈન્તિકાલ ફરમાવી ગયા. આપની વિસ્તૃત જીવન ઝરમર 'મિલ્લતના નિગહબાન' (નકશબંદી અવ્લિયા ગ્રંથ : ચાર)માં પાના નંબર : ૫૨૧ થી ૫૩૩ આપેલી છે.

### [૨] હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના બીજા સાહબઝાદહ છે. આપનો જન્મ હિજરીસન ૧૦૦૫ માં થયો હતો. આપ પણ સાહિબે કમાલ બુઝુર્ગ હતા. હિજરીસન ૧૦૭૦ માં ૬૫ (પાંસઠ) વર્ષની ઉંમરે ઈન્તિકાલ થયો.

આપનું વિસ્તૃત જીવન ચરિત્ર ઈન્શાઅલ્લાહ નકશબંદી અવ્લિયા ગ્રંથ–૬ 'ફયુઝાને સઈદિય્યહ'માં લખવામાં આવશે.

### [૩] હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ત્રીજા સાહબઝાદહ છે.

આપનું વિસ્તૃત જીવન ચરિત્ર અત્યારે આપના હાથોમાં છે.

## [૪] હઝરત ખ્વાજા મુહમ્મદ ફર્રૂખ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના ચોથા સાહબઝાદહ છે.

આપનો જન્મ હિજરીસન ૧૦૧૦ માં થયો હતો અને હિજરીસન ૧૦૨૫ માં માત્ર ૧૫ (પંદર) વર્ષની કિશોર અવસ્થામાં ઈન્તિકાલ ફરમાવી ગયા હતા. આપની જીવન ઝરમર માટે જુઓ 'મિલ્લતના નિગહબાન', પાનું : ૫૩૩, ૫૩૪, ૫૩૫

## [૫] હઝરત ખ્વાજા મુહમ્મદ ઈસા રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના પાંચમા સાહબઝાદહ છે. આપનો જન્મ હિજરીસન ૧૦૧૭ માં થયો હતો અને હિજરીસન ૧૦૨૫ માં માત્ર ૮ (આઠ) વર્ષની નાની ઉંમરમાં ઈન્તિકાલ ફરમાવ્યો હતો. આપની જીવન ઝરમર માટે જુઓ 'મિલ્લતના નિગહબાન', પાનું ૫૩૫, ૫૩૬, ૫૩૭, ૫૩૮

## [૬] હઝરત ખ્વાજા મુહમ્મદ અશરફ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના છઠ્ઠા ફરઝંદ હતા. માત્ર ૨ (બે) વર્ષની બાળ વયમાં જ ઈન્તિકાલ ફરમાવ્યો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.

## [૭] હઝરત શાહ મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાતમાં ફરઝંદ અને આપની મુબારક અવ્લાદમાં છેલ્લા સંતાન છે.

આપનો મુબારક જન્મ હિજરીસન ૧૦૨૪ માં થયો હતો અને હિજરીસન ૧૦૯૬ માં ૭૨ (બોત્તેર) વર્ષની ઉંમરે ઈન્તિકાલ ફરમાવ્યો.

વિસ્તૃત જીવન ચરિત્ર માટે જુઓ 'મિલ્લતના નિગહબાન', પાના નં. : ૫૩૮ થી ૫૪૪

## હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની સાહબઝાદીઓ

### [૧] બીબી રુકય્યહ રહમતુલ્લાહિ અલયહા

દૂધ પીવાની નાની ઉંમરમાં જ ઈન્તિકાલ થઈ ગયો હતો.

### [૨] ઉમ્મે કુલ્સૂમ રહમતુલ્લાહિ અલયહા

હિજરીસન ૧૦૨૫ માં માત્ર ૧૪ (ચઉદ) વર્ષની નાની ઉંમરમાં જ ઈન્તિકાલ ફરમાવ્યો હતો.

આટલી નાની ઉંમરમાં પણ એમનું દિલ જારી થઈ ગયું હતું અને કયારે પણ ગફલત થતી ન હતી.

### [૩] બીબી ખદીજાબાનૂ રહમતુલ્લાહિ અલયહા

આપના નિકાહ આપના ચાચાના દીકરા સાથે થયા હતા. આપને ૩ (ત્રણ) સાહબઝાદહ અને ૭ (સાત) સાહબઝાદીઓ પૈદા થઈ હતી.

## ઉર્વતુલવુસ્કા હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના જન્મ વખતે ભારતીય ઉપખંડની રાજકીય પરિસ્થિતિ

હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂના જન્મ વખતે ભારતીય ઉપખંડમાં તૈમૂરી ખાનદાનની શાનદાર સલ્તનત ઉન્નતિની ચરમ સીમાએ પહોંચી ગઈ હતી. એમની સત્તા હેઠળ

બંગાળ, હિન્દુસ્તાન, પાકિસ્તાન અને અફઘાનિસ્તાન હતા.

મુગલ ખાનદાનના પાંચ મહાન બાદશાહોનો ઝમાનો હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિને જોવા મળ્યો. અર્થાત્ :

[૧] અકબર [૨] જહાંગીર
[૩] શાહજહાન [૪] દારા શિકોહ અને
[૫] આલમગીર ઔરંગઝેબ

● હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂનો મુબારક જન્મ મુગલ શહેનશાહ જલાલુદ્દીન મુહમ્મદ અકબરના દૌરમાં થયો. મુસલમાનો અને ઈસ્લામના માટે એ અત્યંત સંકટોથી પૂર્ણ સમય હતો.
● અકબર બાદશાહે નફસ અને શયતાનની જાળમાં ફસાઈને ઈમાનવાળાઓને સખ્ત કસોટીમાં નાંખ્યા હતા. એની ખૂબ જ વિગતવાર માહિતી 'મિલ્લતના નિગહબાન' કિતાબમાં, 'અકબર : અભણ અને ગુમરાહ બાદશાહ' નામના પ્રકરણમાં પાના નં. : ૧૭૦ થી ૨૨૩ (પચાસ ઉપરાંત પૃષ્ઠોમાં) આપેલી છે તે વાંચવા વિનંતી.

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના જન્મ પહેલાં બનેલી બે અતિ કરુણ ઘટનાઓ

અજબ સંજોગ છે કે હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના જન્મ પહેલાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ને બે મોટી કરુણ ઘટનાઓનો સખ્ત સદમો સહન કરવો પડયો.

(૧) ૨, જમાદિલ્ આખિર, ૧૦૦૭ ઈસ્વીસનના રોજ આપના સસરા શયૂખ સુલતાનને અકબરના હુકમથી ફાંસી આપવામાં આવી.

વધુ વિગતો માટે વાંચો : 'મિલ્લતના નિગહબાન', પાનું નં. : ૨૩૦, ૨૩૧, ૨૩૨

(૨) મજકૂર બનાવના માત્ર ૨૫ (પચ્ચીસ) દિવસ પછી ૨૭, જમાદિલ્ આખિર, ૧૦૦૭ ના રોજ આપના વાલિદ માજિદ હઝરત મખ્દૂમ શયૂખ અબ્દુલ્ અહદની વફાત થઈ.
ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.
જુઓ 'મિલ્લતના નિગહબાન', પાનું નં. : ૨૩૫

અર્થાત્ હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના નાના અને દાદા બન્ને બુઝુર્ગો આપના જન્મથી લગભગ ચાર મહિના પહેલાં વફાત પામી ગયા. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.

ગર્ઝ કે આલમે ઈસ્લામની દીની પડતી, ચિંતા અને દુઃખ તેમજ આ બુઝુર્ગોની જુદાઈના રંજ અને ગમ પછી હક સુબ્હાનહૂ વ તઆલાએ નેઅમુલ્ બદલના તૌર પર હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના જન્મની ખૂશી નસીબ ફરમાવી. એવું લાગે છે કે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહિમુહલ્લાહુને જેટલા ભારે પ્રમાણમાં દુઃખો સહન કરવા પડ્યા, એટલી જ મહાન નેઅમત હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમરહમતુલ્લાહિ અલયહિના સ્વરૂપમાં અતા ફરમાવી.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિની ઈસ્લાહી પ્રવૃત્તિઓની શરૂઆત હજુ થઈ ન હતી. આપ તે દૌરની ખરાબીઓને દૂર કરવા માટે તથા કાફિરાના અને મુશ્રિકાના રસ્મો અને અકીદાઓને જડમૂળમાંથી ઉખેડવા માટે ખૂબ જ વ્યાકુળ અને બેચેન હતા. દીને ઈસ્લામની ઉન્નતી અને બુલંદી તથા માનવ કલ્યાણની તડપ આપના મગજ અને વિચારોમાં છવાયેલી હતી. એવામાં રહમતે ઈલાહી જોશમાં આવી અને તેણે આ મુજદ્દિદીયહ

ખાનદાનને એવા ઝળહળતા સૂર્યથી નવાઝયા કે જેમની રોશનીથી કુફ્ર, શિર્ક, બિદઅત અને ગૈર ઈસ્લામી રીત–રિવાજો અને તરીકાઓના અંધારા દૂર થઈ ગયા અને ઈસ્લામની ફરીથી બોલબાલા થઈ ગઈ.

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)નો મુબારક જન્મ

હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુનો મુબારક જન્મ સોમવારના દિવસે, ૧૧ મી શવ્વાલ, ૧૦૦૭ હિજરીસન મુતાબિક ૭, મે, ૧૫૯૯ ઈસ્વીસનના રોજ બસ્તીએ મલિક હૈદરમાં થયો જે સરહિંદ શરીફથી બે માઈલ દૂર છે. ['મકામાતે ખૈર' : ૫૯]

હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના ત્રીજા ફરઝંદ છે; પરંતુ રૂહાની ફઝીલત અને દીની અઝમતની રૂએ મુજદ્દિદી ખાનદાનમાં બધાં ઉપર અગ્રતા ધરાવે છે, કારણ કે કય્યૂમિય્યત એવો મહાન મન્સબ છે કે જે જવલ્લે જ કોઈને નસીબ થાય છે.

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બશારત

આપના જન્મની ખૂશી વ્યકત કરતાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

> "મેં મારા ફરઝંદ મુહમ્મદ મા'સૂમના જન્મની રાતે ખ્વાબમાં જોયું કે હઝરત પયગમ્બરે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, અંબિયા અલયહિમુસ્સલાતુ વસ્સલામ, અસ્હાબે કિરામ (રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન) અને અવ્લિયાએ ઈઝામ (રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન સાથે સરહિંદ શરીફ શહેરમાં હાજર છે અને તે તમામ હઝરાત હઝરત રિસાલતે પનાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ

સલ્લમને મુબારકબા'દ આપી રહ્યા છે અને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મને ઈર્શાદ ફરમાવે છે કે :

"તમારા આ ફરઝંદ મારી ઉમ્મતના (અત્યારના) તમામ અવ્લિયાથી અફઝલ છે અને કમાલાત તેમજ કુર્બે ઈલાહીના તમામ દર્જાઓમાં તમારી સાથે છે..... અને એમનું આગમન તમારા હકમાં ઘણું મુબારક છે, કારણ કે ટૂંક સમયમાં તમને તે કમાલાત આપવામાં આવશે જે એનાથી પહેલાં કોઈ વલીને મળ્યા નથી. તે પછી એ કમાલાત આ ફરઝંદના ઝરીઆથી આખી દુનિયામાં ફેલાઈ જશે."

['રવ્ઝતુલ્ કય્યૂમિયહ', રુકન : ૨, પાનું : ૩]

## અન્ય બશારતો

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) ફરમાવ્યા કરતા હતા કે :

"મુહમ્મદ મા'સૂમનો જન્મ મારા માટે ખૂબ જ મુબારક બન્યો કે હું તેના જન્મના થોડા મહિના પછી હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુની મુબારક સુહબતથી સરફરાઝ થયો અને ત્યાં જોયું જે કંઈ જોયું ! ['ઝુબ્દતુલ્ મકામાત' : ૩૧૫]

ઉપરાંત આપની વાલિદા માજિદાનો ઈર્શાદ પણ એને સમર્થન આપે છે.

આપની માતા ફરમાવે છે કે :

"જ્યારે મારો ફરઝંદ મુહમ્મદ મા'સૂમ પૈદા થયો તો મારા પર એક ખાસ પ્રકારની બેખૂદી તારી થઈ ગઈ.

ત્યારે મેં જોયું કે :

- પૂર્વથી પશ્ચિમ સુધી સમગ્ર વિશ્વ રોશન થઈ ગયું !

- હઝારો ફરિશ્તાઓ અને અંબિયા અલયહિમુસ્સલાતુ વસ્સલામ મારા ઘરમાં હાજર છે !
- તેઓ બધાં મને મુબારકબાદ આપે છે કે :

"આ નૂર જેનાથી સમગ્ર વિશ્વ રોશન થઈ ગયું એ તારા ફરઝંદનું નૂર છે. ટૂંક સમયમાં એના વુજૂદ (અસ્તિત્વ)ના અનવારથી તમામ જહાન અને જહાનવાસીઓ રોશન થઈ જશે અને એની હિદાયત તેમજ ઈર્શાદનું નૂર એના ફરઝંદોના અને ખલીફાઓના ઝરીઆથી કિયામત સુધી બાકી રહેશે ! " ['રવ્ઝતુલ્ કય્યૂમિયહ', રુકન–૨, પા. : ૨]

## ઈસ્મે ગિરામી (મુબારક નામ)

- આપનું મુબારક નામ : મુહમ્મદ મા'સૂમ
- કુનિયત : અબૂલ્ ખયરાત
- લકબ : મુજદ્દિદીન
- મન્સબ : ઉર્વતુલ્ વુસ્કા, કય્યૂમે ઝમાં અને કુતુબુલ્ અકતાબ
- શરીઅતની શાખા : હનફી
- તરીકતની શાખા : નકશબંદી, મુજદ્દિદી છે.

## નસબે મુબારક (પવિત્ર વંશાવળી)

વિખ્યાત વિદ્વાન, લેખક અને સંશોધક માનનીય પ્રોફેસર ડોક્ટર મુહમ્મદ મસ્ઊદ અહમદ સાહબના સંશોધન પ્રમાણે ૩૧ (એકત્રીસ) વાસ્તાથી હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહમતુલ્લાહિ અલયહિ)ની વંશાવળી હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુ સુધી પહોંચે છે.

એની સંપૂર્ણ યાદી 'મિલ્લતના નિગહબાન'માં પાના નં. : ૧૪૫ અને ૧૪૬ ઉપર આપી છે.

## આપ રહમતુલ્લાહિ અલયહિના પવિત્ર પૂર્વજો

આપના ખાનદાનના મોટા ભાગના લોકો વિલાયત અને ઈરફાનના આકાશના સૂરજ તેમજ બુર્જે હિદાયત અને ઈમાનના ચાંદ બનીને ચમકયા છે.

- સય્યિદિના હઝરત ઉમર ફારૂક (રદિ.) હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ આલિહી વ સલ્લમના બીજા ખલીફા હતા.
- હઝરત આસિમ (રદિ.) હઝરત ઉમર (રદિ.)ના ત્રીજા ફરઝંદ હતા. આપ નિહાયત પાકીઝહ નફસ, આલિમ અને ફાઝિલ હતા. હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ રદિયલ્લાહુ અન્હુ આપના નવાસા હતા.
- હઝરત ફર્રુખ શાહ કાબુલના બાદશાહ અને સાહિબે વિલાયત બુઝુર્ગ હતા. આપની જ અવ્લાદમાં :
  - હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર રહમતુલ્લાહિ અલયહિ,
  - હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિસે દહેલવી રહિમહુલ્લાહુ અને
  - હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિરે મક્કી (રહ.) વગેરે હતા.

['તજલ્લિયાતે રબ્બાની' : ૩]

- શયૂખ ઈમામ રફીઉદ્દીન રહિમહુલ્લાહુ હઝરત સય્યિદ જલાલુદ્દીન બુખારી જહાનિયાન જહાંગશ્ત રહિમહુલ્લાહુના દામાદ અને ખલીફા ઉપરાંત ઈમામે નમાઝ અને સરહિંદ શરીફના સ્થાપક હતા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)ના દાદા હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ (રહ.) હઝરત શયૂખ રુકનુદ્દીન બિન હઝરત શયૂખ અબ્દુલ કુદ્દૂસ ગંગોહી ચિશ્તી, સાબરી (રહ.)ના ખલીફા હતા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના વાલિદ માજિદ હઝરત શયૂખ અહમદ ફારૂકી સરહિંદી (રહ.) મુજદ્દિદે અલ્ફેસાની, કય્યૂમ અને તમામ સિલસિલાઓના જામિઅ (સર્વગ્રાહી) હતા.

મજકૂર બુઝુર્ગો સાથેની આપની નિસ્બત આપની અઝમતે શાનના માટે કાફી છે.

## બાળપણના બે મહત્ત્વના બનાવો

સંજોગ જુઓ કે આપના બાળપણમાં બે મહત્ત્વની વ્યકિતઓના ઈન્તિકાલ થયા. એક દીની અને રૂહાની રીતે મહાન વ્યકિત છે અને બીજી દુન્યવી રીતે.

## [૧] હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુનો ઈન્તિકાલ

દીની અને રૂહાની રીતે નકશબંદી સિલસિલાના મહાન બુઝુર્ગ અને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના શયૂખે તરીકત હઝરત ખ્વાજા બાકી બિલ્લાહનો દિલ્હીમાં ઈન્તિકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.

હઝરત રઝિયુદ્દીન મુહમ્મદ બાકી ઉર્ફે ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ બિન કાઝી અબ્દુસ્સલામ ખિલજી સમરકંદીનો જન્મ હિજરીસન ૯૭૧ માં કાબુલમાં થયો હતો. બાળપણથી જ બુઝુર્ગી અને પવિત્રતાની નિશાનીઓ આપની પેશાનીથી જાહેર થતી હતી.

વિદ્યાર્થીકાળમાં પણ આપ આપના ઝમાનાના અવૂલિયાની સુહબતમાં હાજર થઈને બાતિની કમાલાત પ્રાપ્ત કરતા હતા. એ જ તલબ અને તલાશમાં માવરાઉન્નહર, બલખ, બદખ્શાન અને હિન્દુસ્તાનના વિવિધ પ્રદેશોમાં તશરીફ લઈ ગયા. છેવટે બુખારાના અમ્કનહ નામના ગામમાં હઝરત ખ્વાજા અમ્કંગી રહિમહુલ્લાહુની ખિદમતમાં હાજર થઈને બયૂઅત અને ખિલાફતથી સરફરાઝ થયા.

પોતાના શયૂખની સૂચના પ્રમાણે હિન્દુસ્તાન તશરીફ લાવ્યા. અહીં આપની ઘણી જલ્દી ખ્યાતી થઈ. મોટા મોટા શાહી અમીરો

આપના અકીદતમંદ થઈ ગયા. થોડા વર્ષ હિદાયત અને તબ્લીગનું કામ કરવા બા'દ શનિવાર, ૨૫, જમાદિલ્ આખર, ૧૦૧૨ હિજરીસનના રોજ દિલ્હીમાં ઈન્તિકાલ ફરમાવ્યો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.

આપની અવ્લાદમાં બે સાહબઝાદહ અને બે સાહબઝાદીઓ હતી. સાહબઝાદાઓના નામ ખ્વાજા ઉબયૂદુલ્લાહ અને ખ્વાજા અબ્દુલ્લાહ હતા.

આપના ખલીફાઓમાં :

[૧] હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ,
[૨] હઝરત શયૂખ તાજુદ્દીન સંભલી રહમતુલ્લાહિ અલયહિ અને
[૩] હઝરત ખ્વાજા હિશામુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ

મશહૂર છે. વિસ્તૃત જીવન ચરિત્ર માટે વાંચો : 'નકશબંદી અવ્લિયા, ગ્રંથ : ત્રીજો' અને 'મિલ્લતના નિગહબાન, ગ્રંથ : ચોથો'

## [૨] અકબરનું અવસાન

દુન્યવી રીતે એક મોટી વ્યકિત મુગલ શહેનશાહ જલાલુદ્દીન મુહમ્મદ અકબરનું આગ્રામાં અવસાન થયું. એનો વિસ્તૃત પરિચય 'મિલ્લતના નિગહબાન' કિતાબમાં 'અકબર : અભણ અને ગુમરાહ બાદશાહ' નામના પ્રકરણમાં પાના નં. : ૧૭૦ થી ૨૨૩, પચાસ ઉપરાંત પૃષ્ઠોમાં આપેલો છે.

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુની બાળપણની કેટલીક ખુસૂસિયાત (વિશિષ્ટતાઓ)

હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિની બાળપણની કેટલીક ખુસૂસિયતો નીચે પ્રમાણે હતી :

[૧] સામાન્ય બાળકોની જેમ આપ રડતા ન હતા.
[૨] આપના કપડાં ગંદા થતા ન હતા.
[૩] જો કોઈ સંજોગમાં આપનું બદન ખૂલી જતું તો આપ તત્કાળ ઢાંકી લેતા હતા.
[૪] આપ દાયા પાસે કદી દૂધ માંગતા ન હતા. તે પોતે જ પીવાડતી તો પી લેતા.
[૫] રમઝાન મહિનામાં દિવસે દાયા દૂધ પીવાડવા કેટલીયે કોશિશ કરતી, પરંતુ આપ પોતાનું મોઢું ફેરવી લેતા અને મગરિબની નમાઝ બા'દ દૂધ પીતા.
[૬] આપના દૂધ પીવાના ઝમાનામાં એક વર્ષે રમઝાનુલ મુબારકના ચાંદમાં લોકોને શંકા થઈ. જો કે ચાંદ થઈ ગયો હતો અને હઝરત મુજદિદે અલ્ફેસાની રહિમહુલ્લાહુએ રોઝો રાખી લીધો હતો.

લોકોના પૂછવાથી હઝરતે ફરમાવ્યું કે :

“હું તપાસ કરું કે મુહમ્મદ મા'સૂમે દૂધ પીધું કે નહિ ? ”

તપાસ કરતાં જાણવા મળ્યું કે દૂધ પીધું નથી. એટલે હઝરતે શરઈ સ્પષ્ટીકરણ અને સાહબઝાદહની કરામતની લોકોને જાણ કરી. એનાથી લોકોને સંતોષ થયો [‘રવ્ઝતુલ્ કય્યૂમિયહ’, રુકન : ૨, પા. : ૩]
[૭] બચપનમાં જયારે આપ મજલિસો અને મેહફિલોમાં જતાં તો ‘અસ્સુલૂક અસ્સુલૂક’ ફરમાવતા અને સુલૂકની વાતો બયાન કરતા તો લોકોના દિલો પર તત્કાળ તેની અસર થતી હતી.

[‘રવ્ઝતુલ્ કય્યૂમિયહ’, રુકન : ૨, પાનું : ૩]
[૮] હઝરત મુજદિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ દિલ્હીમાં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં રહેતા હતા ત્યારની વાત છે. એક દિવસ હઝરત

મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ ઝિક્રના હલ્કામાંથી ફારિગ થઈને આરામ કરવાના માટે પોતાના હુજરામાં તશરીફ લાવ્યા. જોયું તો ત્યાં આપના બિસ્તર પર હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ આરામ ફરમાવે છે. આપ તુરંત વાપસ ચાલી આવ્યા.

ખાદિમે અરજ કરી કે :

"અગર ઈજાઝત હોય તો મખ્દૂમઝાદહને જગાવી દું ? "

આપે ફરમાવ્યું કે :

"ખુદાવંદ જલ્લેઅલાનો એક દોસ્ત આરામ ફરમાવે છે. એવું ન થાય કે મારું (ત્યાં) જવું રંજ અને દુઃખનું કારણ બને."

જો કે બહાર ઘણી ગરમી હતી પરંતુ આપ ત્યાં બહાર જ થોભી ગયા. જયારે મખ્દૂમઝાદહ પોતે જ જાગી ગયા અને આપને આ વાતની જાણ થઈ તો ઉતાવળે બહાર તશરીફ લાવ્યા અને આદાબ તથા તસ્લીમાત બજાવ્યા. ['હઝરાતુલ્ કુદ્સ' : ૨૨૯]

[૯] કહે છે કે, એક દિવસે હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિને ઈલ્હામ થયો કે, બાર દિવસ પછી, બપોરે તારો ઈન્તિકાલ થઈ જશે.

- બીજા દિવસે ઈલ્હામ થયો કે અગિયાર દિવસ પછી બપોરે થશે.
- ત્રીજા દિવસે ઈલ્હામ થયો કે દસ દિવસ પછી થશે.

ગરઝ કે દરરોજ એક દિવસ ઘટતો જતો હતો. જયારે એક દિવસ બાકી રહી ગયો ત્યારે આપે આપના વાલિદ માજિદને વાત કરી અને ખાતિમહ બિલ ખૈર થવાની દુઆની દરખાસ્ત કરી.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

"તમે કંઈ ચિંતા ન કરો. એ (ઈલ્હામ)થી મુરાદ આ છે કે એ

વખતે તમારો નુઝૂલ કામિલ થશે.''

એટલે એવું જ થયું કે બારમા દિવસે બપોરે આપનો નુઝૂલ કામિલ થઈ ગયો.

## ૧૪ વર્ષની ઉંમરે 'કુતુબ'ના મનસબની બશારત

હઝરત ઉર્વતુલ વુસ્કા હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ પોતે પોતાના એક મકતૂબ (પત્ર)માં લખે છે કે :

જે સમયે તેઓ લગભગ ૧૪ વર્ષની ઉંમરના દુરવેશ હતા ત્યારે આપે (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ)ની ખિદમતે અશરફમાં અર્ઝ કરી હતી કે :

> ''હું મારામાં એક નૂર પામું છું કે તમામ દુનિયા એ નૂરથી મુનવ્વર છે અને તે નૂર દુનિયાના દરેક કણ કણમાં પ્રસારિત થયેલું છે. જો એ નૂર ખત્મ થઈ જાય તો દુનિયા અંધકારમય થઈ જાય.''

હઝરતે આ'લી (મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ)એ આપને બશારત આપતા ફરમાવ્યું કે :

> ''તું પોતાના સમયનો કુતુબ થશે. મારી આ વાત યાદ રાખ.''

અલ્લાહ તઆલાનો શુક્ર છે કે જે ચીઝનો વાયદો કરવામાં આવ્યો હતો તે પૂરો થઈ ગયો અને બશારતની અસર હાસિલ થઈ ગઈ કારણ કે 'કુતુબ' હોવું 'કય્યૂમિય્યત'ની જ એક શાખા છે.

['મકતૂબાતે મા'સૂમિય્યહ' દફતર અવ્વલ, મકતૂબ (પત્ર) નં. : ૮૬]

## આપની જાહેરી તા'લીમ અને તરબિયત

જયારે આપ તા'લીમ હાસિલ કરવાની વયે પહોંચ્યા તો આપને

મકતબમાં બેસાડી દેવામાં આવ્યા. ત્યાં આપે થોડી મુદતમાં કુર્આન કરીમ હિફ્ઝ કરીને બીજા ઈલ્મ હાસિલ કરવા પર ધ્યાન કેન્દ્રિત ફરમાવ્યું.

● આપે કેટલીક દર્સી કિતાબો :

પોતાના મોટા ભાઈ ખ્વાજા મુહમ્મદ સાદિક (રહિમહુલ્લાહુ) પાસે, અને વધુ પડતી કિતાબો પોતાના વાલિદ માજિદ (રહ.) પાસે, અને મૌલાના શૈખ મુહમ્મદ તાહિર લાહોરી પાસે પઢી.

● ત્રણ મહિનામાં આપે કુર્આન શરીફ હિફ્ઝ કર્યું.

## આપની બાતિની તા'લીમ અને તરબિયત

● પોતાના વાલિદ માજિદ પાસે નકશબંદી, મુજદ્દિદી તરીકો હાસિલ કર્યો. અને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂએ આપને મકામાતે આલિયહ કય્યૂમિય્યહની બશારત આપી.

● હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂની મુબારક તવજ્જુહની અસરથી આપ પણ પોતાના મોટા ભાઈઓની જેમ ૧૬ (સોળ) વર્ષની ઉંમરમાં ઈલ્મ પ્રાપ્તિથી ફારિગ થઈ ગયા હતા. જોકે આ દરમિયાન પણ તહસીલે હાલ (તસ્ફિયએ બાતિન)માં પ્રવૃત્તિમય હતા. પરંતુ જયારે ઈલ્મ પ્રાપ્તિથી ફારિગ થયા તો સંપૂર્ણ રીતે એ તરફ મુતવજ્જિહ થઈ ગયા અને પોતાના વાલિદ માજિદની ઈનાયતો (કૃપાઓ) અને તવજ્જુહના કારણે અહવાલ અને ખાસ ભેદોથી સંપૂર્ણ હિસ્સો હાસિલ કર્યો.

● 'ઝુબ્દતુલ મકામાત'ના લેખક ફરમાવે છે કે :

મેં પોતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂની મુબારક ઝબાનથી આ ફરમાવતા સાંભળ્યું છે કે :

"મુહમ્મદ મા'સૂમનો અમારી નિસ્બતોને દિન પ્રતિદિન ઈકતિબાસ કરવું એ જ રીતે છે જેમ કે શર્હે વિકાયહના લેખકનું પોતાના દાદા

પાસે તેમની વિકાયહના સંપાદનને હિફઝ કરવું."

'શર્હે વિકાયહ'ની પ્રસ્તાવનામાં લેખકે લખ્યું છે કે :

"વિકાયહ જે રીતે ધીમે ધીમે મારા પૂર્વજો સંપાદન કરતા જતા હતા હું પણ તેને ધીમે ધીમે યાદ કરતો જતો હતો. જેથી આ સંપાદન પૂર્ણ થયું તો સર્વ મારા દિમાગમાં સુરક્ષિત હતું."

- આપની પ્રશંસા અને વખાણ તથા લાયકાતની ઉચ્ચતા વિષે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂએ ફરમાવ્યું :

"તે મુહમ્મદિયુલ્ મશ્રબ છે."

- એક બીજા મકતૂબમાં લખે છે :

"પોતાના ફરઝંદ મુહમ્મદ મા'સૂમ વિષે શું લખું ! તેઓ પોતે આ દૌલત અર્થાત 'વિલાયતે ખાસ્સએ મુહમ્મદિય્યહ અલા સાહિબિહસ્સલાતુ વત્તહિય્યહ'ની લાયકાત ધરાવે છે."

- ઉપરાંત ફરમાવે છે :

"આ તેમની લાયકાતની ઉચ્ચતાનો તકાઝો હતો કે ત્રણ વર્ષની ઉંમરમાં જ તેણે લાયકાતની જામિઈય્યત અને ઝાતી તજલ્લીની હકીકત અને તૌહીદમાં લબ કુશાઈ (વાતો) કરી."

અને કહેવા લાગ્યા કે :

"હું આસમાન છું,
હું ઝમીન છું અને
હું ફલાણો છું અને ફલાણો છું."

સાચું છે :

**ચૂં ઝુલયખા કઝ સિપન્દ આં તા બઊદ,**
**નામે જુમ્લહ ચીઝ યૂસુફ કર્દહ બુવદ.**

[જેમ કે ઝુલયખાએ દરેક નાની–મોટી વસ્તુનું નામ યૂસુફ કરી દીધું હતું.]

તે પછી હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂએ ફરમાવે છે :

"આ રાહમાં ફયૂઝાને ઈલાહીના અનવાર હાસિલ થવામાં વૃદ્ધ અને જુવાન, સ્ત્રી અને પુરુષ અને બાળકો સર્વ બરાબર છે."

ذٰلِکَ فَضۡلُ اللّٰهِ یُؤۡتِیۡهِ مَنۡ یَّشَآءُ
وَاللّٰهُ ذُو الۡفَضۡلِ الۡعَظِیۡمِ

[આ અલ્લાહ તઆલાનો ફઝલ છે, જેને ચાહે છે (તેને) આપે છે અને અલ્લાહ તઆલા ઘણો મોટો ફઝલવાળો છે.]

બાળપણના જમાનામાં હઝરત ખ્વાજામાં જોયેલી લાયકાતની ઉચ્ચતા અને રુશ્દો હિદાયતના આ ચિહ્નોના કારણે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂની ખાસ નઝરે ઈનાયત આપના શામિલે હાલ રહેતી હતી અને હઝરત આ મખ્ફી (ગુપ્ત) કમાલાતના ઝાહિર થવાના ઈન્તિઝારમાં રહેતા હતા, જે આપની સંપૂર્ણ લાયકાતમાં વદીઅત (અનામત) હતા અને ફરમાવ્યા કરતા હતા કે :

એટલા માટે કે ઈલ્મ એ હાલનો મબ્દઅ (મૂળ સ્રોત) છે, એટલા માટે તેને હાસિલ કરવા વગર છુટકો નથી.

એટલા જ કારણે ઉલૂમે મઅકૂલ અને મન્કૂલને હાસિલ કરવાનું પણ માર્ગદર્શન ફરમાવતા અને મુશ્કિલ ઈલ્મી કિતાબોના દરેક પૃષ્ઠને પઢવાનો હુકમ ફરમાવીને ઈર્શાદ ફરમાવ્યા કરતા હતા :

"બેટા ! આ ઈલ્મની પ્રાપ્તિથી જલ્દીથી ફારિગ થઈ જાઓ, અમારે તમારાથી મોટા મોટા કામો લેવાના છે."

['ઝુબ્દતુલ મકામાત' : ૩૧૬]

## શાદીખાના આબાદી

જયારે આપ બાલિગ થયા તો હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂએ આપની શાદી કરવાની ઈચ્છા વ્યકત કરી અને એ વિષે મસનૂન તરીકા પર ઈસ્તિખારહ કર્યો, પણ ઈજાઝત ન મળી. હઝરત એક મુદ્દત સુધી આ બાબતમાં બારગાહે ખુદાવંદીમાં દુઆ માંગતા રહ્યા.

એક દિવસ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂ ઈસ્તિન્જા કરવા માટે તશરીફ લઈ ગયા. હજુ પેશાબ કરવાના ઈરાદાથી બેઠા જ હતા કે ત્યાં ઘઉંના થોડા દાણા પડેલા નઝર આવ્યા. આપે એ દાણાનો અદબ કરીને ત્યાં પેશાબ ન કર્યો અને પેશાબ કરવા વગર જ ઊભા થઈ ગયા.

એ જ દરમિયાન આપને ઈલ્હામ થયો કે :

અમે તમને તમારા ફરઝંદના નિકાહની ઈજાઝત આપી દીધી.

અને સાથે જ મુન્કશિફ (પ્રગટ) થયું કે :

અમે આ કામથી એટલા માટે રોકયા હતા કે અમને ગૈરત આવતી હતી કે મુહમ્મદ મા'સૂમનો સંબંધ દુનિયાથી હોય, પરંતુ અમારા ઈરાદામાં છે કે તમારા ફરઝંદ અમારી બારગાહમાં મુકર્રબ થશે અને દીન અને દુનિયાના કારખાના તે ફરઝંદના હવાલે થશે, એટલા માટે નિકાહની ઈજાઝત આપવામાં આવે છે.

જેથી ૨૭, ઝિલ્હિજ્જહ, હિજરીસન ૧૦૨૧ ના દિવસે આપના મુબારક નિકાહ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂના એક ખલીફા મીર સફર અહમદ રૂમી અલયહિર્રહમહની બીજી સાહિબઝાદી 'બીબી રુકૈય્યહ' સાથે થયા અને આપની તમામ અવલાદ આ જ ખાતૂનથી છે.

['રવઝતુલ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૪, ૫, 'ઉમ્દતુલ મકામાત' : ૨૫૬, 'જવાહિરે મઅસૂમિય્યહ' : ૧૩, ૧૪]

## મીર સફર અહમદ રૂમી રહમતુલ્લાહિ અલયહિ

મીર સફર અહમદ રૂમી અલયહિર્રહમહ સહીહુન્નસબ સય્યિદ અને રૂમના બાદશાહના ખાસ માનવંત મશાઈખમાંથી હતા.

હરમૈન શરીફૈનની ઝિયારતના શૌખમાં મદીના મુનવ્વરા ગયા.

એક દિવસ હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝએ પુરનૂરની સામે નમ્રતાપૂર્વક બેઠા હતા ત્યારે આપને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતનો શર્ફ હાસિલ થયો અને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મીર સાહિબ મૌસૂફને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂની ખિદમતમાં સરહિંદ શરીફ જવાની હિદાયત ફરમાવી. જેથી આપ હિન્દુસ્તાન રવાના થઈ ગયા.

હિજરીસન ૧૦૧૨ મુતાબિક ઈસ્વીસન ૧૬૦૩ માં જયારે આપ લાહોર પહોંચ્યા ત્યારે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂ પણ લાહોરમાં જ તશરીફ ફરમા હતા, એટલે હઝરતની બરકતવંત ખિદમતમાં હાજર થઈને બયઅતના શર્ફથી આપ મુશર્રફ થયા અને સુલૂકની પરિપૂર્ણતા પછી હઝરતે આપને ખિલાફત અને ઈજાઝતથી સરફરાઝ ફરમાવ્યા.

મીર સાહિબ મૌસૂફે બાકીની પૂરી ઝિંદગી હઝરતની ખિદમતમાં વીતાવી અને હિજરીસન ૧૦૫૦ મુતાબિક ઈસ્વીસન ૧૬૩૧ માં સરહિંદ શરીફમાં જ આપનો ઈન્તિકાલ થયો.

['રવઝતુલ કય્યૂમિય્યહ', રુકન : ૧, પૃષ્ઠ : ૧૧૯ અને ૩૩૯]

## કેટલાક દુઃખદ બનાવો અને કસોટીઓ

હઝરતે હક સુબ્હાનહૂ વ તઆલાની હિકમતોને કોણ સમજી શકે છે અને કોની મજાલ છે કે તેના હુઝૂરમાં કંઈ બોલી શકે ?

સરહિંદ શરીફ તે શહેર છે જેના વિષે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂ લખે છે :

"અલ્લાહ સુબ્હાનહૂ વ તઆલાની ઈનાયત અને તેના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તુફૈલ સરહિંદ શરીફ શહેર મારું જન્મ સ્થળ છે. અહીં મારા માટે ઊંડા અને અંધારા કૂવાને પૂરીને એક ઉચ્ચ ચબૂતરો બનાવવામાં આવ્યો છે અને તેને વધુ શહેરો અને સ્થળો પર બુલંદી (ફઝીલત) બખ્શવામાં આવી છે અને તે ઝમીનમાં બેસિફતી અને બેકેફીનું એક નૂર અમાનતના રૂપે મૂકવામાં આવ્યું છે અને તે નૂર પેલા નૂરની જેમ છે જે બયતુલ્લાહ શરીફની પાક અને મુકદ્દસ ઝમીનથી બુલંદ અને રોશન થઈ રહ્યું છે."

['મકતૂબાતે હઝરત મુજદ્દિદ (રહ.)', દફતર : ૨, મકતૂબ : ૨૨]

## સરહિંદ શરીફની ફઝીલતો

[૧]

હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂ આ શહેરની ફઝીલત અને બુઝુર્ગી વિષે લખે છે :

"આજે સરહિંદ શરીફની ઝમીન ફુયૂઝ અને અનવારની વિપુલતા અને અસરાર (ભેદો)ના જાહેર થવાના કારણે હિન્દુસ્તાન અને વિદેશીઓ માટે રશ્ક (ઈર્ષા) (ની જગા) છે."

['મકતૂબાતે મઅસૂમિય્યહ', દફતર : ૧, મકતૂબ : ૮૦]

[૨]

એક બીજા મકતૂબમાં હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ લખે છે :

- બેશક, આજે હક જલ્લો અલાના તલબગારોની ઉમ્મીદની આંખો આ અનવારથી ભરપૂર મઝાર પર લાગેલી છે અને ઉલૂમ અને અસરારથી ફૈઝયાબ થવું આ દેશમાં આ સરઝમીનની સાથે સંબંધિત છે.
- સરહિંદ શરીફની સરઝમીન જોકે જાહેરમાં હિન્દુસ્તાન સાથે સંબંધ ધરાવે છે, પરંતુ જન્નતનો બાગ અને વિલાયતની બારી છે, બલ્કે વિલાયતની ઈર્ષા છે.
- ત્રણ વિલાયતો (વિલાયતે અવલિયા, વિલાયતે મલાઈકહ અને વિલાયતે અમ્બિયા અલયહિમુસ્સલામ)નું અહીં મર્કઝ છે.
- કમાલાતે નુબુવ્વત અને વિરાષત અહીં જલ્વહગર છે.
- અસરારે ખુલ્લત અને મુહબ્બત એ જ મકામમાં જાહેર છે.
- કઅ્બએ હસનહના અનવાર એ સરઝમીનમાં જાહેર છે.
- એની માટીને મદીનહ મુનવ્વરહની માટી સાથે ગૂંદવામાં આવી છે.

['મકતૂબાતે મઅસૂમિય્યહ', દફતર : ૩, મકતૂબ : ૮૧]

## તાઊન (પ્લેગ)ના રોગચાળાની આફત

પણ હક સુબ્હાનહૂ વ તઆલાની બેનિયાઝીની શાન ધ્યાનપૂર્વક જુઓ કે હિજરીસન ૧૦૨૫ મુતાબિક ઈસ્વીસન ૧૬૧૬ માં આ જ બરકતવંત શહેરથી તાઊન (પ્લેગ)ની એવી સખ્ત વબા (રોગચાળો) ફેલાઈ કે હિન્દુસ્તાનના વિવિધ શહેરોને પોતાની લપેટમાં લઈ લીધા અને દરરોજ હઝારો ઈન્સાનોને મોતના ઘાટ ઉતારી દીધા.

## ઉચ્ચ મર્તબાવાળા ભાઈઓની વફાત

એવું મા'લૂમ થાય છે કે એ વબા ખત્મ પણ અહીં જ થઈ, કારણ કે હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક કુદિસ સિર્રુહૂ (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહિમહુલ્લાહુના મોટા સાહિબઝાદહ) ફરમાવે છે કે :

"વબા કોઈ તરલુકમ્હ (કોળિયો) ચાહે છે, જયાં સુધી હું ન જઈશ, આ (વબા) શાંત ન થશે."

જેથી સોમવાર, ૯, રબીઉલ્ અવ્વલના દિવસે આપનો એ જ વબામાં ઈન્તિકાલ થયો. ['ઝુબ્દતુલ્ મકામાત' : ૩૦૫]

આ મોટા દુઃખદ બનાવથી બે દિવસ અગાઉ આપના બે નાના ભાઈઓ ખ્વાજા મુહમ્મદ ફર્રુખ અને ખ્વાજા મુહમ્મદ ઈસા પણ આ વબાના શિકાર થઈ વફાત પામી ચુકયા હતા.

આ કરુણ બનાવો તમામ સંબંધીઓ માટે ઘણા દુઃખદાયક અને દર્દનાક હતા.

## હઝરત મુજદ્દિદ રહિમહુલ્લાહુ ગ્વાલિયરના કિલ્લામાં

એ પછી હિજરીસન ૧૦૨૮ માં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂને ઈલ્હામ થયો કે :

"હમણાં સુધી આપની તરબિયત જમાલી રીતે થઈ હતી, હવે હક સુબ્હાનહૂ વ તઆલાને મંઝૂર છે કે જલાલી રીતે થાય."

['મકતૂબાતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહિમહુલ્લાહ' દફતર : ૩, મકતૂબ : ૬]

એટલે હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિને જહાંગીરના દરબારમાં હાજર થવું પડયું અને એક વર્ષ સુધી ગ્વાલિયરના કિલ્લામાં કેદ થઈને તકલીફો બરદાશ્ત કરવી પડી.

તે ઝમાનામાં હઝરત ઉર્વતુલ વુસ્કા રહિમહુલ્લાહુ અને આપના મોટા ભાઈ ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુને પોતાના વાલિદ માજિદની હિદાયત અનુસાર ઘરથી દૂર કોહસ્તાન (પહાડી પ્રદેશ) (વઝીરસ્તાન)માં એક મુદ્દત વીતાવવી પડી અને સરહિંદ શરીફમાં આપની હવેલી, મુસાફરખાના, કૂંવા, બગીચા, કિતાબો અને બીજી તમામ વસ્તુઓ પર હુકૂમતે ઝબરદસ્તી કબજો કરી લીધો.

તો હઝરતે તેમને લખ્યું કે :

"હવેલી, મહેલ, કૂવો, બાગ, કિતાબો અને બીજી ચીઝોનો ગમ સહેલો છે. એ ચીઝોની ચિંતામાં વખત બગાડવો ન જોઈએ. જો આપણે મરી જતે તો એ ચીઝો પણ ચાલી જતે. બેહતર છે કે આપણી જિંદગીમાં ચાલી જાય જેથી કોઈ ચિંતા ન રહે."

['દુર્રે લાસાની' ભાગ : ૩, પત્ર : ૨, પાનું : ૨૨૦]

એક બીજા મુબારક પત્રમાં આપે લખ્યું છે કે :

- લોકોનો ઝુલ્મ, ઠપકો અને તિરસ્કાર દિલની સફાઈ કરે છે.
- ફકીર (હું) જયારે (ગ્વાલિયરના) કિલ્લામાં (કેદખાનામાં) પહોંચ્યો ત્યારે પ્રાથમિક અવસ્થામાં મહેસૂસ થતું હતું કે :
  - લોકોની મલામત (ટીકાઓ)ના અનવાર શહેરો અને ગામોમાંથી નૂરાની વાદળોની જેમ એક પછી એક (મારા પર) વરસી રહ્યા છે !
  - (મારું) વરસોનું કામ જલદી પૂરું થયું છે.
  - સબ્રના મકામથી તરક્કી કરીને (હું) રઝાના મકામમાં પહોંચ્યો છું !
  - હવે જમાલના કરતાં જલાલ વધારે લિઝ્ઝત આપે છે.
- જમાલ અને ઈનામમાં પોતાના દિલની મુરાદ સંપૂર્ણ ભરેલી હોય છે જયારે જલાલ અને દુઃખમાં ખાલિસ મેહબૂબની જ મુરાદ હોય છે."

['દુર્રે લાસાની' ભાગ : ૩, પત્ર : ૬, પાનું : ૨૨૫]

## કેદમાંથી મુક્તિ

જહાંગીર બાદશાહે એક વર્ષ પછી હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂની મુક્તિનો હુકમ પ્રગટ ફરમાવ્યો અને પોતાની પાસે બોલાવીને ઘણી જ નરમી અને કૃપાથી પેશ આવ્યો, અહીં સુધી કે જહાંગીરની મુગ્ધતા અને અકીદતમંદી એટલી હદ સુધી વધી કે 'ખઝીનતુલ્ અસ્ફિયાઅ'ના લેખકના કોલ અનુસાર :

[બાદશાહ (જહાંગીર) આ હદ સુધી શૈખ (હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિ)ના મુહિબ્બીનમાંથી થઈ ગયો કે તેમને પોતાનાથી અલગ નહીં કરતો હતો અને શાહઝાદહ ખુર્રમ (શાહજહાં)ને શૈખના મુરીદોના વર્તુળમાં દાખલ કરી દીધા. જેથી શાહજહાં અને આ'લમગીરના ઝમાના સુધીના તમામ બાદશાહો ઉલમા અને વઝીરોની સાથે મુજદ્દિદિય્યહ સિલસિલામાં દાખલ થતા હતા.]

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિએ કેદની મુક્તિ પછી જયારે હાલાતને ખૂશગવાર જોયા અને જહાંગીર બાદશાહ આપનો મુખ્લિસ અને મુઅતકિદ થઈ ગયો તો આપે હિજરીસન ૧૦૨૯ મુતાબિક ૧૬૨૦ ના અંતમાં બન્ને સાહિબઝાદાઓ હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ અને ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિને કોહિસ્તાનથી બોલાવીને થોડો સમય પોતાની પાસે લશ્કરમાં રાખ્યા અને વધુ બાતિની દરજાઓ તય કરાવીને સરહિંદ શરીફ રવાના કરી દીધા.

જહાંગીરના દરબારમાં હાજરી પછીના તમામ બનાવોની વિસ્તૃત વિગતો 'મિલ્લતના નિગહબાન' કિતાબમાં પૃષ્ઠ : ૩૩૪ થી ૪૦૭ સુધી લખેલી છે ત્યાં વાંચવા વિનંતી.

## પ્રથમ અને સૌથી મોટા પુત્રનો જન્મ

૧૧, રબીઉસ્સાની, હિજરીસન ૧૦૩૨ મુતાબિક ઈસ્વીસન ૧૬૨૩ ના દિવસે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના મુબારક જીવનમાં જ હઝરત ઉર્વતુલ વુસ્કાને ત્યાં સરહિંદ શરીફમાં સૌથી મોટા સાહિબઝાદહ શયૂખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહનો જન્મ થયો.

## હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની કેટલીક વિશિષ્ટતાઓ અને ફઝાઈલ

**[૧]**

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ કુદ્દિસ સિર્રુહૂ, એ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના સાહિબઝાદાઓના વિષે પોતાના એક મુરીદને લખેલા પત્રનો ભાવાર્થ આ છે :

> "આ શયૂખ (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ)ના સાહિબઝાદાઓ [મુહમ્મદ સઈદ અને મુહમ્મદ મા'સૂમ] જેઓ (હજુ) બાળકો જ છે, અલ્લાહ તઆલાના અસરાર (રહસ્યો, ભેદો) છે. મુખ્તસર (ટૂંકમાં) આ કે (તેઓ) શજરએ તય્યિબહ (પવિત્ર વંશજો) છે. અલ્લાહ તઆલા તેમનો સારી રીતે ઉછેર કરે."

['કુલ્લિયાતે બાકી રહિમહુલ્લાહ', પેજ : ૧૩૦, મકતૂબ : ૬૫]

**[૨]**

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂ એમના મોટા સાહિબઝાદહ શયૂખ મુહમ્મદ સાદિક કુદ્દિસ સિર્રુહૂને એક મકતૂબમાં લખે છે :

"ફરઝંદે અઝીઝ મિયાં મુહમ્મદ સાદિક !
અલ્હમ્દુ લિલ્લાહ ! તમને વિલાયતે ખાસ્સએ મુહમ્મદિય્યહ અલયહિસ્સલાતુ વસ્સલામની સાથે મુનાસિબત પૈદા થઈ ગઈ છે.
અને ફરઝંદ મુહમ્મદ મા'સૂમ બિઝ્ઝાત આ દૌલતના કાબિલ છે." ['દુર્રે લાસાની', ભાગ : ૧, પત્ર : ૨૩૬]

[૩]

ઉપરાંત હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદિસ સિર્રુહૂ હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ વિષે લખે છે :

- "જે ઉલૂમ અને મઆરિફ ફકીર પર વારિદ થાય છે તેમાંથી મોટા ભાગના લખવામાં આવે છે કે જેથી અલ્લાહ તઆલાની મખ્લૂક ફાયદો ઉઠાવે.
- જે ઉલૂમ ખાસ મારી ઝાત સાથે સંબંધ ધરાવે છે તેનો થોડોક ભાગ પણ જાહેર કરી નથી શકતો બલ્કે સંકેત અને ઈશારાથી પણ એમાં કંઈ બોલી નથી શકતો.
- બલ્કે મારા પ્રિય ફરઝંદો [મુહમ્મદ સઈદ અને મુહમ્મદ મા'સૂમ] જેઓ ફકીરના (મારા) મઆરિફના મજમૂઆ છે અને સુલૂક તેમજ જઝબહના મકામાતના નુસ્ખા છે તેઓ સમક્ષ પણ આ અસરાર (ભેદો, રહસ્યો) અને દકાઈક (સૂક્ષ્મ વાતો) કહી નથી શકતો. એને છુપાવી રાખવાની કોશિશ કરું છું.
- જો કે ફકીર જાણે છે (મને ખબર છે) કે પ્રિય ફરઝંદો [મુહમ્મદ સઈદ અને મુહમ્મદ મા'સૂમ] અસરાર (ભેદો, રહસ્યો)ના જાણકારો છે. અને ખતા અને ગલતીથી મહફૂઝ (સુરક્ષિત) છે. પરંતુ શું કરું કે એ અસરાર ઝબાન પર લાવી જ નથી શકાતા !

- આ દૌલત જેને ફકીર (હું) છુપાવવા ચાહે છે (તે) હઝરાતે અમ્બિયા અલયહિમુસ્સલાતુ વસ્સલામના ચિરાગે નુબુવ્વતથી રોશન થયેલ છે."

[‘દુર્રે લાસાની’, ભાગ : ૧, પત્ર : ૨૬૭]

**[૪]**

**અસાલત (અસલ વસ્તુ)નો બચેલો ભાગ (પસખૂર્દહ)**

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિએ પોતાના એક મકતૂબ (પત્ર)માં લખ્યું છે કે :

- "હુઝૂર રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે અલ્લાહ તઆલાને મુહબ્બતે ઝાતી છે અને બીજાઓની સાથે મુહબ્બતે સિફાતી છે.
- મુહબ્બતે ઝાતી અને મુહબ્બતે સિફાતીમાં અસલ અને નકલનો ફર્ક છે.

આ વાત પણ સ્પષ્ટીકરણને યોગ્ય છે કે :

- વિલાયતે ખાસ્સએ મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દૌલતમાં કોઈ શરીક નથી.
- પરંતુ એટલું મા'લૂમ થાય છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તખ્લીક (સર્જન) અને તકમીલ (પરિપૂર્ણતા) પછી કંઈક (હિસ્સો) બચી ગયો હતો; કેમકે કરીમોના દૌલતે ઝિયાફતના દસ્તરખ્વાનમાં ઝિયાદતી (જરૂરત કરતાં વધારે હોવું) લાઝિમ છે કે જેથી પસખૂર્દહ (ઝિયાફત બા'દ બચેલું) ખાદિમોને નસીબ થાય.
- ગરઝ કે બચેલું, આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મતના (બાતિની) દૌલતમંદોમાંથી એકને, પસખૂર્દહ (ઝિયાફત બા'દ બચેલા ભોજન) તરીકે અર્પણ કર્યું છે અને એને (ખમીરે માયહ' બનાવીને એના વુજૂદ (અસ્તિત્વ) અને ઝાતને એનાથી ગુંદી

છે. અને આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તબઈય્યત અને વિરાસત (વારસા) તરીકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દૌલતે ખાસ્સહમાં શરીક કરવામાં આવ્યો છે.

**'બા કરીમહ કારહા દુશ્વાર નેસ્ત'**

અલ્લાહ તઆલાની કરીમ ઝાત માટે એ કામો કંઈ મુશ્કિલ નથી.

● આ બાકી બચેલું એ પ્રમાણે છે જેમકે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો છે કે :

''ખજૂરનું ઝાડ હઝરત આદમ અલયહિસ્સલામની બાકી બચેલી માટીથી પેદા થયું છે.'' ['દુર્રે લાસાની', ભાગ : ૩, પત્ર : ૧૦૦]

<u>**નોંધ**</u> :

આ મુબારક પત્રમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિનો સ્પષ્ટ ઈશારો ખૂદ આપ રહમતુલ્લાહિ અલયહિના વુજૂદ (અસ્તિત્વ) અને વિલાયતે ખાસ્સએ મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફ છે.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિએ પોતાના ઉપરોક્ત પત્રમાં લખેલી અસાલતના પસખૂર્દહ હિસ્સા અને વિલાયતે ખાસ્સએ મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વાતના અનુસંધાનમાં હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના એક મુબારક મકતૂબ (પત્ર)માં લખ્યું છે કે :

> ''આ પસખૂર્દહ વડે એ ફર્દ (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ)ની તીનત (રચના)ને ખમીર કરવા બા'દ પણ કંઈક થોડોક બાકી હિસ્સો રહી ગયો હતો. એ બાકીનો હિસ્સો એ ફર્દ (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની

રહમતુલ્લાહિ અલયહિ)ના મુન્તસિબીન (સંબંધીઓ, સગાઈ ધરાવનારાઓ)માંથી એક શખ્સના (મારા) હિસ્સામાં આવ્યો છે અને એની તીનત (રચના)ને એનાથી ખમીરવંત કરવામાં આવી છે. અને તેણે તેના અંદાઝા મુતાબિક અસાલતથી પણ કંઈક હિસ્સો મેળવી લીધો છે.

اِنَّ رَبَّکَ وَاسِعُ الْمَغْفِرَۃُ

[બેશક, તારો પરવરદિગાર વિશાળ મગફિરતવાળો છે.]

**તન્બીહ (ચેતવણી) :**

ઉમ્મતની કેટલીક ખાસ વ્યકિતઓને તબ્ઈય્યત અને વિરાસત તરીકે કમાલાતે નુબુવ્વત હાસિલ થવાથી આ લાઝિમ નથી આવતું કે તે ખાસ વ્યકિત નબી થઈ જાય અથવા નબીના બરાબર થઈ જાય કારણ કે કમાલાતે નુબુવ્વત હાસિલ થવું અલગ વાત છે. અને મન્સબે નુબુવ્વતનું હાસિલ થવું અલગ વાત છે. જેવું કે આ અર્થની તહકીક હઝરત આ'લી (મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂ)ના મુબારક મકતૂબાત (પત્રો)માં વિગતવાર, વિસ્તારથી લખેલી છે.

وَالسَّلَامُ عَلٰى مَنِ اتَّبَعَ الْهُدٰى

[અને જેઓ હિદાયતવાળા છે તેમના પર સલામ.]

['મકતૂબાતે મઅ્સૂમિય્યહ', જિલ્દ : ૧, મકતૂબ : ૧૯૨]

[૫]

'જવાહિરે મઅ્સૂમિય્યહ'ના લેખક લખે છે કે :

મહબૂબિયતના ત્રણ પ્રકારો છે :

(૧) અફઆલી (૨) સિફાતી અને (૩) ઝાતી

- કામિલ અવલિયા મહબૂબિયતે અફઆલી સુધી પહોંચે છે.
- અકમલ અવલિયાને મહબૂબિયતે સિફાતી નસીબ થાય છે.
- મહબૂબિયતે ઝાતી માત્ર હઝરત ખાતિમુર્રુસુલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે મખ્સૂસ છે. ['જવાહિરે મઅ્સૂમિય્યહ' : ૧૫]

[૬]

હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ એક બીજા મકતૂબ (પત્ર)માં લખે છે કે :

હઝરત પીર દસ્તગીર રદિયલ્લાહુ તઆલા અન્હુએ પોતાના મોટા સાહિબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક અલયહિર્રહમહ વર્રિઝવાનના હયાતીના દિવસોમાં એક દિવસ ફરમાવ્યું કે :

પૂર્વજોની શાનમાં હઝરત હક સુબ્હાનહૂએ ફરમાવ્યું છે :

ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَقَلِيْلٌ مِّنَ الْاٰخِرِيْنَ

[એક મોટો સમૂહ આગળના (કુરૂને અવ્લાના) લોકોમાંથી અને એક નાનો સમૂહ પાછળના (આખરી ઝમાનાના) લોકોમાંથી થશે.] [સૂરએ 'વાકિઅહ' : ૧૩, ૧૪]

મેં (અર્થાત્ હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિએ) નઝર કરી તો પોતાને આ જમાઅતમાં જોયો અને પોતાના સંબંધીઓમાંથી પણ એક શખ્સ (હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ)ને આ મકામમાં પોતાની સાથે જોયો.

['મકતૂબાતે મઅ્સૂમિય્યહ', દફતર : ૧, મકતૂબ : ૨૩૭]

[૭]

'રવઝતુલ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

- હઝરત મુજદિદે અલ્ફેસાની કુદિસ સિર્રુહૂએ આપ (હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ)ને ત્રણ દિવસ–રાત સુધી એક જ જલ્સામાં 'કાફ' હરફના અસરાર બયાન ફરમાવ્યા. તે પછી બાકી હુરૂફે મુકત્તઆતના અસરાર હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને ઈર્શાદના મસ્નદ પર બેઠા પછી આપોઆપ પ્રગટ થયા.
- હઝરત મુજદિદે અલ્ફેસાની કુદિસ સિર્રુહૂએ ફરમાવ્યું કે :

  મુકત્તઆતના આ અસરાર તમારા બાતિનમાં મોજૂદ હતા, પણ તમોને ખબર ન હતી.
- હઝરત ઉર્વતુલ વુસ્કા રહિમહુલ્લાહુની એક ખુસૂસિયત આ પણ છે કે :

  "હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂની હાજરીમાં એક વર્ષ, ત્રણ મહિના, સાત દિવસ કય્યૂમિયત કરી."

  ['રવઝતુલ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૦]

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)ને કય્યૂમિય્યત અને કુતુબુલ અક્તાબના ખિલ્અતની બશારત

આપની કય્યૂમિય્યત અને કુતુબુલ્ અક્તાબના ખિલ્અતથી સરફરાઝીની બશારત હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ અને ખૂદ મૌસૂફના મકતૂબાત શરીફના નીચે જણાવેલા અવતરણોથી સ્પષ્ટ રીતે જાહેર થાય છે.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂ જે ઝમાનામાં અજમેર શરીફમાં રોકાયા હતા, તે જ ઝમાનામાં એક દિવસ આપે ફરમાવ્યું :

"લક્ષણો બતાવે છે કે હવે (મારો દુનિયાથી) વિદાય થવાનો ઝમાનો નજીક છે." ['ઝુબ્દતુલ્ મકામાત' : ૨૮૨]

એટલે આપે સરહિંદ શરીફ પોતાના સાહિબઝાદાઓ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ અને હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ અલયહિમર્રહમહને નીચે જણાવેલો મકતૂબ (પત્ર) લખ્યો :

"આજે સવારની નમાઝ પછી એ મા'લૂમ થયું કે જે ખિલ્અત (પોશાક) મને (અલ્લાહ તઆલા તરફથી) અર્પણ થયો હતો તે મારાથી લઈ લેવામાં આવ્યો અને બીજો ખિલ્અત અર્પણ કરવામાં આવ્યો.

મેં ચાહ્યું કે જે ખિલ્અત મારાથી લઈ લેવામાં આવ્યો છે તે ખિલ્અત મારા ફરઝંદ મુહમ્મદ મા'સૂમને અર્પણ થાય, તો એના પછી મેં જોયું કે તે ખિલ્અત ફરઝંદ મુહમ્મદ મા'સૂમને અર્પણ કરવામાં આવ્યો છે.

તે ખિલ્અત જે મારાથી લઈ લેવામાં આવ્યો છે, મા'લૂમ થયું કે તે મન્સબે કય્યૂમિય્યતનો ખિલ્અત છે જે તરબિયત અને તકમીલ સાથે સંબંધ ધરાવે છે."

['દુર્રે લાસાની' જિલ્દ : ૩, મકતૂબ : ૧૦૪]

આ મકતૂબ શરીફ લખ્યા પછી હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદિસ સિર્રુહૂએ માનનીય સાહિબઝાદાઓના નામે એક બીજો મકતૂબ (પત્ર) પણ લખ્યો છે જેમાં ફરમાવે છે :

"ફરઝંદો દૂર છે અને (મારી) ઉંમરનો (મોતનો) મામલો નજીક થતો જાય છે."

['મકતૂબાતે હઝરત મુજદ્દિદ રહ.' દફતર : ૩, મકતૂબ : ૧૦૬]

## બન્ને સાહિબઝાદાઓ અજમેર શરીફ આવી ગયા

આ બન્ને મુબારક પત્રોના પહોંચતા જ બન્ને સાહિબઝાદાઓ

અર્થાત હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ અને હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ અલયહિમર્રહમહ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂની ખિદમતે અકદસમાં અજમેર શરીફ હાજર થઈ ગયા.

થોડા દિવસો પછી હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂએ બન્ને સાહિબઝાદાઓને એકાંતમાં ફરમાવ્યું :

"હવે મને આ દુનિયાથી બિલ્કુલ દિલચસ્પી રહી નથી. પેલી દુનિયામાં જવું જોઈએ, કારણ કે વિદાયની નિશાનીઓ ઝાહિર થઈ રહી છે."

## કય્યૂમિય્યતની નવાઝિશ અને જાનશીની

હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂએ પોતાના મકતૂબાતમાં આ મજલિસની સ્થિતિ આ પ્રમાણે લખી છે :

"જયારે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દસનલ્લાહુ બસ્સરહુલ અકદસે પોતાના મુખ્લિસોમાંથી એક દુરવેશને (મને) ખિલ્અતે કય્યૂમિય્યતથી નવાઝયો અને (મને) આ અમ્રે અઝીમથી સરફરાઝ ફરમાવ્યો (ત્યારે);

તે દુરવેશને (મને) ખિદમતમાં બોલાવીને ફરમાવ્યું કે :

"આ મજમાગાહ (દુનિયા)ની સાથે મારી મિત્રતાનો સંબંધ આ જ કય્યૂમિય્યતનો મુઆમલો રહ્યો છે જે તને અતા કરવામાં આવ્યો છે અને મકૂનાત (મૌજૂદાત) સંપૂર્ણ શૌખની સાથે તારી તરફ મુતવજ્જિહ થઈ ગયા છે. હવે હું આ ફાની દુનિયામાં પોતાના રહેવાનું કોઈ કારણ નથી જોતો."

અને જયારે આ અશાંતિપૂર્ણ દુનિયાથી પોતાની વિદાય ફરમાવવાના સમયે મને નજીક બોલાવ્યો તો આ ઝખ્મી દિલવાળો

દુરવેશ ઉપર જણાવેલ બશારત સાંભળીને જલતા જિગરે અને આંસૂ ભરેલી આંખે દિલમાં અત્યંત ગમ અને બેચેનીમાં ડૂબી ગયો. ન ઝબાનને કંઈ કહેવાની શક્તિ રહી અને ન કાનોને કંઈ સાંભળવાની તાકત રહી.

હઝરત આ'લી રહમતુલ્લાહિ અલયહિએ આ મિસ્કીનમાં આ ફેરફાર જોઈને અત્યંત મહેરબાનીથી ફરમાવ્યું :

> "ગમ ન કર, અલ્લાહ તઆલાની સુન્નત (તરીકો) આ જ રીતે પ્રચલિત છે કે કોઈ એકને પોતાની પાસે બોલાવે છે અને કોઈ બીજાને એની જગ્યાએ બેસાડી દે છે."
>
> ['મકતૂબાતે મઅ્સૂમિય્યહ', દફ્તર : ૧, મકતૂબ : ૮૬]

## વાલિદ સાહબનો ઈન્તિકાલ

આ બનાવના થોડા સમય પછી હઝરત આ'લી રદિયલ્લાહુ તઆલા અન્હુનો વિસાલનો બનાવ પેશ આવ્યો, કારણ કે આ વાતચીત હિજરીસન ૧૦૩૨ ના ઝિલહિજ્જહના પ્રથમ દસ દિવસમાં થઈ હતી અને આ હાદિએ અનામની વફાત ૨૮, સફર, હિજરીસન ૧૦૩૪ ના થઈ હતી.

## કય્યૂમિય્યત શું છે ?

(થોડી લીટીઓ પછી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે.)

હવે હું અસલ વાતની તરફ જાઉં છું અને કહું છું કે :

- કય્યૂમ આ આલમ (દુનિયા)માં હક જલ્લો અલાનો ખલીફા (પ્રતિનિધિ) અને તેનો કાઈમ મકામ હોય છે.
- કુતુબ અને અબ્દાલ તેના ઝિલાલના વર્તુળમાં દાખિલ છે.
- અફરાદ અને અવતાદ તેના કમાલના મુહીત (ઘેરાવા)માં શામિલ છે.

● તમામ આલમના માણસો તેની તરફ રુખ કરે છે.

● દુનિયાવાળાની તવજ્જુહનો કિબ્લહ તે જ હોય છે.

● ભલે તે જાણે અથવા ન જાણે, બલ્કે દુનિયાવાળાઓનો કિયામ તેની જ ઝાતથી છે, એટલા માટે કે દુનિયાના માણસો અસ્મા અને સિફાતના મઝાહિર છે.

● કોઈ ઝાત તેમના દરમિયાન કાઈન (મૌજૂદ) નથી, એટલા માટે બધાં જ અઅરાઝ અને અવસાફ છે અને અઅરાઝ અને અવસાફને ઝાત અને જૌહરના વગર ચારહ નથી, જેથી તેમનો કિયામ તેની સાથે હોય.

● અલ્લાહ તઆલાની આદત પ્રચલિત છે કે લાંબા ઝમાનાઓ પછી કોઈ આરિફને ઝાતથી હિસ્સો અતા ફરમાવીને તેને એક એવી ઝાત અતા ફરમાવે છે કે તે નિયાબત (પ્રતિનિધિત્વ) અને ખિલાફતના રીતે અશ્યાઅનો કય્યૂમ થઈ જાય છે અને અશ્યાઅ તેની સાથે કાઈમ થાય છે.

● જાણવું જોઈએ કે કય્યૂમિય્યતની નિસ્બતનું હાસિલ થઈ જવું કોઈ માણસને ત્યાં સુધી મુયસ્સર (પ્રાપ્ત) નથી જયાં સુધી કે તે અસાલતથી કંઈક હિસ્સો ન ધરાવતો હોય.

● તે આ'લી હઝરત અને મુતઆલી મન્કબત (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદિસ સિર્રુહૂ)એ જે દુરવેશને (મને) કય્યૂમિય્યતની નિસ્બત હાસિલ થવાની બશારત આપી હતી તેને મકામે અસાલતના હાસિલ થવાની ખૂશખબરીની સાથે પણ માથું બુલંદ કર્યું અને તદઉપરાંત ફરમાવ્યું કે :

"જે પ્રમાણે તું અસાલતથી હિસ્સો ધરાવે છે તે જ પ્રમાણે મહબૂબિયતની ફિતરત તારી ઝાતમાં વદીઅત (અર્પણ) કરવામાં આવી છે.

અર્થાત મહબૂબિયતે ઝાતી અને કમાલે ઈન્ફિઆલીની પણ તે

દુરવેશના (મારા) હકમાં નિશાની કરવામાં આવી.

وَمَا ذٰلِکَ عَلَی اللّٰہِ بِعَزِیْزٍ

[અને આ વાત અલ્લાહ તઆલાના માટે મુશ્કિલ નથી.]

['મકતૂબાતે મઅસૂમિય્યહ' દફતર : ૧, મકતૂબ : ૮૬]

## કય્યૂમિય્યતની વિશેષ સમજૂતિ અને સ્પષ્ટતા

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂ પોતાના મકતૂબાતમાં આ આયતે મુબારકહની શર્હમાં ફરમાવે છે :

اِنَّا عَرَضْنَا الْاَمَانَةَ عَلَی السَّمٰوٰتِ وَالْاَرْضِ وَالْجِبَالِ فَاَبَیْنَ اَنْ یَّحْمِلْنَهَا وَاَشْفَقْنَ مِنْهَا وَحَمَلَهَا الْاِنْسَانُ اِنَّهٗ کَانَ ظَلُوْمًا جَهُوْلًا

[બેશક, અમે આ અમાનત (અલ્લાહ તઆલાની મુહબ્બત અને મઅરિફત) આકાશો અને પૃથ્વી અને પર્વતો સમક્ષ રજૂ કરી તો તે સૌએ તેને ઉઠાવવાની ના પાડી અને તે (જોખમદારી)થી સૌ ડરી ગયાં; પણ મનુષ્યે તેને ઉઠાવી લીધી. બેશક, તે બહુ જુલ્મી (અને) નાદાન છે.] [સૂરહ : 'અહઝાબ' : ૭૨]

- એવું મેહસૂસ થાય છે કે જે અમાનતના બોજને આસમાનો, ઝમીન અને પહાડોને હવાલે કરવાથી તેમના ટુકડે ટુકડા થઈ જતે અને તેમની કોઈ નિશાની બાકી ન રહેતે. તે અમાનત આ ફકીરના ખ્યાલમાં નિયાબતની રીતે તમામ અશયાઅની કય્યૂમિય્યત છે જે કામિલ ઈન્સાનની સાથે મખ્સૂસ છે અર્થાત કામિલ ઈન્સાનનો મા'મલો અહીં સુધી પહોંચી જાય છે કે તેને ખિલાફતના હુકમથી તમામ અશયાઅનો કય્યૂમ બનાવી દે છે.

- તમામ મખ્લૂકને તમામ વુજૂદ અને બકાના ફૈઝાન અને તમામ ઝાહિરી અને બાતિની કમાલાત તેના જ માધ્યમથી પહોંચાડે છે.
- જો ફરિશ્તો છે તો તે પણ તેની સાથે જ સંકલિત છે.
- જો ઈન્સાન અને જિન્નાત છે તો તે પણ એનો જ (દામન) પકડનારો છે.
- હકીકતમાં તમામ અશ્યાઅની તવજ્જુહ તેની જ તરફ છે અને બધાં તેની જ તરફ મુતવજ્જિહ છે, ભલે તે આ હકીકતને જાણે અથવા ન જાણે. (અંત સુધી)

['મકતૂબાતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહિમહુલ્લાહ'
દફતર : ૨, મકતૂબ : ૭૪]

## હઝરત ઉર્વતુલ વુસ્કા (રહમતુલ્લાહિ અલયહિ)ની સજજાદાનશીની

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિએ જહાંગીર બાદશાહના સહવાસના ઝમાનામાં હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને પોતાના દરબારમાં મસ્નદે ઈર્શાદ પર બેસાડીને તમામ ખલીફા અને મુરીદોને હુકમ આપ્યો હતો કે હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી બયઅત કરે અને તેમના હલ્કહમાં બેસે અને ખાનકાહના તમામ મા'મલાઓ પણ આપને સોંપી દેવામાં આવ્યા હતા. એ પછી બન્ને પુત્રોને અજમેર શરીફથી સરહિંદ શરીફ પાછા મોકલી આપ્યા હતા.

## હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિની સરહિંદ શરીફમાં તશરીફ આવરી અને ઈન્તિકાલ

જયારે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિની

ઉંમરનું લગભગ એક વર્ષ બાકી રહી ગયું તો આપે બાદશાહ જહાંગીર પાસેથી રજા મેળવીને અજમેર શરીફથી સરહિંદ શરીફ તશરીફ લઈ ગયા. સરહિંદ શરીફના રહેવાસીઓએ આપનો ઘણો ઈસ્કિતબાલ (સત્કાર) કર્યો અને આપના આગમનની ખૂશીમાં સજદએ શુક્ર અદા કર્યો.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિએ સરહિંદ શરીફ પહોંચીને તમામ સંબંધોથી બિલ્કુલ અલિપ્ત થઈને એકાંત અપનાવી લીધો હતો. અને ત્રેસઠ (૬૩) વર્ષની ઉંમરમાં ઈશરાકના સમયે મંગળવારે ૨૮, સફર, ૧૦૩૪ હિજરીસનના દિવસે આપે ઈન્તિકાલ ફરમાવ્યો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.





# હઝરત ઉર્વતુલ વુસ્કા રહિમહુલ્લાહુ

## સજ્જાદાનશીનીનું પહેલું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૩૪ હિજરીસન]

**નોંધ :**

હઝરત ઉર્વતુલ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂની કય્યૂમિય્યત અને ઈર્શાદનો ઝમાનો હવે શરૂ થાય છે, એટલા માટે અમે આપના મુબારક જીવનનો ઉલ્લેખ સજ્જાદાનશીનીના વાર્ષિક બનાવોની રીતે પેશ કરીએ છીએ.

**જાનશીની**



- આ વર્ષની સૌથી મોટી કરુણ ઘટના હઝરત મુજદ્દિદે અલ્ફેસાની શૈખ અહમદ ફારૂકી સરહિંદી કુદ્દિસ સિર્રુહૂની વફાત છે, જે મંગળવાર, ૨૮, સફર, ૧૦૩૪ હિજરીસનના થઈ.
- આપની વફાતના ત્રીજા દિવસે અર્થાત ૧, રબીઉલ્ અવ્વલ, ૧૦૩૪ હિજરીસન મુતાબિક ૧૩, ડિસેમ્બર, ૧૬૨૪ ઈસ્વીસનના જુમેરાતના દિવસે ઈશરાકના સમયે હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂ મસ્નદે ઈર્શાદ અને કય્યૂમિય્યત પર બેઠા.
- હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહિમહુલ્લાહુના તમામ ખલીફાઓ અને મુરીદોએ આપથી બયઅત કરી અને આપના હલ્કહમાં બેઠા.
- કહેવામાં આવે છે કે તે દિવસે પચાસ હઝાર માણસોએ આપથી બયઅત કરી, જેમાં બે હઝાર હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના મોટા મોટા ખલીફાઓ પણ હતા.
- ઉપરાંત મા વરાઉન્નહર, ખુરાસાન, બદખ્શાન વગેરે દેશોના અમીરોએ પણ તજદીદે બયઅતના માટે પોત પોતાના વકીલોને

તોહફહ (ભેટ) અને હદિયહ સહિત હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં રવાના કર્યા.

## બાદશાહ જહાંગીર તઅઝિયત માટે આવ્યો અને પોતે હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિનો ખલીફા હોવાનો દા'વો કર્યો

જહાંગીર બાદશાહ પણ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિની વફાતના સમાચાર સાંભળીને તઅઝિયતના માટે સરહિંદ શરીફ આવ્યો. મુકદસ મઝારની ઝિયારત અને ફાતિહાથી ફારિગ થઈને તેણે પૂછયું કે :

"હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિનો જાનશીન કોણ છે ?"

હાજરજનોએ હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂની તરફ ઈશારો કરી દીધો.

બાદશાહે કહ્યું કે :

"હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ પોતાના તમામ ખલીફાઓ અને મુરીદો કરતાં મારા પર વધારે મહેરબાન હતા અને લાંબા સમય સુધી મારી સાથે રહ્યા અને મને એકાંતમાં બાતિની તવજ્જુહથી મુશર્રફ ફરમાવ્યા કરતા હતા, એટલે હું હઝરત રહમતુલ્લાહિ અલયહિનો ખાસ મુરીદ છું અને મને ખિર્કહ (ફકીરોનું ખાસ વસ્ત્ર) પણ ઈનાયત થયો છે."

તે પછી હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિ તરફથી અતા થયેલ ખિર્કહ પહેરીને બાદશાહ ખાનકાહમાં આવીને બેસી ગયો અને પોતાના સરદારો અને લશ્કરવાળાઓને કહ્યું કે :

"હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિનો સૌથી મોટો ખલીફા હું છું, એટલે મારી બયઅત કરો."

તમામ લશ્કરે બીક અને ડરના કારણે તેની બયઅત કરી. તે પછી તેણે હુકમ આપ્યો કે :

"તમામ લોકોએ પોતપોતાની હાથની વીંટીઓ અને મુહરો (મુદ્રાઓ) પર 'મુરીદે સુલ્તાન જહાંગીર' લખતા રહેવું."

તે પછી હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓ અને મુરીદોને બાદશાહે પોતાની બયઅત કરવા જણાવ્યું તો બધાં હેરાન થઈ ગયા કે શું કરીએ ?

છેવટે મશ્વરહ પછી આ નક્કી થયું કે બાદશાહને આ વાત કહેવામાં આવે કે :

- અલ્લાહ તઆલાએ દીન અને દુનિયા (બન્ને)નું કારખાનું હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિને ઈનાયત ફરમાવ્યું હતું,
- એટલે જે બાબતો દુન્યવી મા'મલાઓથી સંબંધ ધરાવે છે તેની ખિલાફત બાદશાહને હાસિલ છે.
- અને જે વાતો દીનથી સંબંધિત છે તેની ખિલાફત હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદિસ સિર્રુહૂને હાસિલ છે. એટલા માટે કે બાદશાહને એટલી ફુરસદ ક્યાં છે કે લોકોને તવજ્જુહ આપી શકે.

બાદશાહને આ વાત પસંદ આવી ગઈ.

- જેથી હઝરતના તમામ ખલીફાઓ અને મુરીદો તથા શાહી સરદારો અને લશ્કરે
- સલ્તનતની બયઅત તો બાદશાહથી કરી અને
- કય્યૂમિય્યત અને ઈર્શાદની બયઅત હઝરત ઉર્વતુલ વુસ્કા કુદિસ સિર્રુહૂથી કરી. ['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૧ થી ૧૩]

તે પછી જહાંગીર બાદશાહે સરહિંદ શરીફમાં ડેરા, તંબૂઓ લગાવીને થોડા દિવસ કિયામ કર્યો અને તઅઝિયતના માટે આવનારાઓની મહેમાનનવાઝીની વ્યવસ્થાઓનો હુકમ આપ્યો.

હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત ખ્વાજા મીર મુહમ્મદ નુઅમાન કુદ્દિસ સિર્રુહૂ તશરીફ લાવ્યા તો બાદશાહે પોતાના સરદારોને તેમના સ્વાગત માટે મોકલ્યા, અને આપને ખૂબ માન અને સન્માનની સાથે શહેરમાં લાવ્યા.

હઝરત મીર મુહમ્મદ નુઅ્માન સાહેબે પ્રથમ ફાઈઝુલ્ અનવાર (પોતાના પીર)ના મઝાર પર ફાતિહા પઢ્યા તે પછી હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી બયઅત કરી.

એ જ પ્રમાણે જે સાહિબ પણ હાજર થતા, પ્રથમ મઝારે મુબારક પર ફાતિહા પઢતા, તે પછી હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી બયઅત કરતા.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુક્ન : ૨, પૃષ્ઠ : ૧૧ થી ૧૩]

**આપથી બયઅત થનાર પ્રથમ બાદશાહ**

બાદશાહોમાં પ્રથમ જે હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની બયઅતથી મુશર્રફ થયો તે તૂરાનનો બાદશાહ અબ્દુલ્લાહ ખાન ઔઝબક હતો. તેણે પોતાના સરદારોને ભેટ–સોગાદ અને હદિયહ આપીને હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની બરકતવંત ખિદમતમાં મોકલ્યા. જેથી આ લોકો હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને બયઅતના શર્ફથી મુશર્રફ થયા અને બાદશાહના તરફથી પણ ગાઈબાનહ બયઅત કરીને ભેટ–સોગાદ અને હદિયહ પેશ કર્યા.

તે પછી ખુરાસાન, બદખ્શાન અને તુર્કિસ્તાનના બાદશાહોના સરદારો ભેટ–સોગાદ અને હદિયાઓ સહિત હઝરતની ખિદમતમાં હાજર થઈને બયઅત થતા રહ્યા.

## હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિના તમામ ખલીફાઓ અને મુરીદોએ તજદીદે બયઅત કરી

મતલબ કે લગભગ ત્રણ વર્ષમાં નવા હઝરાતના સિવાય હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહિમહુલ્લાહુના તમામ ખલીફાઓ અને મુરીદો હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમુહલ્લાહુની ખિદમતમાં હાજર થઈને તજદીદે બયઅતથી મુશર્રફ થયા અને હઝરતની ગુલામી ઈખ્તિયાર કરી. ['રવઝતુલ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૧ થી ૧૩]

'મિરાઅતુલ આલમ' અને 'મિરઅતે જહાં'માં લખ્યું છે કે :

આપ (અર્થાત હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ)થી પહેલાં એવો કોઈ શખ્સ નથી થયો :

- જેની ખિદમતમાં આ રીતે મુઅતકિદો (અકીદતવાળાઓ) અને મુરીદોનો મજમો હોય,
- આ રીતે ઈર્શાદ અને મશીખત (ખિલાફત)નો તેનાથી ઈઝહાર થયો હોય,
- આ શાન અને શૌકતથી ઈર્શાદ અને મશીખતની મસ્નદ પર કોઈ વલી જલ્વહ અફરોઝ થયો હોય.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૩]

## આપના બીજા ફરઝંદનો જન્મ

તે જ વર્ષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂને ત્યાં બીજા સાહિબઝાદહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ થાની

રહમતુલ્લાહિ અલયહિનો મુબારક જન્મ ૭, રમઝાનુલ મુબારક, ૧૦૩૪ હિજરીસન મુતાબિક ૧૩, જૂન, ૧૬૨૫ ઈસ્વીસનના સરહિંદ શરીફમાં થયો. ['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧]

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ સાહિબઝાદહના જન્મની ખૂશખબરી સાંભળીને બે રકા'ત શુક્રિયહની નમાઝ અદા કરી અને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રૂહે પુર ફુતૂહના ઈસાલે સવાબ માટે ઘણું ખાવાનું પકાવીને ફકીરોને તકસીમ કર્યું અને બરકતવંત બાળકનું મુબારક નામ મુહમ્મદ નકશબંદ, કુનિયત અબૂલ કાસિમ અને લકબ શર્ફુદીન રાખ્યો.

## ત્રણ કય્યૂમોનું વર્ષ

'રવઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

(સૂફીઓ) આ વર્ષને 'કય્યૂમિયતે મુતલકનું વર્ષ' કહે છે, કારણ કે :

- એક કય્યૂમ (હઝરત મુજદ્દિદ રહિમહુલ્લાહુ) વફાત પામ્યા.
- બીજા કય્યૂમ (હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ) ઈર્શાદ અને કય્યૂમિય્યતના મસ્નદ પર બેઠા. અને
- ત્રીજા કય્યૂમ (ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહિમહુલ્લાહુ) પૈદા થયા.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૩ અને ૧૪]

## સજ્જાદાનશીનીનું બીજું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૩૫ હિજરી મુતાબિક ૧૬૨૫ ઈસ્વીસન]

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિને 'ઉર્વતુલ વુસ્કા' ખિતાબ મળ્યો

આ વર્ષે એક દિવસ હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂએ ફરમાવ્યું કે :

"આજે હું સવારના હલ્કહમાં બેઠો હતો કે હઝરત સરવરે કાઈનાત ખુલાસએ મૌજૂદાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતથી મુશર્રફ થયો."

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મારી સાથે મુઆનકહ કર્યો (ભેટયા) અને ફરમાવ્યું કે :

"હક તઆલાએ તમોને ઉર્વતુલ્ વુસ્કાનો ખિતાબ ઈનાયત ફરમાવ્યો છે, જેથી આ નેઅમતનો શુક્રિયહ અદા કરો."

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૫ અને ૧૬]

## સજ્જાદાનશીનીનું ત્રીજું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૩૬ હિજરી મુતાબિક ૧૬૨૬ ઈસ્વીસન]

### શહઝાદહ ખુર્રમે (શાહજહાંએ) હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી તવજ્જુહ તલબ કરી

આ વર્ષે શહઝાદહ ખુર્રમ (શાહજહાં)એ ગુપ્ત રીતે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં પૈગામ મોકલ્યો કે :

"મને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂએ ખૂશખબરી આપી હતી કે :

મારા પછી તમોને સલ્તનતનો તખ્ત મળશે. હવે હઝરતની વફાતને લગભગ બે વર્ષ વીતી ચુકયા છે અને હું પણ ઘણી કોશિશ કરી ચુકયો છું, પણ હજુ સુધી ધ્યેયનું મોતી હાથમાં નથી આવ્યું.

ઉમ્મીદ છે કે આપ આ વિષે તવજ્જુહ ફરમાવશો, જેથી શરીઅત અને તરીકતને દિલની ચાહત અનુસાર રોનક થાય.''

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુએ જવાબમાં લખ્યું કે :

''કામિલ યકીન રાખો, ટૂંક સમયમાં મહેનત અને પરિશ્રમ વગર સલ્તનત તમારા હાથમાં આવશે.''

શહઝાદહ આ ખૂશીના સમાચાર સાંભળીને ઘણો ખૂશ થયો.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૫]

## સજ્જાદાનશીનીનું ચોથું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૩૭ હિજરી મુતાબિક ૧૬૨૭ ઈસ્વીસન]

### જહાંગીરનો ઈન્તિકાલ અને શહરયારની તખ્તનશીની

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદિસ સિર્રુહૂના વફાતના ત્રણ વર્ષ પૂરા થવા પછી તે જ મહિના, તે જ તારીખ અર્થાત ૨૮, સફર, ૧૦૩૭ હિજરીસન મુતાબિક ૮, નવેમ્બર, ૧૬૨૭ ઈસ્વીસનના રોજ જહાંગીર બાદશાહનો ઈન્તિકાલ થયો અને શહરયાર (નૂરજહાંના જમાઈ)એ સલ્તનતના તખ્ત પર કબજો કરી લીધો.

જયારે જહાંગીરની વફાત અને શહરયારની તખ્તનશીનીના સમાચાર હઝરત ઉર્વતુલ વુસ્કા રહિમહુલ્લાહુને મળ્યા તો જહાંગીરના હકમાં ખૈરની દુઆ ફરમાવી અને તેની મગફિરતની ખૂશખબરી આપી.

તે પછી ફરમાવ્યું કે :

''શહરયારનો કબજો થોડા દિવસનો મા'લૂમ પડે છે. અંતે તખ્ત અને તાજનો માલિક શાહજહાં જ થશે.''

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૬ અને ૧૭]

## જહાંગીરનું ટૂંકું જીવનચરિત્ર

જહાંગીર બાદશાહનું અસલ નામ 'સલીમ' હતું. એટલા માટે કે હઝરત સલીમ ચિશ્તી અલયહિર્રહમહની દુઆની બરકતથી શહઝાદહનો જન્મ થયો હતો, એટલા માટે અકબર બાદશાહે તેના જન્મથી પહેલાં શહઝાદહની વાલિદહ જોધાબાઈને હઝરત સલીમ ચિશ્તી અલયહિર્રહમહના મકાન પર મોકલી આપ્યા હતા. જેથી તેમના જ ફતેહપૂર સિકરી, આગ્રામાં આવેલ મકાનમાં બુધવાર, ૧૭, રબીઉલ્ અવ્વલ, ૯૭૭ હિજરીસન મુતાબિક ૩૦, ઓગષ્ટ, ૧૫૬૯ ઈસ્વીસનના રોજ શહઝાદહનો જન્મ થયો.

અકબરે બરકત પ્રાપ્ત કરવાના હેતુથી શૈખના નામ પર શહઝાદહનું નામ પણ 'સલીમ' રાખ્યું અને તેની તા'લીમ અને તરબિયત ઉચ્ચ કક્ષાએ કરવામાં આવી.

અકબરના ઈન્તિકાલ પછી શહઝાદહ સલીમ જુમેરાત, ૧૧, જમાદિલ્ ઊલા, ૧૦૧૪ હિજરીસનના રોજ તખ્તનશીન થયો અને સુલતાન નૂરુદ્દીન જહાંગીર લકબ ઈખ્તિયાર કર્યો. તેના ઝમાનામાં દક્ષિણના કેટલાક ભાગો જીતીને મુગલ સલ્તનતમાં શામિલ કરવામાં આવ્યા.

'બઝમે તૈમૂરિયહ'ના લેખક લખે છે :

જહાંગીરે તુર્કી ભાષા અબ્દુર્રહીમ ખાન ખાનાન પાસે શીખી અને ફારસી ભાષાનો તેને એક અજોડ સાહિત્યકાર માનવામાં આવે છે. તેનો ઈલ્મી શાહકાર ખૂદ તેની આત્મકથા છે. જે સાદગી, સફાઈ, બેતકલ્લુફી અને વાણીની નિપુણતાના એ'તિબારથી અજોડ છે.

મૌલાના શિબ્લીના મંતવ્ય પ્રમાણે :

- આ કિતાબની સૌથી મોટી ખૂબી આ છે કે તે બનાવોને એવા બેધડક, ત્વરિત અને એવા આકર્ષક તરીકાથી અદા કરે છે કે મોટા મોટા સાહિત્યકાર નથી કરી શકતા.
- તે જયારે કોઈ લડાઈની કે જનસમૂહની તસવીર ખેંચે છે તો આપણે લડાઈના મેદાનમાં સાક્ષાત ઊભા હોય તેવું લાગે છે.
- જયારે કોઈ ઉત્સવની ચહલ પહલ અથવા મોજશોખના માહોલનો નકશો ખેંચે છે તો આંખોની સામે તેની બધી સુંદરતા અને ઉન્મત્તા આવી જાય છે.
- જયારે તે કોઈ ઈલ્મી મસઅલા પર ચર્ચા કરે છે તો તેના દરેક પહેલૂને સ્પષ્ટ કરી દે છે. ['બઝ્મે તૈમૂરિયહ' : ૧૨૮]

તૈમૂરિયહ સિલસિલામાં આમ તો દરેક બાદશાહ વાતને સમજનારો અને હોશિયાર થયો છે, પરંતુ જહાંગીર આ કળામાં વિશેષ પ્રભુત્વ ધરાવતો હતો. તેનો સ્વભાવ મૈત્રીપૂર્ણ હતો અને શરૂઆતથી દર્દમંદ દિલ લઈને આવ્યો હતો. ['બઝ્મે તૈમૂરિયહ' : ૧૩૬]

ખાનજહાંના ઈતિહાસમાં છે કે :

જહાંગીરે તે તમામ મદ્રસાઓને નવેસરથી આબાદ કર્યા જે પાછલા ત્રીસ વર્ષથી પક્ષીઓ અને પશુઓના નિવાસસ્થાન બનેલા હતા. ['બઝ્મે તૈમૂરિયહ' : ૧૬૮]

- રબીઉલ્ અવ્વલ, ૧૦૨૦ હિજરીસન મુતાબિક ૧૬૧૧ ઈસ્વીસનમાં ગિયાષુદ્દીનની પુત્રી મહરુન્નિસા પોતાના પતિ શેરઅફગનના કત્લ થવાના લગભગ ચાર વર્ષ પછી હરમે શાહીમાં દાખલ થઈ અને નૂરજહાં લકબ મેળવ્યો.
- નૂરજહાં ધાર્મિક રીતે શીઅહ હતી, પરંતુ ખૂબસૂરત અને બુદ્ધિશાળી ઔરત હોવાના કારણે તેણે જહાંગીર પર એવો કાબૂ મેળવી લીધો હતો

કે બાદશાહની હુકૂમત માત્ર નામની હતી, અને તમામ સલ્તનતના અહકામ અને સુલતાની ચળવળો માત્ર નૂરજહાં પર અવલંબિત હતા.

આ સર્વ વાતો ઉપરાંત જહાંગીરના દીની અકાઈદનો અંદાઝો આ વાતથી થાય છે કે તેણે એક અવસર પર આ જ નૂરજહાંને સંબોધીને કહ્યું કે :

'જાન દાદેમ ઈમાન ન દાદેમ.'

[જાન આપી દઈશ પણ ઈમાન ન આપીશ.]

- જહાંગીરના ચરિત્રનો એક ખરાબ પહેલૂ આ હતો કે તે શરાબનો ઘણો વ્યસની હતો.
- આરંભિક દૌરમાં તે પોતાના બાપ અકબરના પ્રચલિત કરેલા દીને ઈલાહી પર કાઈમ હતો.
- હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહિમહુલ્લાહુની ખ્યાતિ અને અસર તથા લાગવગને જોઈને કેટલાક ઈર્ષાળુઓએ જહાંગીરના કાન ભંભેર્યા.
- તેણે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિને ગ્વાલિયરના કિલ્લામાં કેદ કરી દીધા હતા, પણ જલ્દી જ તેણે પોતાની ભૂલને મેહસૂસ કરી લીધી અને હઝરત રહમતુલ્લાહિ અલયહિને મુકત કરીને ઈનામ અને ઈકરામથી નવાઝયા.
- તેની સલ્તનતની વ્યવસ્થા ઘણી સારી હતી અને તેના ન્યાય અને ઈન્સાફના કારણે તેને જહાંગીરે આદિલ માનવામાં આવ્યો.
- તેના ઝમાનામાં પ્રથમ વખત ઈંગ્લિસ્તાનથી સફીરો મુગલ દરબારમાં આવ્યા.
- ઓગણસાંઠ વર્ષ, અગિયાર મહિના, દસ દિવસની ઉંમરમાં જુમેરાતના ૨૮, સફર, ૧૦૩૭ હિજરીસન મુતાબિક ઓકટોબર, ૧૬૨૭ ઈસ્વીસનના કાશ્મીરમાં ઈન્તિકાલ થયો અને લાશને

શાહદરહમાં (લાહોરની પાસે) દફન કરવામાં આવી.

● એની સલ્તનતની મુદ્દત બાવીસ વર્ષ, આઠ મહિના, તેર દિવસ બતાવવામાં આવે છે.

## હઝરતની આગાહી

જયારે શાહજહાંએ થોડા દિવસો પછી પોતાના નસીબની મદદથી હિન્દુસ્તાનની સલ્તનત પર કબજો મેળવી લીધો તો શહરયાર, તેના સંતાનો તથા ભાઈ–ભત્રીજાઓને કત્લ કરી નાંખ્યા. આ વાત પર શહરયારની પત્ની રડતી કગરતી હઝરત ઉર્વતુલ વુસ્કા રહ્મતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈ અને પોતાના બેટાઓને નાહક કત્લ કરવાની ફરિયાદ કરી.

હઝરતે ફરમાવ્યું કે :

"તેની ઔલાદ પણ આજ રીતે નાહક કત્લ થશે."

શાહજહાંને હઝરતના ઈર્શાદની જાણ થઈ તો પોતાના કરેલા કામો પર ઘણો શરમિંદહ થયો.

અને જયારે ઔરંગઝેબે પોતાના ભાઈઓને કત્લ કર્યા ત્યારે શાહજહાંએ કહ્યું કે :

"હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ફરમાવવા અનુસાર મારાથી શહરયારના બેટાઓનો બદલો લેવામાં આવ્યો." ['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૮]

## શાહજહાં હઝરતથી મુરીદ થયો

પછી જયારે શાહજહાંને તા'બેદાર દેશો પર સંપૂર્ણ રીતે દૃઢતા પ્રાપ્ત થઈ ગઈ તો હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની

ખિદમતમાં સરહિંદ શરીફ હાજર થયો. ઘણી ભેટ–સોગાદ અને હદિયહ આપની ખિદમતમાં પેશ કર્યા.

ઉપરાંત હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂની રૂહના ઈસાલે સવાબ માટે સાત દિવસ સુધી ફકીરોને ખાવાનું તકસીમ કર્યું.

શાહજહાંને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં ઘણી દ્રઢતા અને એ'તિકાદ હતો એટલા માટે બીજી વખત હઝરતથી બયઅત થઈને સવારે અને સાંજે હઝરતના હલ્કહમાં શામિલ થતો હતો. હઝરત પણ એના પર ઘણા વધારે મહેરબાન હતા.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૮]

**મજકૂર બનાવો ઈતિહાસના આઈનામાં**

આ બનાવોને ઈતિહાસની રોશનીમાં ધ્યાનપૂર્વક વાંચો.

હઝરત મૌલાના સઈદ અહમદ અકબરઆબાદી લખે છે :

જહાંગીરની વફાતના સમયે શહઝાદહ ખુર્રમ જે શાહજહાંના નામથી મશહૂર હતો તે એક બાગી (વિદ્રોહી)ની હૈસિયતથી દક્ષિણમાં હતો.

બાપના ઈન્તિકાલના સમાચાર સાંભળતા જ મુહાબત ખાનને સાથે લઈને આગ્રા રવાના થયો. અહીં શહરયાર નૂરજહાંના ટેકાથી હિમ્મત મેળવીને આ કોશિશમાં હતો કે તખ્ત પર કબજો કરી લે, પણ આસિફખાં વડાપ્રધાન શહઝાદહ ખુર્રમનો સસરો હોવાના કારણે એનો ઝબરદસ્ત હામી (સમર્થક) હતો. જેથી શહઝાદહ ખુર્રમના પાટનગર પહોંચતા જ આસિફખાને શહરયાર પર હુમલો કરીને તેની ઘરપકડ કરી લીધી અને શાહજહાંને સલ્તનતનો તખ્ત હાસિલ થઈ ગયો.

શાહજહાંએ તખ્તનશીની પછી પ્રથમ કારનામું એ કર્યું કે

શહરયાર અને તેના બે ભત્રીજાઓને સાવચેતીના ખ્યાલથી કત્લ કરાવી દીધા. ['મુસલમાનોકા ઉરૂજ વ ઝવાલ' : ૩૦૮નો ટૂંકસાર]

ઉપરાંત 'મુન્તખબુલ્લુબાબ'માં છે :

શાહજહાંના દારુલ ખિલાફત (રાજધાની), આગ્રા પહોંચવા પછી ૭, જમાદિલ્ આખર, ૧૦૩૭ હિજરીસન મુતાબિક ૧૬૨૮ ઈસ્વીસનના બપોરે દોઢ કલાકે તખ્તનશીનીની પરંપરા અદા કરવામાં આવી. બધી મસ્જિદોમાં નવા બાદશાહના નામનો ખુત્બો પઢવામાં આવ્યો.

તખ્તનશીની પછી પ્રથમ જ દરબારમાં બાદશાહે :

- શરીઅત વિરુદ્ધ રીતરિવાજો અને બિદઅતો ગુનાહ અને સજાપાત્ર હોવાના અહકામ આપ્યા. અને
- અકબરે શરૂ કરેલા ઈલાહી મહિનાઓને રદ કરી હિજરીસનના મહિનાઓ શરૂ કરવાની વ્યવસ્થા કરાવી.
- અશરફી અને રૂપિયાના સિક્કાની એક બાજુ કલિમએ તવ્હીદ અને ચારો ખલીફાઓના નામો હતા અને બીજી બાજુ બાદશાહનું નામ (હતું.) ['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૧૯]

શાહજહાંએ પોતાના ઝમાનામાં જહાંગીરી દૌરની જે બિદઅતો બાકી રહી ગઈ હતી (તેને) મોટા ભાગે દૂર કરી અને હુકમ આપ્યો કે :

- અશરફી અને રૂપિયાના સિક્કાઓ પર કલિમએ તય્યિબહ અને ખુલફાએ રાશિદીન રદિયલ્લાહુ તઆલા અન્હુમના મુબારક નામો કોતરવામાં આવે અને
- તમામ શહેરો, કસ્બાઓ અને ગામડામાં મસ્જિદો અને મદ્રસાઓ બનાવવામાં આવે.

જેથી પુષ્કળ મસ્જિદો અને મદ્રસાઓનું નિર્માણ કરવામાં આવ્યું અને ઉલમા અને ફુકરા તથા હાફિઝોના વઝીફાઓ નક્કી

કરવામાં આવ્યા અને દીને ઈસ્લામની પ્રણાલિકા પ્રચલિત કરવામાં બેહદ કોશિશ કરવામાં આવી.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૮]

## હઝરતના ત્રીજા ફરઝંદનો મુબારક જન્મ

તે વર્ષે સોમવારના દિવસે ૨૧, શા'બાન, ૧૦૩૭ હિજરીસન મુતાબિક ૨૬, એપ્રિલ, ૧૬૨૮ ઈસ્વીસનના હઝરત ઉર્વતુલ વુસ્કાના ત્રીજા ફરઝંદ હઝરત શૈખ મુહમ્મદ ઉબયદુલ્લાહ મુરવિવજુશ્શરીઅતનો જન્મ થયો. ['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૨૦ અને ૧૮૦ 'હદિયએ મુજદ્દિદિયહ' : ૫૭]

## ખ્વાજા મુહમ્મદ હનીફ કાબુલી મુરીદ થયા

ઉપરાંત તે જ વર્ષે ખ્વાજા મુહમ્મદ હનીફ કાબુલી રહમતુલ્લાહિ અલયહિ જેઓ કાબુલના અકાબિરમાંથી હતા, હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને બયઅત થયા અને સુલૂકની તકમીલ પછી ખિલાફત મેળવી. હઝરતના ફરઝંદો પછી ખલીફાઓમાં આપનો જ ઉચ્ચ દર્જો છે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૨૦]

## સજજાદાનશીનીનું પાંચમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૩૮ હિજરી મુતાબિક ૧૬૨૮ ઈસ્વીસન]

## ખ્વાજા મુહમ્મદ સિદ્દીક પેશાવરી વગેરે બયઅત થયા

તે વર્ષે ખ્વાજા મુહમ્મદ સિદ્દીક જેઓ તૂરાનના ખ્વાજહઝાદહમાંથી હતા અને શૈખ અબૂલ મુઝફર જેઓ દક્ષિણના મોટા ધનવાનોમાંથી હતા (તેઓ) હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ

અલયહિની ખિદમતમાં હાજર થઈને મુરીદ થયા અને સુલૂકની તકમીલ પછી ખિલાફતથી સરફરાઝ થયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૨૧ અને ૨૨]

## સજ્જાદાનશીનીનું છઠ્ઠું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૩૯ હિજરી મુતાબિક ૧૬૨૯ ઈસ્વીસન]

### સય્યિદ અખૂન્ મૂસા અને ખ્વાજા અબ્દુસ્સમદ કાબુલી બયઅત થયા

તે વર્ષે નંગરહારના મહાન સય્યિદ અખૂન મૂસા અને ખ્વાજા અબ્દુસ્સમદ કાબુલી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને મુરીદ થયા અને સુલૂકની તકમીલ પછી ખિલાફતથી સરફરાઝ થયા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૨૪]

## સજ્જાદાનશીનીનું સાતમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૪૦ હિજરી મુતાબિક ૧૬૩૦ ઈસ્વીસન]

### શયૂખ બદરુદ્દીન સુલતાનપૂરી વગેરેનું બયઅત થવું

તે વર્ષે શયૂખ બદરુદ્દીન સુલતાનપૂરી અને શયખ અનવર નૂર સરાયાવાળા હઝરત ઉર્વતુલ વુસ્કા રહિમહુલ્લાહુની ખિદમતમાં હાજર થઈને બયઅત થયા અને સુલૂકની તકમીલ પછી ખિલાફત મેળવી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૨૫]

### મુમતાઝ મહલની વફાત

તે જ વર્ષે શાહજહાંની પ્રિય બીવી મુમતાઝ મહલનો ઈન્તિકાલ થયો.

## મુમતાઝ મહલનો ટૂંકો પરિચય

અર્જુમંદબાનૂ ઉર્ફે 'મુમતાઝમહલ' નૂરજહાંના ભાઈ અને વડાપ્રધાન આસિફખાંની બેટી હતી જેની શાદી શાહજહાં બાદશાહ સાથે થઈ હતી. તે સૂરત અને સીરતમાં ઘણી હસીન અને અકલ અને ફહમ (સૂઝ–સમજ)માં મુમતાઝ (ખૂબ ચઢિયાતી) હતી. શાહજહાંની તમામ અવલાદ આ જ બેગમથી હતી.

એની સૌથી મહાન ખૂબી આ હતી કે શીઅહ પરિવારમાં ઉછેર પામવા છતાં તેનાથી શીઅહ અકાઈદની કોઈ વાત ન થઈ, બલ્કે તે સહીહુલ અકીદહ સુન્ની ખાતૂન બની ગઈ હતી.

'મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૬૫ પર છે કે :

૧૭, ઝીલકદ, ૧૦૪૦ હિજરીસન મુતાબિક ૧૬૩૧ ઈસ્વીસનના રોજ મુમતાઝમહલના પેટમાં પ્રસૂતિની તીવ્ર પીડા બપોર સુધી ચાલુ રહી ત્યાર બાદ છોકરીનો જન્મ થયો. આજ તકલીફમાં મલિકહનો ઈન્તિકાલ થઈ ગયો.

બાદશાહને આ ઘટનાથી ઘણો રંજ અને ગમ થયો જે મૃત્યુ સુધી દિલમાંથી દૂર ન થયો.

બાદશાહને મલિકહ સાથે ઘણી વધારે મુહબ્બત હતી. આ મુહબ્બતની જ કારફરમાઈ હતી કે શાહજહાંએ મલિકહની કબ્ર પર મકબરહ 'યાદગારે મુહબ્બત' નિર્માણ કરાવ્યો જે 'તાજમહલ'ના નામથી મશહૂર થયો અને પોતાની ખૂબસૂરતીના કારણે આજે પણ તમામ દુનિયાથી ખિરાજે તહસીન (પ્રશંસાની ખંડણી) હાસિલ કરી રહ્યો છે.

દુનિયાના તમામ દીર્ઘદર્શીઓનો ફેસલો છે કે 'તાજમહલ'થી વધુ ખૂબસૂરત ઈમારત ધરતી પર આજ સુધી નિર્માણ થઈ નથી.

## સજજાદાનશીનીનું આઠમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૪૧ હિજરી મુતાબિક ૧૬૩૧ ઈસ્વીસન]

### ઔરંગઝૈબની બહાદુરીના બનાવો

શાહી ખાનદાનનો એક બનાવ ધ્યાનપૂર્વક સાંભળો.

તે વર્ષે શાહી ઝરૂખાના નીચે હાથીઓની લડાઈના ઉત્સવની ઉજવણી થઈ.

બાદશાહે હુકમ આપ્યો કે :

શહઝાદાઓ ઘોડાઓ પર સવાર થઈને હાથીઓનો મુકાબલો જુએ.

જયારે મુકાબલાઓ શરૂ થયા તો શહઝાદહ મુહમ્મદ ઔરંગઝૈબ પોતાના ઘોડા પર સવાર થઈને હાથીઓના બિલ્કુલ નજીક ચાલ્યો ગયો. અહીં સુધી કે એક હાથીએ પલટીને શહઝાદહ પર હુમલો કરી દીધો. પરંતુ શહઝાદાએ પોતાની જગ્યાથી હિલચાલ ન કરી અને તે કાળી બલા (હાથી)ના સામે નિડરતાથી ઊભો થઈ ગયો.

શહઝાદહની ઉંમર યુવાવસ્થાએ પહોંચી ન હતી. તેણે વારસાગત બહાદુરીને હાથથી જવા ન દીધી અને અલ્લાહ તઆલાના ફઝલથી બરછી ઉઠાવીને એવો જોરદાર ફટકો માર્યો કે તે પહેલવાન હાથીની પેશાની ફાટી ગઈ.

આ નિડરતાપૂર્વક હુમલા પર ચારે તરફથી શાબાશીનો અવાજ બુલંદ થયો અને લોકોએ ચારો તરફથી ચારો કુલ પઢીને ફૂંક મારી જેથી તેઓ નઝરે બદથી સુરક્ષિત રહે.

હાથી ઝખ્મી થઈને વધારે ભડકી ઉઠયો. ગુસ્સે થઈને

શહઝાદહ પર છલાંગ મારી અને ઘોડા સહિત તેને પોતાના દાંતો પર ઉઠાવવાનો પ્રયત્ન કર્યો. શહઝાદાએ પણ ઘણી હિમ્મતથી કામ લીધું. કૂદીને ઘોડાથી અલગ થઈ ગયો અને તે જ ક્ષણે તલવાર ખેંચીને ઘણી હિમ્મતથી બીજી વખત હાથી પર હુમલો કરી દીધો. (અંતે ઘણી મુશ્કિલથી હાથી પર કાબૂ મેળવ્યો.)

બાદશાહે અલ્લાહ તઆલાનો શુક્ર અદા કર્યો અને હુકમ આપ્યો કે :

શહઝાદહ મુહમ્મદ ઔરંગઝૈબને અશરફીઓથી તોલીને તે અશરફીઓ સદકહ કરી દેવામાં આવે.

[‘મુન્તખબુલ્લુબાબ’ ભાગ : ૨, પૃષ્ઠ : ૭૭ અને ૭૮]

## શયૂખ અબ્દુલ્લાહ દમિશ્કી અને શયૂખ અબ્દુસ્સલામ (મસ્જિદે અક્ષાના મુતવલ્લી) હાજર થઈને બયઅત થયા

‘રવૂઝતુલ્ કય્યૂમિય્યહ’ના લેખક લખે છે કે :

શયૂખ અબ્દુલ્લાહ દમિશ્કી જે મુલ્કે શામના મશાઈખના સરદાર હતા, એક રાત્રે ઈશાની નમાઝ બા'દ મસ્જિદે અક્ષાના એક ખૂણામાં બેસીને ઝિક્ર અને કાર્યમાં મશ્ગૂલ હતા. આપે સાક્ષાત જોયું કે :

- પુષ્કળ અવલિયાએ કિરામ મસ્જિદમાં આવીને અદબથી બેસી ગયા છે.
- તે પછી એક બુઝુર્ગ તખ્ત પર દેખાયા.
- બધાંએ તેમનું સ્વાગત કર્યું.
- તે પછી એક જવાનને તેમની ખિદમતમાં પેશ કરવામાં આવ્યો.
- તેમણે એ જવાનને અદભુત ઝભ્ભો પહેરાવવાનો હુકમ આપ્યો અને પોતાના મુબારક હાથ વડે તેના માથા પર દસ્તાર મૂકી.

શૈખ અબ્દુલ્લાહ દમિશ્કીના પૂછવા પર બતાવવામાં આવ્યું કે :

આ બુઝુર્ગ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ છે જે આ ઝમાનાના કુતુબુલ્ અક્તાબ અને કય્યૂમ છે. આજે આ મુલ્ક (શામ)નો કુતુબ મૃત્યુ પામ્યો એટલે હઝરતે તેની જગ્યાએ આ જવાનને મુકર્રર ફરમાવ્યો છે.

આ બનાવથી પ્રભાવિત થઈને આપ શયૂખ અબ્દુસ્સલામ (મસ્જિદે અક્સાના મુતવલ્લી) બીજા અસંખ્ય ઉલમા અને મશાઈખના સાથે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં સરહિંદ શરીફ હાજર થઈને મુરીદ થયા.

ઉપરાંત શામવાસીઓએ હઝરતને અર્ઝ કરી કે :

અમારા દેશના ઘણાં લોકો હઝરતના મુઅતકિદ છે, પરંતુ અમુક રુકાવટોના કારણે ખિદમતમાં હાજર થઈને મુરીદ નથી બની શકયા. તેમની દરખાસ્ત છે કે તેમને ગાઈબાનહ રીતે મુરીદ કરી લો.

હઝરતે તે બધાંને ગાઈબાનહ મુરીદ કરી લીધા.

['ખુલાસા રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૨૭]

## સજ્જાદાનશીનીનું નવમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૪૨ હિજરી મુતાબિક ૧૬૩૨ ઈસ્વીસન]

### રૂમના બાદશાહ સુલતાન મુરાદ (ચોથા)નો પરિચય

- સુલતાન મુરાદ ચોથા ખિલાફતે ઉષ્માનિય્યહનો ફરમાંબરદાર અને આલે ઉષ્માનનો છેલ્લો જંગજૂ (યુદ્ધવીર) સુલતાન હતો.
- તે ૧૦૧૮ હિજરીસન મુતાબિક ૧૬૦૯ ઈસ્વીસનમાં પૈદા થયો અને ૧૦૫૦ હિજરીસન મુતાબિક ૧૬૪૦ ઈસ્વીસનમાં ઈન્તિકાલ પામ્યો.
- તે માત્ર ૧૩, ૧૪ વર્ષનો હતો કે ખિલાફતની જવાબદારી તેને સોંપવામાં આવી. પરંતુ આટલી નાની ઉંમર અને ટૂંકી મુદતમાં તેણે

ન માત્ર પાછલી હુકૂમતોની બદનામીને મિટાવી બલ્કે એક વખત ફરી ખિલાફતે ઉષ્માનિય્યહની અઝમત (મહત્તા) અને પ્રતિષ્ઠાને બહાલ (પૂર્વવત) કરી દીધી.

- તેના ઝમાનામાં યૂરોપમાં પોલેન્ડ સાથે અને એશિયામાં ઈરાન સાથે લડાઈઓ થઈ.
- તેણે બગદાદને ફતહ કરીને ફરી પાછું તુર્કી સલ્તનતમાં શામિલ કર્યું, જે પ્રથમ આ'લમગીર (વિશ્વ) યુદ્ધ સુધી તુર્કીઓના કબજામાં રહ્યું.
- બહીરએ કીસનો દક્ષિણનો ભાગ ફતહ કરીને પોતાની સલ્તનતમાં લઈ લીધો.
- તેણે માત્ર જંગી કારનામાઓ જ અંજામ નથી આપ્યા બલ્કે દાખિલી (આંતરિક) બાબતોને પણ દુરુસ્ત કરી,
- પરંતુ તેની ઉંમરે વફાદારી ન કરી અને માત્ર એકત્રીસ (૩૧) વર્ષની ઉંમરમાં તેનો ઈન્તિકાલ થયો.
- ખાનએ કઅબહની મૌજૂદહ ઈમારત એ જ સુલ્તાન મુરાદની નિર્માણ કરેલી છે.

## હઝરતના ખલીફા શયૂખ હામિદે રૂમના બાદશાહ પાસે જઈ હઝરતના હાલાત, અકાઈદ, શરીઅત અને તરીકત વિષે વિસ્તૃત સમજૂતી આપી

શામના શાસકે શયૂખ અબ્દુલ્લાહ દમિશ્કી અને શયૂખ અબ્દુસ્સલામ (મસ્જિદે અક્ષાના મુતવલ્લી)ની રવાનગીની વિસ્તૃત વિગતો રૂમના બાદશાહ (સુલ્તાન મુરાદ ચોથા)ની ખિદમતમાં લખી.

રૂમનો બાદશાહ શયૂખ અબ્દુલ્લાહ અને શયૂખ અબ્દુસ્સલામનો ઘણો મુઅતકિદ હતો. સલ્તનતની વધુ પડતી બાબતોમાં તેમનાથી મશ્વરહ લેતો અને હંમેશા દુઆ અને તવજ્જુહની દરખાસ્ત કરતો

રહેતો અને તેમને ઝાહિર અને બાતિન (બાહ્ય અને આંતરિક બાબતો)માં પોતાની સલ્તનતના મદદગાર અને સહાયક સમજતો હતો.

આ મશાઈખના હિન્દુસ્તાન જવાથી હૈરાન થઈ ગયો અને તઅજ્જુબથી પૂછ્યું કે :

"જે બુઝુર્ગની ખિદમતમાં આ હઝરાત ગયા છે, તે કોણ છે ? અને જો તેમનો કોઈ ખલીફા અથવા મુરીદ અમારા ઈલાકામાં હોય તો તેને અમારી પાસે મોકલી આપો."

સંજોગવશાત્ તે દિવસોમાં શયૂખ હામિદ જેઓ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા, તેઓ વેપાર અર્થે રૂમ ગયા હતા, તેઓ ત્યાં હાજર હતા. જેથી આપને રૂમના બાદશાહ (સુલતાન મુરાદ ચોથા)ની ખિદમતમાં પેશ કરવામાં આવ્યા.

બાદશાહે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહુમાના હાલાત, અકાઈદ, શરીઅત અને તરીકત સંબંધિત વિગતવાર માહિતી મેળવી.

શયૂખ હામિદે બતાવ્યું કે :

"અમારા હઝરત
કુર્આન મજીદ,
સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ,
અસ્હાબે કિરામની તા'બેદારી અને
અહલે હક મુજતહિદ ઈમામોના મઝહબની દા'વત આપે છે.

તે પછી ઝિક્રે કલ્બીની તા'લીમ આપે છે. જેમકે આ આયતે કરીમહથી ઝાહિર છે :

اَلَا بِذِكْرِ اللّٰهِ تَطْمَئِنُّ الْقُلُوْبُ

પોતાના મુરીદોને બિદઅતથી ચેતવણીપૂર્વક રોકે છે, કારણ કે દરેક બિદઅત ગુમરાહી છે અને ફરમાવે છે કે :

"સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સંપૂર્ણ તા'બેદારી કરો, જેથી કિયામતના દિવસે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઝંડાની નીચે ભેગા થઈ શકો."

- કશ્ફમાં ગલતીની શકયતા ખ્યાલ કરે છે.
- વહ્દતે વુજૂદના કાઈલ નથી.
- નૃત્ય અને નાચગાન તથા ગીતથી મના ફરમાવે છે.
- વાળ બરાબર પણ શરીઅતનડા ખિલાફ વાતોને પસંદ નથી કરતા.
- આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તા'બેદારી સિવાય કોઈ બીજી વાતને પોતાના તરીકાઓમાં જાઈઝ નથી સમજતા.
- મતલબ કે આપનો સિલસિલો હઝરત રિસાલતે મઆબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ કદમ બ કદમ છે.

રૂમનો બાદશાહ (સુલ્તાન મુરાદ ચોથો) આ વાતો સાંભળીને ઘણો ખૂશ થયો અને તેણે પૂછયું કે :

"તમારા શયૂખે હકાઈક અને મઆરિફની કંઈ ઈસ્તિલાહાત (પરિભાષા) મુકર્રર કરી છે ? "

શયૂખ હામિદે ફરમાવ્યું કે :

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ :

- વિલાયતે અવલિયાને વિલાયતે સુગરા કહે છે.
- તમામ અવલિયાએ સલફ અને ખલફ (પુરોગામી અને અનુગામી)ની ઈસ્તિલાહાત વિલાયતે સુગરામાં શામિલ છે.

● તે વસ્તુ જે અલ્લાહ તઆલાએ કેવળ પોતાના ફઝલો કરમથી હઝરત મૌસૂફને ઈનાયત ફરમાવી છે અને જેના કારણે તેઓ બાકી તમામ અવલિયાએ ઉમ્મતથી અફઝલ છે, તે વિલાયતે કુબ્રા છે જે વિલાયતે અમ્બિયા છે અને વિલાયતે ઉલયા છે જે વિલાયતે મલાઈકહ છે.

● તે ઉપરાંત :

- કમાલાતે નુબુવ્વત,
- કમાલાતે રિસાલત,
- કમાલાતે ઉલૂલ્ અઝમ,
- હકીકતે કઅ્બહ,
- હકીકતે કુર્આન અને
- હકીકતે સલાત વગેરે

આપના મખ્સૂસ કમાલાત છે.

● હઝરતના નઝદીક નુબુવ્વત આ ત્રણેવ વિલાયતોથી ઘણાં દર્જા અફઝલ છે બલ્કે તેમની મિષાલ દરિયાના મુકાબલામાં ટીપાંની પણ નથી.

● સૌથી મોટો મન્સબ (હોદ્દો) જે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને હાસિલ છે તે કય્યૂમિય્યત છે જે કમાલાતે નુબુવ્વતનો અંતિમ મકામ છે અને હઝાર વર્ષ પછી હક સુબ્હાનહૂ વ તઆલાએ મન્સબે કય્યૂમિય્યત હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂને અતા ફરમાવ્યો. તે પછી આ મન્સબ હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને ઈનાયત થયો."

રૂમનો બાદશાહ આ વાતો સાંભળીને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિનો ઘણો મુઅતકિદ થયો અને હઝરતના મુરીદોના હાલાત પૂછયા.

શય્ખ હામિદે જવાબ આપ્યો કે :

"બધાં મુરીદો આલિમ, સાલિહ (નેક), મુત્તકી (પરહેઝગાર) અને આરિફે કામિલ છે."

રૂમના બાદશાહ (મુરાદ ચોથા)એ એક મકતૂબ (પત્ર) ભેટ–સોગાત અને હદિયહ પોતાના વકીલ મારફતે હઝરતની ખિદમતમાં મોકલ્યા અને ગાઈબાનહ મુરીદ થઈ ગયો.

તે પછી દર વર્ષે હઝરતની ખિદમતમાં નિયાઝમંદીની વિનમ્ર દરખાસ્ત તુહફા ભેટ–સોગાત મોકલતો રહ્યો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુક્ન : ૨, પૃષ્ઠ : ૨૭ થી ૨૯]

## સજ્જાદાનશીનીનું દસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૪૩ હિજરી મુતાબિક ૧૬૩૩ ઈસ્વીસન]

### શય્ખ હબીબુલ્લાહ બુખારી તેમજ મવલાના શરીફ કાબુલી મુરીદ થયા

આ વર્ષે પુષ્કળ લોકોના મુરીદ થવા ઉપરાંત શય્ખ હબીબુલ્લહ બુખારી અને મવલાના શરીફ કાબુલી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને મુરીદ થયા અને સુલૂકની તકમીલ પછી ખિલાફત મેળવી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુક્ન : ૨, પૃષ્ઠ : ૩૦]

### હઝરતના ચોથા સાહબઝાદહ શૈખ મુહમ્મદ અશરફનો જન્મ

ઉપરાંત તે જ વર્ષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂના ચોથા ફરઝંદ શય્ખ મુહમ્મદ અશરફનો મુબારક જન્મ સરહિંદ શરીફમાં થયો.

['હદિયએ અહમદિય્યહ' : ૬૮, 'ઉમ્દતુલ્ મકામાત' : ૩૯૧]

## સજ્જાદાનશીનીનું અગિયારમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૪૪ હિજરી મુતાબિક ૧૬૩૪ ઈસ્વીસન]

### શાહઝાદહ ઔરંગઝૈબ મુરીદ થયા

આ વર્ષે શહઝાદો મુહમ્મદ ઔરંગઝૈબ હઝરત ઉર્વતુલ્ વુસ્કાનો મુરીદ થયો. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૩૮]

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ એક વખત ફરમાવ્યું હતું કે :

"શાહજહાંના પુત્રોમાંથી જે સૌથી પ્રથમ આવીને મુરીદ થશે, અમે સલતનતનો તાજ તેના માથા પર મૂકી દઈશું."

શહઝાદહ ઔરંગઝૈબ પ્રથમ મુરીદ થયો, એટલા માટે હઝરત રહમતુલ્લાહિ અલયહિએ તેના માટે સલતનતની ખૂશખબરી ફરમાવી.

કહેવામાં આવે છે કે જ્યારે ઔરંગઝૈબ મુરીદ થઈ ગયો તો દારાશિકોહ પણ હઝરતની ખિદમતમાં મુરીદ થવાના ઈરાદાથી હાજર થયો.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું :

"હું જાણું છું કે તમે હક તઆલાની ખૂશ્નૂદી હાસિલ કરવા માટે અમારી પાસે નથી આવ્યા બલ્કે સલ્તનતની પ્રાપ્તિની નિય્યતથી આવ્યા છો. તે (સલ્તનત) અમારી પાસેથી ઔરંગઝૈબ લઈ ગયો."

દારાશિકોહ નિરાશ થઈને હઝરતની ખિદમતમાંથી ઉઠયો અને જઈને શાહ (મિયાં) મીર લાહોરીનો મુરીદ થઈ ગયો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૩૯]

## તખ્તે તાઊસ [મયૂરાસન]

- શાહજહાં બાદશાહે ઝુમુર્રદ (લીલાં રંગના પન્ના, કિંમતી રત્નો અને હીરા)નો એક તખ્ત મોરની શિકલ જેવો ઘણો ખૂબસૂરત બનાવ્યો હતો જે એક અદ્દ્ભૂત કળા અને કારીગરીનો નમૂનો હતો, મોરને ફારસીમાં તાઊસ કહે છે. જેથી તે 'તખ્તે તાઊસ'ના નામથી મશહૂર થયો.
- તાઊસ (મોર)ના માથા પર એક ઉચ્ચ કક્ષાનું લઅલ (કિમતી રત્ન કોહીનૂર) જડેલું હતું, જેની રોશનીથી અંધારામાં અજવાળું થઈ જતું હતું.
- તે તખ્ત ૧૦૪૪ હિજરીસનમાં તૈયાર કરીને બાદશાહની ખિદમતમાં પેશ કરવામાં આવ્યો.

ખાનીખાં તેના વિષે 'મુન્તખબુલ્લુબાબ'માં લખે છે :

૧૦૪૪ હિજરીસનમાં તખ્તે તાઊસ સાત વર્ષની મુદતમાં એક કરોડની કિમતે તૈયાર થયો હતો, જેમાં ચઊદ લાખ રૂપિયાનું તો સોનું લાગેલું હતું અને બાકી રકમમાં કિમતી ઝવેરાત (રત્ન) લગાવવામાં આવ્યા હતા. ['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૧૦૧]

## સજ્જાદાનશીનીનું બારમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૪૫ હિજરી મુતાબિક ૧૬૩૫ ઈસ્વીસન]

### હઝરતે પોતાના એક ખલીફાને તબ્લીગ માટે ચીન મોકલ્યા

આ વર્ષે કાઆન ચીનના બાદશાહની ફરમાઈશ પર હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ પોતાના એક ખલીફા ખ્વાજા અઝગૂનને એક જમાઅતની સાથે મુલ્કે ખતા (ચીન) મોકલ્યા. ત્યાં

ખ્વાજા સાહિબને કુબૂલિયતે આમ્મહ નસીબ થઈ અને ઘણી મોટી સંખ્યામાં ખુદાની મખ્લૂકે ઈસ્લામ કબૂલ કર્યો અહીં સુધી કે આ ઈલાકાના કેટલાક શાસકો પણ મુસલમાન થઈને હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના હલ્કહ (વર્તુળ)માં દાખલ થઈ ગયા.

કહેવામાં આવે છે કે ખ્વાજા અઝગૂને એક હઝાર લોકોને ખિલાફત ઈનાયત ફરમાવી અને મુરીદોની સંખ્યા તો અલ્લાહ તઆલા જ જાણે છે.

આપનો મઝાર ચીનમાં ઝિયારતગાહે ખાસ અને આમ છે.
['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૬૬ થી ૭૩]

**હઝરતના સાહબઝાદહ શયખ મુહમ્મદ ઉબયદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅહની શાદી હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની સાહબઝાદી સાથે થઈ**

તે જ વર્ષે મખ્દૂમઝાદહ શયખ મુહમ્મદ ઉબયદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅહ રહમતુલ્લાહિ અલયહિની શાદી હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમહ રહમતુલ્લાહિ અલયહિની સાહિબઝાદી સાથે થઈ. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૬૦]

## સજ્જાદાનશીનીનું તેરમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૪૬ હિજરી મુતાબિક ૧૬૩૬ ઈસ્વીસન]

**હઝરતની દુઆથી તૂરાનના બાદશાહ અબ્દુલ અઝીઝખાનને હુકૂમત હાસિલ થઈ**

તૂરાનના બાદશાહ અબ્દુલ્લાહ અઝબુકના ઈન્તિકાલ પછી સલ્તનતના સભ્યોએ અબ્દુલ અઝીઝખાનના ભાઈને તખ્ત પર

બેસાડીને અબ્દુલ અઝીઝખાનને કત્લ કરી દેવાનો ફેસલો કરી લીધો.

જયારે અબ્દુલ અઝીઝને આ વાતની જાણ થઈ તો તે સમરકંદ ભાગી ગયો અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ખલીફા ખ્વાજએ કલાંની ખાનકાહમાં પનાહ હાસિલ કરીને ખ્વાજા સાહિબથી દુઆ અને મદદની દરખાસ્ત કરી.

ખ્વાજા સાહિબે તેના હકમાં દુઆ ફરમાવી.

રાત્રે અબ્દુલ અઝીઝે ખ્વાબમાં જોયું કે :

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુ ફરમાવી રહ્યા છે કે :

"મન મજબૂત રાખો, ઈન્શાઅલ્લાહ થોડા સમયમાં તમોને પોતાના મકસદમાં કામિયાબી હાસિલ થશે. કંદહાર ચાલ્યા જાઓ."

બીજા દિવસે અબ્દુલ અઝીઝખાન અને ખ્વાજા કલાં બન્ને કંદહાર રવાના થઈ ગયા અને ત્યાંથી એક લશ્કર તૈયાર કરીને બુખારા પહોંચી ગયા.

અબ્દુલ અઝીઝના ભાઈ તૂરાનના બાદશાહને જયારે આ સમાચાર પહોંચ્યા તો તે ભાન ભૂલીને ગભરાઈને ત્યાંથી ભાગી ગયો અને અબ્દુલ અઝીઝખાનને કોઈના પણ વિધ્ન વિના તૂરાનની સલ્તનત હાસિલ થઈ ગઈ.

તે પછી અબ્દુલ અઝીઝે પોતાની કામિયાબી અને સલ્તનતનો તખ્ત હાસિલ થવાની ખૂશીમાં હઝરત ઉર્વતુલુ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં એક પત્ર ભેટ–સોગાત સહિત રવાના કર્યો અને ગાઈબાનહ મુરીદ થઈ ગયો.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૩૬ થી ૩૮]

### શાહઝાદહ ઔરંગઝૈબની શાદી થઈ

તે જ વર્ષે ૨૩, ઝીલહજ, ૧૦૪૬ હિજરીસનમાં શાહઝાદહ ઔરંગઝૈબની શાદી શાહનવાઝખાનની બેટી સાથે થઈ અને ચાર લાખ રૂપિયા મહેર રાખી. ['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૧૩૩, ૧૩૪]

## સજ્જાદાનશીનીનું ચૌદમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૪૭ હિજરી મુતાબિક ૧૬૩૭ ઈસ્વીસન]

### અસંખ્ય લોકો હઝરતથી મુરીદ થયા

આ વર્ષના હાલાતમાં કોઈ ખાસ બનાવ ઉલ્લેખપાત્ર ન મળી શકયો અને પુષ્કળ લોકોનું હઝરતથી મુરીદ થવું તો દર વર્ષના હાલાતમાં મળે છે.

## સજ્જાદાનશીનીનું પંદરમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૪૮ હિજરી મુતાબિક ૧૬૩૮ ઈસ્વીસન]

### શાહજહાં બાદશાહનો એક અજીબોગરીબ ખ્વાબ અને ખ્વાબ પ્રમાણે શહેરનું નિર્માણ

આ વર્ષે શાહજહાં બાદશાહે ખ્વાબમાં એક અત્યંત અઝીમુશ્શાન અને નઝાકત અને લતાફત (કોમળતા અને પવિત્રતા)ના એ'તિબારથી અત્યંત ખૂશ્નુમા શહેર જોયું કે એથી અગાઉ એવું શહેર ન જોયું હતું અને ન નામ સાંભળ્યું હતું.

તેણે જોયું કે :

તે શહેરમાં એક લાલ રંગનો કિલ્લો છે જેમાં સોના અને રત્નોથી જડિત મહેલો બનેલા છે. નહેરો અને ઝરણાંઓ વહે છે જેના

પર આ શબ્દોનો ભાવાર્થ બંધબેસતો થાય છે :

فِیْ جَنّٰتٍ تَجْرِیْ مِنْ تَحْتِھَا الْاَنْھَارُ

આ નહેરોના નજીક રત્નો અને માણેકોથી જડિત એક મોટો તંબૂ છે.

બાદશાહ આ જોઈને હૈરાન થઈ ગયો.

પૂછવા પર મા'લૂમ થયું કે આ શહેર હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિનું છે.

બાદશાહે કહ્યું કે :

તેઓ ક્યાં તશરીફ ફરમાં છે ?

બતાવવામાં આવ્યું કે :

બુર્જ (ગુંબજ)માં તશરીફ ફરમાં છે.

જેથી બાદશાહ હઝરતની ઝિયારત માટે ગયો તો તે આ બુર્જને જોઈને હૈરાન રહી ગયો, કારણ કે બુર્જ હશ્ત (આઠ) પેહલૂ શુદ્ધ સોનાની જાળીવાળી દીવારો પર બનેલું છે, જેમાં લઅલ (રત્ન) અને ઝુમુર્રદ (હીરાપન્ના) તથા અલમાસ અને યાકૂત જડેલા છે. આ બુર્જની અંદર હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ તશરીફ ફરમાં છે. અને આપની ફરતે ઉલૂલ્ અઝમ અવલિયાએ કિરામ સફમાં ઊભેલા છે.

બાદશાહ પણ સલામ કરીને અદબની સાથે ઊભો થઈ ગયો.

હઝરતે બાદશાહને ફરમાવ્યું :

"અમે ઘણી દુઆઓથી તમોને બાદશાહત અપાવી અને હમણાં પણ તમારા મદદગાર અને સહાયક છીએ. હવે આ કિલ્લો અને કિલ્લાની તમામ વસ્તુઓ અમે તમોને બખ્શી."

તે પછી બાદશાહનો હાથ પકડીને તખ્તે તાઊસ (મયૂરાસન) પર બેસાડયો.

જયારે બાદશાહ ખ્વાબથી જાગૃત થયો તો રાતના ખ્વાબનો નકશો સહીહ રીતે દિમાગમાં ન રહ્યો, પરંતુ ઈત્મીનાન હતું કે હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિનું અર્પણ કરેલ છે, જેથી હઝરતની ખિદમતમાં સરહિંદ શરીફ હાજર થયો.

બાદશાહ કંઈક અર્ઝ કરે એ પહેલાં હઝરતે ફરમાવ્યું :

"તમે જોયું કે કેવું જન્નત નિશાન શહેર હક સુબ્હાનહૂ વ તઆલાના ફઝલો કરમથી તમોને ઈનાયત થયું."

બાદશાહે શુક્રિયહનો ઈઝહાર કરવા બા'દ અર્ઝ કરી કે :

"મને આ શહેર અને કિલ્લાનો નકશો સારી રીતે યાદ ન રહ્યો."

- હઝરતે કલમ અને દવાત (શાહીનો ખડિયો) મંગાવીને નકશાની બધી વિગતો ફરમાવી દીધી અને જગ્યા વગેરે દર્શાવી દીધી.
- બાદશાહે તે નકશો લઈને દુઆઓ હાસિલ કરીને આદાબ અને શુક્રિયહ અદા કર્યો અને પાછા આવીને નકશા પ્રમાણે
  - દિલ્હી શહેર,
  - લાલ કિલ્લા અને
  - જામિઅ મસ્જિદ વગેરેનું નિર્માણ શરૂ કરાવી દીધું અને
- કિલ્લાની અંદર મહેલો વગેરે બનાવ્યા.
- એક હશ્ત પેહલૂ બુર્જ પણ ખ્વાબવાળા નકશા અનુસાર બનાવ્યું.
- તે બુર્જની ઉત્તર દિશાની તરફ એક બગીચો બનાવ્યો જેની દીવાલ રૂખામ પથ્થરની હતી.
- દીવાલ પર યમની અકીક જડાવ્યા.

- તેની અંદર અનેક પ્રકારના ફળવાળા વૃક્ષો અને જાત જાતના ફૂલવાળા છોડવાઓ લગાવ્યા.
- તેના મહેલો પર નહેરો વહેતી કરાવી.
- બગીચાના દરવાજા પર આ શે'ર લખાવ્યો :

**અગર ફિરદૌસ બર રૂએ ઝમીં અસ્ત,**
**હમીં અસ્ત વ હમીં અસ્ત વ હમીં અસ્ત.**

જોકે આ તા'રીફ શાઈરાનહ મુબાલગહ (કાવ્યમય અતિશયોક્તિ) છે, પરંતુ હકીકતમાં આ ઈમારતોની ખૂબીની જે કંઈ પણ તા'રીફ કરવામાં આવે તે કમ છે.

- આ બગીચાનું નામ 'હયાતે બખ્શ' રાખ્યું.
- તેના બિલ્કુલ સામે 'દીવાને ખાસ' સોનેરી દરબાર બનાવ્યો, જેમાં સલ્તનતના સભ્યો સિવાય બીજા કોઈને આવવાની ઈજાઝત ન હતી.
- તેના પશ્ચિમની તરફ 'દરબારે આમ' બનાવ્યો, જેમાં ચાલીસ (૪૦) સ્થંભ હતા, તેમાં પણ સોનેરી કામ હતું.
- આમ દરબારની સામે એક ઘણાં વિસ્તૃત મૈદાનમાં દરેક બાજુએ સ્થંભોવાળી એક સો (૧૦૦) મેહરાબો પર એક ઈમારત બનાવી, જે અનેક પ્રકારના શૃંગારથી સુશોભિત હતી. દરેક સ્થંભનું અંતર દસ (૧૦) ગજ હતું.
- આ કિલ્લાના ચાર દરવાજા બનાવ્યા.

  એક જમના નદીની તરફ,
  બીજો સલીમગઢ કિલ્લાની તરફ જે નદીના વચ્ચે આવેલો છે.
  એક પશ્ચિમ દિશા તરફ અને
  એક દક્ષિણ દિશાની તરફ.
- પશ્ચિમ અને દક્ષિણ દિશા તરફના દરવાજા લોકોની આવ–જા માટે છે.
- આ કિલ્લાની બહાર શહેર આબાદ કર્યું. જેના ફરતે એક કિલ્લા જેવો

કોટ બનાવ્યો. તેમાં છ (૬) દરવાજા લગાવ્યા. જેના નામ આ છે :

(૧) કાશમીરી દરવાજો (૨) કાબુલી દરવાજો
(૩) લાહોરી દરવાજો (૪) અજમેરી દરવાજો
(૫) તુર્કમાન દરવાજો (૬) દિલ્હી દરવાજો

- કિલ્લાની પશ્ચિમ દિશા તરફના દરવાજાની સામે એક ટેકરા પર જામિઅ મસ્જિદ નિર્માણ કરાવી જે પોતાની ખૂબસૂરતી, ખૂશનુમાઈ, બુલંદી અને વુસ્અત (વિશાળતા)ના એ'તિબારથી અદભૂત વસ્તુઓમાંથી છે.
- એક મુદ્દત પછી દિલ્હી શહેરની લંબાઈ બાર (૧૨) માઈલ અને પહોળાઈ છ (૬) માઈલ તથા ચારે દિશા તરફ છત્રીસ (૩૬) માઈલ હોવાનો ઈતિહાસોમાં ઉલ્લેખ મળે છે.
- શહેર અને કિલ્લાની પરિપૂર્ણતા અને તેના આબાદ થઈ જવા પછી બાદશાહે હઝરત ઉર્વતુલ વુસ્કા રહિમહુલ્લાહુને મખ્દૂમઝાદગાને કિરામ અને ખુલફાએ ઈઝામ સહિત તશરીફ આવરીની દા'વત આપી અને એ જ હશ્ત પેહલૂ બુર્જમાં રોકાણ કરાવ્યું.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુએ બાદશાહને ફરમાવ્યું : "જેવું તમે ખ્વાબમાં જોયું હતું આ બધું કંઈક એવું જ છે ને ? "

બાદશાહે અર્ઝ કરી :

"હાં, આ તે જ ખ્વાબ છે જેને હઝરતના તુફૈલ જાગૃત અવસ્થામાં જોઈ રહ્યો છું."

એ પછી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ બાદશાહને તખ્તે તાઊસ પર બેસાડયા અને થોડા દિવસ રોકાઈને બાદશાહને દુઆઓ આપીને પાછા સરહિંદ શરીફ તશરીફ લઈ ગયા.

અલ્લાહ તઆલાના ફઝલથી દિલ્હીમાં લાલ કિલ્લો અને

જામિઅ મસ્જિદ ઉપરાંત આગ્રામાં તાજ મહલ વગેરે શાહજહાંની ઈમારતો આજ સુધી કાઈમ અને સુરક્ષિત છે.

અલબત્ત, તખ્તે તાઊસ (મયૂરાસન) નાદિરશાહ લઈ ગયો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૩૧ થી ૩૪]

## સજ્જાદાનશીનીનું સોળમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૪૯ હિજરી મુતાબિક ૧૬૩૯ ઈસ્વીસન]

### શાહજહાંની બીજી કુંવરી રોશનઆરા હઝરતથી બયઅત થઈ

શાહજહાં બાદશાહની બીજી કુંવરી રોશનઆરા બેગમ પોતાના બહેન–ભાઈઓમાં ઘણી ખૂબસૂરત હતી. તેના બધાં ભાઈ પોતપોતાના પીરોની તા'રીફ કરતા અને તેને તેમનાથી મુરીદ થવા માટે કહેતા હતા.

એ જ પ્રમાણે જયારે શહઝાદહ ઔરંગઝૈબે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી બયઅત કરી તો તેણે પણ રોશનઆરાથી હઝરતના મુરીદ થવા માટે કહ્યું.

અંતે રોશનઆરાએ એક રાત ઈસ્તિખારહ કર્યો કે મારે કયા બુઝુર્ગથી બયઅત થવું જોઈએ ?

તેણે ખ્વાબમાં જોયું કે :

- એક અઝીમુશ્શાન મહેલ છે જે અનેક પ્રકારના શૃંગારથી અંકિત છે અને એ રીતે ચમકી રહ્યો છે કે તેના પર નઝર ઠરતી નથી.
- તેની ચારો તરફ સંગે રુખામના બુર્જ બનેલા છે.
- તે મહેલની ઉપર એક સોનેરી ગુંબજ બનેલો છે જે ઘણો મોટો અને સૂરજની જેમ રોશન છે.
- આ મહેલમાં હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુ તશરીફ ફરમાં છે.

- નીચેના ભાગમાં પુષ્કળ અવલિયાએ કિરામ મૌજૂદ છે.
- હઝરત આ સમયે ખરબુઝહ ખાઈને છોળા નીચે ફેંકી રહ્યા છે.
- ઉમ્મતના જે અવલિયા ત્યાં મૌજૂદ છે તેઓ આ છોળાઓને ઘણાં સંઘર્ષથી હાસિલ કરીને ઘણી ખૂશી અને અભિલાષાથી ખાય છે અને આ છોળાઓને ખાવા પર ઘણો ગર્વ કરે છે.
- એ દરમિયાન હાતિફ (ગૈબી અવાજ આપનાર ફરિશ્તા)ની પોકાર આવી કે જે માણસ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના બચેલા છોળાઓ ખાશે અલ્લાહ તઆલા તેના પર દોઝખની આગ હરામ ફરમાવશે.
- રોશનઆરાએ સવારે આ ખ્વાબ પોતાના ભાઈ ઔરંગઝૈબને બતાવ્યો.
- તે એને હઝરતની ખિદમતમાં લઈ ગયો અને મુરીદ બનાવી દીધી.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ પછી રોશનઆરા બેગમે આ જ ખ્વાબવાળા નકશા અનુસાર હઝરતના મઝાર પર ઈમારત નિર્માણ કરાવી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૩૯, ૪૦]

### હઝરતના પાંચમાં પુત્ર હઝરત ખ્વાજા સૈફુદીનનો જન્મ

તે જ વર્ષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના પાંચમાં પુત્ર ખ્વાજા સૈફુદીનનો સરહિંદ શરીફમાં જન્મ થયો.

['હદિયએ અહમદિય્યહ' : ૭૦]

## સજ્જાદાનશીનીનું સત્તરમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૫૦ હિજરી મુતાબિક ૧૬૪૦ ઈસ્વીસન]

### હઝરતની વાલિદહ માજિદહ તથા હઝરતના સસરા સફર અહમદ રૂમીનો ઈન્તિકાલ

જે રીતે જમાદિલ્ આખર, ૧૦૦૭ હિજરીસન હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદિસ સિર્રુહૂના માટે ઘણો રંજ અને દુઃખનો ઝમાનો હતો કે ર, જમાદિલ આખર, ૧૦૦૭ હિજરીસનના આપના સસરા શૈખ સુલતાનના દુઃખદાયક અંજામની ઘટના પેશ આવી અને પચ્ચીસ દિવસ પછી ર૭, જમાદિલ આખરના આપના વાલિદ માજિદનો ઈન્તિકાલ થયો. એ જ રીતે ૧૦૫૦ હિજરીસન હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના માટે ઘણું રંજ અને દુઃખનું વર્ષ હતું કે આ વર્ષે આપના સસરા હઝરત મીર સફર અહમદ રૂમી રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ થયો, જેઓ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓમાંથી હતા અને એ જ વર્ષે આપની વાલિદહ માજિદહનો પણ ઈન્તિકાલ થયો.

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

એ જ વર્ષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની વાલિદહ માજિદહનો ઈન્તિકાલ થયો અને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના ગુંબજથી સાત હાથના અંતરે પશ્ચિમ દિશા તરફ દફન કરવામાં આવ્યા.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને વાલિદહ માજિદહના ઈન્તિકાલનો ઘણો રંજ થયો અને થોડા દિવસ સુધી મુરીદો તરફ તવજ્જુહ પણ ન આપી.

એક દિવસ ફરમાવ્યું કે :

"મેં ખરેખર જોયું છે કે એક મોટી મજલિસ આયોજિત છે જેમાં તમામ મહાન મહિલાઓ દાખલા તરીકે :

● હઝરત મરયમ,

● હઝરત ખદીજતુલ કુબ્રા,
● હઝરત આઈશા અને
● હઝરત ફાતિમતુઝ્ઝહરા

રદિયલ્લાહુ તઆલા અન્હુન્ન વગેરે જમા છે. ત્યાં જ મારી વાલિદહ માજિદહ પણ તશરીફ ફરમાં છે અને કોઈ માણસ મને કહી રહ્યો છે કે,

"હક તઆલાએ પોતાના ફઝલો કરમથી તમારી વાલિદહને પણ (તમારા) ઝમાનાની અફઝલ મહિલાઓમાં શુમાર કરી છે."

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૨૫, ૨૬]

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ પણ એક મકતૂબમાં લખે છે કે :

સોમવારની રાત્રે ૭, ઝીલહજ, ૧૦૫૦ હિજરીસનના હઝરત કિબ્લહગાહી વાલિદહ માજિદહએ આખિરતનો સફર ઈખ્તિયાર કર્યો અને વારસદારોને રડતા છોડી ગયા. તેમનો મુબારક વુજૂદ બન્ને જહાનની સઆદતનો વસીલો અને અલ્લાહ તઆલાની રઝામંદીની બારી છે. હવે આ રાહથી ફૈઝ પ્રાપ્ત કરવાથી મહરૂમી થઈ ગયો.

اِنَّا لِلّٰهِ وَاِنَّا اِلَيْهِ رَاجِعُوْنَ

દોસ્ત અને અહબાબ સિત્તેર હજાર વખત કલિમએ તય્યિબહ **'લા ઈલા-હ ઈલ્લલ્લાહ'** પઢીને તેનો સવાબ મર્હૂમહ વાલિદહની રૂહને પહોંચાડે. ['મકતૂબાતે મઅ્સૂમિય્યહ' જિલ્દ : ૨, પૃષ્ઠ : ૧૩]

**શાહજહાં બાદશાહની ત્રીજી કુંવરી ગવહરઆરા બેગમ હઝરતથી મુરીદ થઈ**

શાહજહાં બાદશાહની ત્રીજી કુંવરી ગવહરઆરા બેગમ :

● અકલ અને ફહમ, ઈલ્મ અને અમલમાં અજોડ હતી.
● રાત–દિવસ ઈબાદતમાં મશગૂલ રહેતી.
● સવાર–સાંજ અલ્લાહ તઆલાના ખૌફથી રડતી રહેતી.
● સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી માથું ફેરવતી ન હતી.

એક રાત્રે તેણે ખ્વાબમાં જોયું કે :

● એક બગીચો છે જેની દીવાલો લાલ યાકૂતની છે.
● વૃક્ષો ઝુમુર્રદ (લીલા રંગના પન્ના, કિંમતી હીરા)ના છે.
● ધરતી સોનેરી છે.
● તે બગીચાની અંદર મરવારીદનો (મોતીઓનો) એક મહેલ છે, જેમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ ફરમાં છે.
● એક માણસ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે એ જ મહેલમાં ઊભો છે.
● આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેની તરફ વારંવાર ધ્યાન કેન્દ્રિત કરે છે અને તે માણસ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈર્શાદ અનુસાર તમામ કામો અંજામ આપે છે.
● પૂછવાથી મા'લૂમ થયું કે આ શખ્સ હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ છે.
● આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દીન અને દુનિયાનું કારખાનું તેમને સોપેલું છે.

આ ખ્વાબ ગવ્હરઆરા બેગમે પોતાના ભાઈ ઔરંગઝેબને બતાવ્યો અને તેની સાથે જ હઝરતની ખિદમતમાં હાજર થઈને બયઅતના શર્ફથી મુશર્રફ થઈ.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ તેના હાલાતથી ઘણાં ખૂશ હતા. સુલૂકની પરિપૂર્ણતા પછી તેના હકમાં અત્યંત ઉચ્ચ

દર્જાની ખૂશખબરી આપી.

એવું મા'લૂમ થાય છે કે ગવ્હરઆરા બેગમ સરહિંદ શરીફમાં જ સ્થાયી થઈ ગઈ હતી અને ત્યાં જ તે વફાત પામી.

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ દર જુમ્અહની નમાઝ પછી બગીચાની સેર માટે તશરીફ લઈ જતા તો સરહિંદી બગીચામાં ગવ્હરઆરાની કબ્ર પર મોડે સુધી ફાતિહા પઢતા રહેતા અને ફરમાવતા કે :

> "આ કબ્ર પર અઝીમ (મહાન) નૂરનું અદભૂત ઝુહૂર છે જે અકષર અવલિયાની કબ્ર પર પણ નથી હોતું."
>
> ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૪૦, ૪૧]

## સજ્જાદાનશીનીનું અઢારમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૫૧ હિજરી મુતાબિક ૧૬૪૧ ઈસ્વીસન]

### હઝરતની દુઆથી કંદહાર ફતેહ થયું

'મુન્તખબુલ્લુબાબ'ના લેખક લખે છે :

[શાહજહાંએ કંદહારનો કિલ્લો જીતવા માટે લશ્કર રવાના કરી દીધું.] અને શવ્વાલ, ૧૦૪૮ હિજરીસન મુતાબિક ૧૬૩૯ ઈસ્વીસનના અંતમાં કંદહારમાં શાહજહાં બાદશાહના નામનો ખુત્બહ અને સિક્કો પ્રચલિત થઈ ગયો. [પૃષ્ઠ : ૧૪૫]

૧૦૫૧ હિજરીસનમાં પાછા સમાચાર મળ્યા કે શાહ સૈફીએ રુસ્તમખાન ગરજીને એક લશ્કર અને જોરદાર તોપખાના સાથે કંદહાર કિલ્લો જીતવા માટે રવાના કરી દીધો છે.

(આ સમાચારના કારણે) મુહર્રમ માસના અંતમાં દારાશિકોહને એક મોટા લશ્કરના સાથે ત્યાં રવાના કરવામાં આવ્યો. [પૃ. : ૧૭૦]

આ જ દરમિયાન ઈરાનના બાદશાહના ઈન્તિકાલના સમાચાર મળ્યા.

તેની સાથે જ દારાશિકોહની અર્ઝે દાશ્ત બાદશાહ પાસે પહોંચી જેમાં ઈરાનના બાદશાહના ઈન્તિકાલના સમાચાર હતા અને તેણે લખ્યું હતું કે જો હુકમ હોય તો લશ્કર અને તોપખાનું લઈને ખુરાસાન શહેર પર ચઢાઈ કરી દેવામાં આવે.

બાદશાહે જવાબમાં લખ્યું કે :

એક યતીમ નાની વયના શાસક પર જેની સલ્તનત હજુ કાઈમ નથી થઈ શકી, (તેના) પર ચઢાઈ કરી દેવું નેક સીરત સુલતાનોની નીતિના વિરુદ્ધ છે. ['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૧૭૦, ૧૭૧]

**ઈરાન પર ચઢાઈમાં ફતેહ મળવાની હઝરતની ખૂશખબર**

આ વર્ષે હિન્દુસ્તાનના બાદશાહ (શાહજહાં)એ ઈરાન પર ચઢાઈ કરી. જેનું કારણ આ બન્યું કે ઈરાનના બાદશાહે પોતાની મજલિસમાં કહ્યું કે :

> "હિન્દુસ્તાનના બાદશાહમાં ઈરાન સાથે લડવાની શકિત નથી. જો અમે ઈચ્છીએ તો માત્ર એક માસમાં આખા હિન્દુસ્તાન પર કબજો કરી શકીએ છીએ. પણ એટલા માટે કે જૂના ઝમાનાથી અમારા અને તેમનામાં ભાઈચારા જેવો સંબંધ છે, એટલા માટે હમોએ કયારેય ઈચ્છા નથી કરી કે અમે હિન્દુસ્તાન પર કબજો કરીએ."

જયારે શાહજહાંએ આ વાત સાંભળી તો એક જોરાવર લશ્કર

લઈને ઈરાનની તરફ ગયો અને સરહિંદ શરીફ પહોંચીને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં આ ચળવળના માટે દુઆ અને તવજ્જુહની દરખાસ્ત કરી.

હઝરતે ફરમાવ્યું કે :

"હું આજે રાત્રે આ વિષે તવજ્જુહ કરીશ, જે કંઈ મા'લૂમ થશે તે પ્રમાણે જવાબ આપીશ."

બીજા દિવસે જયારે બાદશાહ આપની ખિદમતમાં હાજર થયો તો હઝરતે ફરમાવ્યું કે :

"મેં આ ચળવળ વિષે બલીગ (ઊંડી) તવજ્જુહ કરી છે. અલ્લાહ તઆલાના ફઝલથી કવી ઉમ્મીદ છે કે હક તઆલા આપને ફતેહ અને મદદ અતા ફરમાવશે."

બાદશાહ આ ખૂશખબરીથી ઘણો ખૂશ થયો અને તે પછી ઈરાનની તરફ રવાના થયો.

જયારે મંઝિલો તય કરીને કાબુલની નજીક પહોંચ્યો તો શહઝાદહ મુહમ્મદ ઔરંગઝેબને આગળ મોકલ્યો.

શહઝાદાએ કાબુલ પહોંચીને એક દરખાસ્ત હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુની ખિદમતમાં દુઆ અને તવજ્જુહના માટે લખી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૪૨]

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ તેના જવાબમાં એક ઘણો વિસ્તૃત મકતૂબ (પત્ર) જિહાદે અસ્ગરના ફઝાઈલ અને જિહાદે અકબરના મઆરિફના વિસ્તૃત બયાનમાં લખ્યો.

## સજ્જાદાનશીનીનું ઓગણીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૫૨ હિજરી મુતાબિક ૧૬૪૨ ઈસ્વીસન]

## હઝરત આદમ બિન્નોરી રહમતુલ્લાહિ અલયહિનું હઝરતથી માફી માંગવું

૧૦૫૨ હિજરીસનના બનાવોમાં છે કે મુમતાઝ મહલના મઝારની ઈમારત 'તાજ મહલ' આગ્રા, મુકર્રમખાનના પ્રબંધમાં બાર (૧૨) વર્ષની મુદતમાં પચાસ લાખના ખર્ચથી તૈયાર થઈ.

['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૧૭૫]

આ વર્ષના હાલાતમાંથી આ છે કે જેવી રીતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદિસ સિર્રુહૂએ પોતાની હયાતીમાં હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને પોતાના પ્રતિનિધિ બનાવીને મસ્નદે ઈર્શાદ પર બેસાડયા હતા અને તમામ ખલીફાઓ તથા મુરીદોને તેમનાથી બયઅત થવાનો હુકમ આપ્યો હતો અને બધાંએ બયઅત કરી હતી. એ જ રીતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ પછી અગાઉની રીત અનુસાર તમામ ખલીફાઓ અને મુરીદોએ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી બયઅતની તજદીદ કરી હતી. આ બન્ને બયઅતોમાં હઝરત આદમ બિન્નૌરી રહમતુલ્લાહિ અલયહિ પણ શરીક હતા અને દરરોજ સવારે અને સાંજે હઝરત ઉર્વતુલ વુસ્કા રહિમહુલ્લાહુના હલ્કહમાં શામિલ થતા હતા.

તે પછી હઝરત આદમ બિન્નૌરી રહમતુલ્લાહિ અલયહિ થોડા દિવસ બિન્નૌર શહેર (જે સરહિંદ શરીફથી બાર માઈલના અંતરે આવેલું છે) તેમાં રહેતા અને થોડા દિવસ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં (રહેતા), પણ જયારે શૈખનો (હઝરત આદમ બિન્નૌરી રહમતુલ્લાહિ અલયહિનો) હલ્કહ ઘણો વિસ્તૃત થઈ ગયો તો સરહિંદ શરીફની હાજરીમાં ઘણી કમી આવી ગઈ અને શૈખના મુરીદોએ (જેમકે મુરીદોની આદત હોય છે કે પોતાના પીરની તા'રીફમાં હદથી

આગળ વધી જાય છે) કહેવાનું શરૂ કરી દીધું કે :

"અમારા પીર હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફા છે અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી અફઝલ છે."

બીજું કારણ આ થયું કે એક વખત હઝરત શાહ શૈખ મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના નાના સાહિબઝાદહ જેઓ હઝરતની હયાતીમાં નાની ઉંમરના હતા) ફરવા માટે બિન્નૌર તશરીફ લઈ ગયા તો હઝરત શૈખ આદમ રહમતુલ્લાહિ અલયહિએ જાહેર મજલિસમાં કહ્યું કે :

"આ મખ્દૂમઝાદહ પોતાના વાલિદ બુઝુર્ગવારની હયાતીમાં નાના હતા, એટલા માટે હઝરતથી સુલૂક હાસિલ ન કરી શકયા અને આ નેઅમત જે મને હાસિલ છે, તે પણ એ જ વાલિદ બુઝુર્ગવારની અર્પણ કરેલ છે."

આ વાતના કહેવાથી તેમનો આ મકસદ હતો કે શાહજી શૈખ મુહમ્મદ યહ્યા મારાથી ફૈઝ હાસિલ કરે.

આ વાતને ઘણી વધારીને અને અતિશયોકિત સાથે લોકોએ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ સુધી પહોંચાડી દીધી.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુને આ વાતોની જાણ થઈ તો ઘણો રંજ થયો અને શૈખ આદમ રહિમહુલ્લાહુથી નારાઝ થઈ ગયા.

પણ જયારે શૈખ આદમ બિન્નૌરી રહમુતલ્લાહિ અલયહિને હઝરતની નારાઝગીની જાણ થઈ તો સરહિંદ શરીફ હાજર થયા અને એક ખાદિમને હઝરતની ખિદમતમાં મોકલ્યા કે જો ઈજાઝત હોય તો ખિદમતમાં હાજર થાઉં.

હઝરતે ઈજાઝત આપી.

જેથી શૈખ ખિદમતમાં હાજર થયા અને અર્ઝ કરી કે :

"હું આં જનાબનો અદના ખાદિમ છું, જો મારાથી ભૂલથી કંઈક ખતા થઈ ગઈ છે જે આં જનાબના દિલના દુઃખની નિમિત્ત થઈ છે તો હું માફીનો તલબગાર છું."

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ બન્નેએ માફ ફરમાવી દીધા અને ઘણી ઈનાયત અને શફકત ફરમાવીને રુખ્સત કર્યા.

શૈખ સાહિબ આદાબની સાથે હજના માટે તશરીફ લઈ ગયા અને ત્યાં જ વફાત પામ્યા.

હઝરત મુરવ્વિજુશ્શરીઅહ 'યવાકીતુલ હરમૈન'માં લખે છે કે :

જયારે હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ હજના માટે તશરીફ લઈ ગયા અને મદીનએ મુનવ્વરહ હાજર થયા તો જયારે પણ (જન્નતુલ) બકીઅ (કબ્રસ્તાન)ની ઝિયારત માટે તશરીફ લઈ જતા (તો) શૈખની કબ્ર પર મોડે સુધી ફાતિહા પઢતા અને બાતિનમાં તેમના મદદગાર અને સહાયક બનતા અને ફાતિહા પછી ફરમાવતા કે :

શૈખ આદમ રહમતુલ્લાહિ અલયહિ અમારાથી શરમાય છે, પણ અમે તેને બિલ્કુલ માફ કરી દીધા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૬૩ થી ૬૬]

## સજ્જાદાનશીનીનું વીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૫૩ હિજરી મુતાબિક ૧૬૪૩ ઈસ્વીસન]

## સુલતાન અબ્દુર્રહમાન ખિલજીએ મુરીદ થઈ હુકૂમતના બદલે હઝરતની ખિદમતમાં રહેવાનું પસંદ કર્યું

સુલતાન અબ્દુર્રહમાન ખિલજી શહઝાદહ ઔરંગઝેબની કૈદમાં સરહિંદ શરીફ પહોંચ્યો અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા (રહ્મતલ્લાહિ અલયહિ)ની ઝિયારતથી મુશર્રફ થઈને એટલો પ્રભાવિત થયો કે તત્કાળ પોતાની પત્ની સહિત હઝરતનો મુરીદ થઈ ગયો અને સરહિંદ શરીફમાં જ સ્થાયી થઈ ગયો અને ત્યાં જ દફન થયો.

સુલતાનની કબ્ર હઝરત ઉર્વતુલ્ વુસ્કા (રહિમહુલ્લાહુ)ના રવ્ઝહના ચબૂતરાની દક્ષિણ દિશામાં સંગે રુખામની બનેલી છે.

**'શર્ફુલ્ મકાનિ બિલ્ મકીન'** નિવાસસ્થાનનું મહત્ત્વ, નિવાસ કરનારના કારણે હોય છે.

તેના હકમાં સાદિક (બંધબેસતુ) આવે છે.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા (રહમતુલ્લાહિ અલયહિ) તેના પર ઘણાં મહેરબાન હતા. શાહજહાં બાદશાહે બલ્ખની હુકૂમત તેને પાછી આપવા ચાહી, પણ તેણે સ્પષ્ટ ઈન્કાર કરી દીધો અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની સુહબતમાં રહેવાને અગ્રતા આપી અને સલ્તનત પોતાના ભાઈને અપાવી દીધી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુક્ન : ૨, પૃષ્ઠ : ૩૯, ૪૦]

## બાદશાહ શાહજહાં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિના મઝારે મુબારકની ઝિયારત માટે અજમેર શરીફ ગયો

૧૮, શા'બાન, ૧૦૫૩ હિજરીસનના બાદશાહ હઝરત મુઈનુદ્દીન ચિશ્તી રહિમહુલ્લાહુના મઝારની ઝિયારત માટે અજમેર ગયો.

૮, રમઝાનના ત્યાં પહોંચીને ઝિયારત કરી. ત્યાંના ખાદિમોને દસ હઝાર રૂપિયા ઈનાયત કર્યા કે એક મોટી દેગ બનાવીને શિકાર કરેલી નીલ ગાયોનું ગોશ્ત અને ચાવલ પકાવીને જન્નતમકાની જહાંગીર બાદશાહના ઈસાલે સવાબ માટે હકદારોમાં વહેંચણી કરાવી દો. એકસો પીસ્તાલીસ મણ ચાવલ, ગોશ્ત અને ઘી તે દેગમાં પકાવવામાં આવ્યું. ['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૧૭૫, ૧૭૬]

## સજ્જાદાનશીનીનું એકવીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૫૪ હિજરી મુતાબિક ૧૬૪૪ ઈસ્વીસન]

## શાહજહાંની કુંવરી બાદશાહ બેગમ દાઝી ગઈ

૧૦૫૩ હિજરીસન મુતાબિક ૧૬૪૩ ઈસ્વીસનનો બનાવ છે કે રાજકુમારી બાદશાહબેગમની વર્ષગાંઠના જશ્નના દિવસે આકસ્મિક રીતે દીવાની જવાળા બાદશાહબેગમના દામનમાં લાગી ગઈ, જેનાથી તેના બન્ને હાથ, પેટ અને છાતી દાઝી ગઈ.

બેટીના ગમના કારણે બાદશાહ દરબારમાં ઘણાં ઓછા આવતા. વધુ સમય બેટીના બિસ્તરની પાસે જ રહેતા હતા.

કહેવામાં આવે છે કે બાદશાહને જેટલી મુહબ્બત દારાશિકોહ અને બાદશાહબેગમ સાથે હતી એટલી મુહબ્બત કોઈ અવલાદ સાથે ન હતી.

બેટીની બીમારીમાં તે રાતના બે–બે વાગ્યા સુધી બેસીને અલ્લાહ તઆલાના દરબારમાં રડી રડીને દુઆઓ કરતો હતો.

અંતે અલ્લાહ તઆલાએ તંદુરસ્તી અતા ફરમાવી.

[પૃષ્ઠ : ૧૭૬, ૧૭૭]

## શાહજહાં બાદશાહની સવારી સરહિંદ શરીફ પહોંચી

આ વર્ષે જ્યારે શાહજહાં બાદશાહની સવારી સરહિંદ શરીફ પહોંચી તો નવરોઝનું જશ્ન અને રાજકુમારી બાદશાહબેગમની તંદુરસ્તીની ખૂશી મનાવવામાં આવી.

['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૧૮૩]

## સજ્જાદાનશીનીનું બાવીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૫૫ હિજરી મુતાબિક ૧૬૪૫ ઈસ્વીસન]

### નૂરજહાં બેગમનો ઈન્તિકાલ

આ વર્ષે ૧, ઝીલકદ, ૧૦૫૫ હિજરીસન મુતાબિક ૧૬૪૫ ઈસ્વીસનના રોજ નૂરજહાં બેગમ આ દુનિયાથી રુખ્સત થઈ ગઈ.

['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૧૯૨]

### ઔરંગઝૈબે લડાઈના મેદાનમાં નમાઝ પઢી

આ વર્ષે કિબ્લએ આલમ (શહઝાદહ ઔરંગઝૈબ) બલ્ખમાં યુદ્ધના મેદાનમાં બલ્ખના શાસક અબ્દુલ અઝીઝ ખાનના મુકાબલામાં સફબંધી કરતા હતા. દુશ્મનના લશ્કરે કીડી–મંકોડાની જેમ દરેક બાજુથી હઝરતને ઘેરી લીધા હતા. (ત્યારે) નમાઝનો સમય થયો તો જહાંપનાહે ઈરાદો ફરમાવ્યો કે યુદ્ધના મેદાનમાં નમાઝથી ફારિગ થઈ જાય.

આપના ખાદિમોએ હઝરતને મના કરી કે આવા નાઝુક સમયમાં પોતાનાથી આ રીતે ગાફિલ થવું યોગ્ય નથી.

કિબ્લએ આલમે ખાદિમોની વિનંતી પર ધ્યાન ન આપ્યું અને સવારીથી નીચે ઉતરીને ફર્ઝ અને સુન્નત તથા નફલ નમાઝ અત્યંત શાંતિની સાથે યુદ્ધના મેદાનમાં અદા ફરમાવી.

બુખારાના શાસક અબ્દુલ અઝીઝ ખાને આ બનાવ સાંભળ્યો તો હઝરતની બહાદુરીનું અનુમાન કરીને હૈરાન થઈ ગયો.

જેથી તે યુદ્ધથી અલિપ્ત રહ્યો અને કહ્યું કે એવા માણસથી યુદ્ધ કરવું પોતાને હલાકતની ખાઈમાં પાડવું છે.

['મઆષિરે આલમગીરી' : ૩૫૯]

## સજ્જાદાનશીનીનું ત્રેવીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૫૬ હિજરી મુતાબિક ૧૬૪૬ ઈસ્વીસન]

### કાશગરનો બાદશાહ મુરીદ થયો

આ વર્ષે કાશગરનો બાદશાહ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી ગાઈબાનહ મુરીદ થયો.

### હઝરતના સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદની શાદી

આ વર્ષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના બીજા સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિની શાદી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની બહેન હઝરત ખદીજા રહિમહલ્લાહની સાહબઝાદી સાથે થઈ.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૫૮]

## સજ્જાદાનશીનીનું ચોવીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૫૭ હિજરી મુતાબિક ૧૬૪૭ ઈસ્વીસન]

### યમનનો હાકિમ મુરીદ થયો

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના કેટલાક

મુરીદો હજના માટે ગયા તો માર્ગમાં યમનની બંદરગાહ મખહ પર પહોંચ્યા. ત્યાંનો હાકિમ યમનના ઈમામના રિશ્તેદારોમાંથી હતો.

જયારે તેણે હઝરતના તે મુરીદોની ઉમદા રીતભાત જોઈ અને પવિત્ર શરીઅત પર પાબંદ જોયા તો તેમનો મુઅતકિદ થઈ ગયો અને તેમના હાલાતથી યમનના શાસકને પણ પરિચિત કર્યા.

જેથી યમનના શાસકે તેમને પોતાની પાસે બોલાવીને વિસ્તૃત હાલાત મા'લૂમ કર્યા.

તે પછી મુખ્લિસાનહ ઈરાદત અને નિયાઝમંદીની એક વિનંતી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં મોકલી અને ગાઈબાનહ મુરીદ થયો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૫૮, ૫૯]

## સજ્જાદાનશીનીનું પચ્ચીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૫૮ હિજરી મુતાબિક ૧૬૪૮ ઈસ્વીસન]

### શાહજહાં બાદશાહે લાલ કિલ્લા (દિલ્હી) અને ઠઠ્ઠા (સિંધના શહેર)ની જામિઅ મસ્જિદનું નિર્માણ કર્યું

હક સુબ્હાનહૂ વ તઆલાએ શાહજહાં બાદશાહને નિર્માણનો જે શ્રેષ્ઠ શોખ અતા ફરમાવ્યો હતો તેની ઉપમા પણ મુશ્કિલ છે.

આ વર્ષે (૧૦૫૮ હિજરીસન) બે નિર્માણો ખાસ રીતે ઉલ્લેખપાત્ર છે :

**[૧] દિલ્હીનો લાલ કિલ્લો :**

૯, મુહર્રમ, ૧૦૪૮ હિજરીસનના રોજ કિલ્લાની ઈમારતોની બુનિયાદ મૂકવામાં આવી. [પૃષ્ઠ : ૨૪૩, ૨૪૪]

તે પછી ૧૨, રબીઉલ અવ્વલ, ૧૦૫૮ હિજરીસનના રોજ બાદશાહ સમુદ્ર માર્ગે શાહજહાંઆબાદ રવાના થઈ ગયા અને ૨૨ તારીખે બાદશાહની સવારી કિલ્લા પર પહોંચી. આ કિલ્લો આઠ વર્ષની મુદ્દતમાં સાઠ લાખ રૂપિયાના ખર્ચે નિર્માણ થયો.

નિર્માણની વ્યવસ્થા પહેલાં ગૈરતખાન ઉર્ફે કામગારની દેખરેખમાં શરૂ થઈ હતી, તે પછી અલ્લાહવરદીખાન તા'મીરાતના દારોગા મુકર્રર થયા. અંતે તેની પૂર્ણતા મુકર્રમખાનની દેખરેખ હેઠળ થઈ.

બાદશાહને આ તારીખ ઘણી પસંદ આવી.

**શુદ શાહે જહાં આબાદ અઝ શાહે જહાં આબાદ.**

['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૨૪૬, ૨૪૭]

[૨] <u>ઠઠ્ઠાની જામિઅ મસ્જિદ</u> :

એમાં ખૂબી આ છે કે ઈમામ ભલે મિમ્બર પર ખુત્બહ પઢે અથવા મેહરાબમાં નમાઝ પઢાવે, તેનો અવાજ દરેક દિશાના વરંડામાં એ જ રીતે પહોંચે છે જેવી રીતે કે મેહરાબ અને મિમ્બર પર હોય છે.



## શયખ હબીબુલ્લાહને ખિલાફત આપી બુખારા મોકલ્યા

આ વર્ષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ શયખ હબીબુલ્લાહને ખિલાફત અતા ફરમાવીને બુખારા મોકલ્યા. તેમનાથી ઘણી કરામતો ઝાહિર થઈ, જેના કારણે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની બુખારામાં વધુ ખ્યાતિ થઈ ગઈ.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૬૦]

## સજ્જાદાનશીનીનું છવ્વીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૫૯ હિજરી મુતાબિક ૧૬૪૯ ઈસ્વીસન]

## બદખ્શાંના શાહ મુરીદ થયા

બદખ્શાંના શાહ જે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતલ્લાહિ અલયહિના મુઅતકિદ અને મુરીદ હતા, જયારે તેનો ઈન્તિકાલ થઈ ગયો તો તેની જગ્યાએ જેને બાદશાહ બનાવવામાં આવ્યો તે નવજવાન અશિક્ષિત હતો, એટલા માટે તે ઘણો જલ્દી શાહઝાદહ ઔરંગઝેબના રોબ અને દબદબાથી ભયભિત થઈ ગયો અને તેણે શહઝાદહને ઘણી મોટી રકમ મેઝબાની માટે પેશ કરીને સમાધાન કરી લીધું.

આ કારણે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના કેટલાક ઈર્ષાળુઓએ મોકો જોઈને બદખ્શાંના શાહને કહ્યું કે :

ઔરંગઝેબે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ઈશારાથી તારા પર આક્રમણ કર્યું હતું વગેરે.

બદખ્શાંના શાહને આ વાતથી ઘણો રંજ થયો અને તેના દિલમાં હઝરતના તરફ ઉદાસીનતા આવી ગઈ.

તે પછી એક રાત્રે બદખ્શાંના શાહે ખ્વાબમાં જોયું કે :

હઝરત ઉર્વતુલ્ વુસ્કા (રહ.) એના પર નારાઝ થઈ રહ્યા છે.

જયારે ખ્વાબથી જાગૃત થયો તો હઝરતના રોબ અને જલાલથી પ્રભાવિત થઈને પોતાના ખ્યાલોથી તૌબહ કરી અને એક વિનંતી પત્ર તુહફા અને હદિયહ સહિત હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં મોકલીને દરખાસ્ત કરી કે મને આપનો મુરીદ બનાવી લેવામાં આવે.

હઝરતે તેને ગાઈબાનહ મુરીદ બનાવીને બરકતરૂપે પોતાની મુબારક ટોપી તેના માટે મોકલી. જે એક મુદ્દત સુધી બદખ્શાંના

બાદશાહોની રોનક રહી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૪૮, ૪૯]

### હઝરતના છઠ્ઠા ફરઝંદનો જન્મ

એ જ વર્ષે હઝરત ઉર્વતુલ વુસ્કા રહિમહુલ્લાહુના છઠ્ઠા ફરઝંદ શયખ મુહમ્મદ સિદ્દીકનો જન્મ થયો. ['હદિયએ અહમદિય્યહ' : ૮૪]

## સજ્જાદાનશીનીનું સત્તાવીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૬૦ હિજરી મુતાબિક ૧૬૫૦ ઈસ્વીસન]

### હઝરતની ખાનકાહ અને મસ્જિદનું નિર્માણ

જયારે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ઈર્શાદ અને તબ્લીગની ખ્યાતિ વધારે થઈ અને લોકોની ભીડ ઘણી વધી ગઈ, તો તે જૂની મસ્જિદ જે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂએ બનાવી હતી (તે) અપૂરતી થઈ ગઈ. જેથી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુએ એમાં વિશાળતા કરવા ચાહી તો બીજા હઝરાતના સિવાય તરબિયતખાને પણ સઆદત પ્રાપ્ત કરવા માટે દરખાસ્ત કરી.

હઝરતે તેની દરખાસ્ત મંઝૂર ફરમાવી.

- તરબિયતખાને અત્યંત આલીશાન અને વિશાળ મસ્જિદ તથા ખાનકાહ બનાવી.
- જૂની મસ્જિદને નિશાનીરૂપે એક ચબૂતરાના રૂપમાં રહેવા દીધી, કારણ કે તે મકામ પણ ઘણો બરકતવંત છે. આ જ મકામ પર મિષાલી શકલમાં કઅ્બહનો નુઝૂલ થયો હતો.
- આ ચબૂતરાથી પશ્ચિમ દિશા તરફ એક હોઝ બનાવ્યો, જેના ઉપર માછલીની પીઠની જેમ એક ઝરણું હતું.

- મસ્જિદની દક્ષિણ દિશા તરફ તરીકતના સાલિકો માટે થોડા કમરા બનાવ્યા.
- જૂની મસ્જિદનો હોઝ અને ઘણી ઝમીન હઝરત મુજદિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના રવઝહના વરંડામાં સમાવેશ કરીને રવ્ઝહના આજુબાજુના વિસ્તારને વિશાળ કરી દેવામાં આવ્યો.

## હઝરતના સાહબઝાદાઓની આલીશાન ઈમારતો અને બઝાર તથા હઝરતના માટે મહેલનું નિર્માણ

- હઝરત મુજદિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના રવ્ઝહના પશ્ચિમ અને ઉત્તર દિશા તરફ એક બગીચો હતો જે 'બાગે મલિકે અહમદ'ના નામથી મશહૂર હતો. જેની લંબાઈ અને પહોળાઈ એક–એક કોસ હતી.
- આ બગીચો એક મુખ્લિસ માણસે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં નઝર (ભેટ) રૂપે પેશ કર્યો હતો જેમાં હઝરતના સાહબઝાદાઓએ પોતાના રહેવા માટે આલીશાન મહેલો નિર્માણ કરાવ્યા.
- તેના ઉત્તર અને પશ્ચિમમાં અધિક જમીન હાસિલ કરીને એક ખૂબસૂરત બઝાર બનાવ્યું. જેમાં દરેક પ્રકારની દુકાનો અને સાધનસામગ્રી હતી.
- આ ઈમારતોનો સંચાલક સંદલ નામનો હઝરતનો ખ્વાજા સરાએ હતો, એટલા માટે આ બઝારનું નામ સંદલપૂરહ થઈ ગયું.
- આ બઝારની પૂર્વ દિશા તરફ બગીચાના કિનારા પર હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના માટે એક મોટો મહેલ બનાવવામાં આવ્યો જેમાં હઝરત હલ્કહ અને મુરાકબહ કરાવ્યા કરતા હતા. હઝરતે ઉંમરના અંતિમ આઠ વર્ષ અહીંયા જ વિતાવ્યા.

**શાહજહાં ઝિયારત માટે સરહિંદ શરીફ આવ્યો અને પોતાના ઉતારા માટે આલીશાન મહેલો બનાવ્યા**

આ વર્ષે શાહજહાં બાદશાહ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ઝિયારત માટે સરહિંદ શરીફ આવ્યો. ઘણાં દિવસો રોકાયો અને પોતાના સલ્તનતના સભ્યોને કહ્યું કે :

"આ શહેર મારી બન્ને રાજધાનીઓ (લાહોર અને દિલ્હી)ના દરમિયાન છે. ઉપરાંત હું અહીં હઝરતની ઝિયારત માટે આવતો રહું છું, એટલા માટે આ શહેરમાં મારા માટે આલીશાન મહેલો બનાવવામાં આવે."

જેથી અહીંયા પણ એ જ રીતના મહેલો બનાવવામાં આવ્યા જેવા શાહજહાંઆબાદમાં હતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૩૫, ૩૬]

**સજ્જાદાનશીનીનું અઠ્ઠાવીસમું વર્ષ**

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૬૧ હિજરી મુતાબિક ૧૬૫૧ ઈસ્વીસન]

**હઝરતની સલાહથી શાહજહાં બાદશાહે સલ્તનત પોતાના પુત્રોને વહેંચી આપી**

આ વર્ષે દેશની રાજનીતિમાં એક પ્રકારનું પરિવર્તન આવ્યું.

શાહજહાં બાદશાહ સરહિંદ શરીફમાં હાજર થયો અને હઝરતથી અર્ઝ કરી કે :

"દુનિયાના જીવનનો કોઈ ભરોસો નથી. હું ઈચ્છું છું કે પોતાના જીવનમાં દેશને સંતાનોમાં વહેંચી આપું, જેથી મારા પછી શહઝાદાઓ આપસમાં ન લડે."

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ નિર્ણય સાથે સંમત થયા અને ફરમાવ્યું કે :

"વલીઅહદ (ગાદીના વારસદાર) ઔરંગઝેબને બનાવો, કારણ કે તે બધાં શહઝાદાઓમાં વધારે લાયક છે."

શાહજહાંએ આ વાતને મંઝૂર કરી લીધી.

- દિલ્હી પહોંચીને શાહજહાંએ ઔરંગઝેબને વલીઅહદ (ગાદીના વારસદાર) બનાવવાનો અને દક્ષિણનો દેશ દારા શિકોહના હવાલે કરવાનો વિચાર કર્યો.
- દારા શિકોહ જે મોટો છોકરો હતો (તેણે) દક્ષિણનો દેશ લેવાથી ઈન્કાર કરી દીધો.
- શાહજહાં બાદશાહને દારા શિકોહ સાથે બેહદ મુહબ્બત હતી. જે તે કહેતો હતો તે શાહજહાં માની લેતો હતો, એટલા માટે લાચાર થઈને દક્ષિણનો દેશ ઔરંગઝેબને આપ્યો અને બાકીનું હિન્દુસ્તાન દારા શિકોહને આપ્યું.

ઔરંગઝેબે કહ્યું કે :

"મને સલતનત દરકાર નથી. હું તો એક ફકીર માણસ છું. હું હઝરતની ખિદમતમાં રહીશ. હિન્દ અને દક્ષિણનો દેશ બન્ને દારા શિકોહને આપી દો."

છેવટે બાદશાહે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં અર્ઝ કરી કે :

"મેં દરેક રીતે પ્રયાસ કર્યો કે કોઈ પણ રીતે દારાશિકોહ દક્ષિણનો પ્રદેશ લેવા પર રાઝી થઈ જાય, પણ તે રાઝી નથી થતો અને મારું કહ્યું નથી માનતો.

જો હું હિન્દુસ્તાન ઔરંગઝેબને હવાલે કરું તો મહાન ફસાદનો ખતરો છે. ઔરંગઝેબ આં જનાબનો મુરીદ છે, એટલા માટે આપ તેને દક્ષિણનો દેશ લેવા પર રાઝી કરી લો."

હઝરતે ઔરંગઝેબને બોલાવીને ફરમાવ્યું કે :

"ધીરજ રાખો ! અંતે તમે જ દક્ષિણ અને હિન્દુસ્તાનના બન્નેના બાદશાહ થશો. તમારી સલ્તનતનું આખા હિન્દુસ્તાન પર હોવું અઝહર મિનશ્શમ્સ (સૂર્યથી વધારે સ્પષ્ટ) છે. આ સમયે બાપના ફરમાનને કબૂલ કરી લો અને દક્ષિણ લેવા પર રાઝી થઈ જાઓ."

ઔરંગઝેબ હઝરતના ફરમાનથી મજબૂર થઈને દક્ષિણ લેવા પર રઝામંદ થઈ ગયો.

તે પછી હઝરતે બાદશાહને ફરમાવ્યું કે :

"મેં ઔરંગઝેબને દક્ષિણ લેવા પર રઝામંદ તો કરી લીધો છે, પણ દારા શિકોહને સમજાવી દેશો કે શરીઅતે મુહમ્મદિય્યહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પ્રચલિત કરવામાં યોગ્ય રીતે કોશિશ કરે અને શરીઅતની કોઈ સૂક્ષ્મ વાત પણ છૂટવા ન પામે, જેથી તેની સલતનત કાયમ રહી શકે. જો શરીઅતના હુકમોને પ્રચલિત કરવામાં જરા પણ ગફલત કરશે તો ન તે રહેશે, ન તેની સલતનત (રહેશે) બલ્કે તેના બુરા કામોનું ફળ અને નુકસાન તમારે પણ ભોગવવું પડશે."

બાદશાહે આ વાતને કબૂલ કરી લીધી અને દેશની આ રીતે વહેંચણી કરી કે :

- શાહજહાંઆબાદ, અકબરઆબાદ, ઈલાહઆબાદ, બિહાર, અવધ, માલૂહ, અજમેર, સરહિંદ, લાહોર, મુલતાન, ઠઠ્ઠા, કાશમીર અને

કાબુલ દારા શિકોહને આપ્યા.

- બુર્હાનપૂર, ઔરંગઆબાદ, બીડર, કર્ણાટક અને અરકાટ વગેરે દક્ષિણના તમામ રાજયો ઔરંગઝૈબને સોંપ્યા.
- અને આ નક્કી થયું કે ઔરંગઝૈબ ઔરંગઆબાદમાં રહે અને દારા શિકોહ શાહજહાંઆબાદમાં.
- અને બન્નેની સરહદો નર્મદા નદી નક્કી થઈ.
- બન્નેને તાકીદ કરી દીધી કે પોતપોતાના ઈલાકામાં ભાઈઓની જેમ રહેવું અને આપસમાં લડાઈ અને યુદ્ધ ન કરવું.
- બંગાલ ત્રીજા બેટા શહઝાદહ શુજાઅને આપ્યું.
- ગુજરાત ચોથા બેટા મુરાદબખ્શને સોંપ્યું.
- ચારો પાસે વચન લીધું કે પોતપોતાની હદોમાં કાઈમ રહીશું.
- આ વિષે એક અહદનામું (સોગંદનામું, એફીડેવીટ) તૈયાર કરાવ્યું જેના પર હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત ખાઝિનુર્રહમહ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ) તથા હઝરતના ફરઝંદો અને ખલીફાઓ ઉપરાંત સલતનતના સભ્યોએ દસ્તખત કરી.
- તે પછી શહઝાદાઓને નસીહત કરીને પોત પોતાના ઈલાકાઓમાં રુખ્સત કરી દીધા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૭૮ થી ૮૦]

**આ બનાવ ઈતિહાસના આઈનામાં**

આ બનાવોને ઈતિહાસની રોશનીમાં ધ્યાનપૂર્વક વાંચો.

- જયારે શાહઝાદહ મુહમ્મદ ઔરંગઝૈબ ખિદમતમાં પાછો આવ્યો તો બાદશાહે તેને દક્ષિણના ચાર રાજયોનો ઈરાદાપૂર્વક સૂબેદાર (ગર્વનર) બનાવીને રુખ્સત કરી દીધો.
- અહમદઆબાદનો ઈલાકો શાઈસ્તાખાનને મળ્યો.

- શાહઝાદહ દારા શિકોહને બઢતી આપીને ત્રીસ હઝારી અને વીસ હઝાર સવારનું મન્સબ અને બે કરોડ ઈનામની રકમ અને કાબુલની સૂબેદારી અર્પણ થઈ.
- સુલૈમાન શિકોહને કાબુલના નાયબ બનાવ્યા અને તેને બઢતી આપીને આઠ હઝારી અને ચાર હઝાર સવારનો મન્સબ આપ્યો અને સુર્ખ ખૈમહ પણ અર્પણ કર્યો જે આજ સુધી શાહઝાદાઓને આપવામાં ન આવતો હતો.
- દારા શિકોહના તરફથી મુલ્તાનનું પ્રતિનિધિત્વ મુહમ્મદઅલી ખાનને આપવામાં આવ્યું.
- શાહઝાદહ મુહમ્મદ શુજાઅને બંગાલ રુખ્સત કરી દીધો.

['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૨૭૨]

## સજજાદાનશીનીનું ઓગણત્રીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૬૨ હિજરી મુતાબિક ૧૬૫૨ ઈસ્વીસન]

### શયૂખ મીરનું મુરીદ થવું

આ વર્ષે સલતનતના સભ્યોમાંથી શયૂખ મીરના એક શખ્સ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી મુરીદ થયા.

શયૂખ મુરીદના બે સાહબઝાદાઓ મુકર્રમખાં અને મુહતશિમખાં અગાઉથી જ હઝરતના ખાસ મુરીદોમાંથી હતા.

સમૃદ્ધિ અને સત્તા હોવા છતાં આ બન્ને સાહબઝાદાઓ મુહબ્બત અને એહતિરામની ભાવનામાં હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની પાલખી ખભાઓ પર ઉઠાવીને શાહજહાંઆબાદ (દિલ્હી) સુધી લઈ જતા હતા.

હઝરત પણ આ બન્ને સાહબઝાદાઓ પર ઘણાં મહેરબાન હતા.

## હઝરતના પૌત્ર શયૂખ મુહમ્મદ હાદીનો જન્મ

એ જ વર્ષે હઝરત શયૂખ મુહમ્મદ ઉબયૂદુલ્લાહના મોટા સાહબઝાદહ શયૂખ મુહમ્મદ હાદીનો જન્મ થયો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૭૭]

## સજજાદાનશીનીનું ત્રીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૬૩ હિજરી મુતાબિક ૧૬૫૩ ઈસ્વીસન]

### શયૂખ મુરાદને ખિલાફત આપીને બયૂતુલ મુકદસ મોકલ્યા

એ વર્ષે હિન્દુસ્તાનના એક બુઝુર્ગ શયખ મુરાદ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી મુરીદ થયા. હઝરતે તેમને એક અઠવાડિયા અથવા ત્રણ અઠવાડિયા પછી ખિલાફત અતા ફરમાવીને શામ દેશ મોકલ્યા.

શયૂખ સાહબ બન્ને પગથી મા'ઝૂર હતા અને ઈલ્મિય્યત (વિદ્વતા) પણ વધારે ન હતી, એટલા માટે ઉઝર પેશ કર્યો, પણ હઝરતે ફરમાવ્યું કે :

"મેં તમામ ખ્વાજગાનના અભિપ્રાયથી તમોને નિયુકત કર્યા છે, જેથી કોઈ પણ પ્રકારની ચિંતા ન કરો."

તે પછી ફરમાવ્યું કે :

"પ્રથમ મા વરાઉન્નહરમાં શયૂખ હબીબુલ્લાહની પાસે જાઓ. તે પછી ઈરાનના માર્ગે શામ દેશ પહોંચીને બયૂતુલ્ મુકદસમાં સ્થાયી થઈ જાઓ."

જેથી આપે ઈર્શાદ અનુસાર અમલ કર્યો અને ત્યાં પહોંચીને

લોકોમાં તબ્લીગ કરી.

જયારે રૂમના બાદશાહ (ઈબ્રાહીમખાન)ને ખબર પડી કે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુએ પોતાનો એક ખલીફા શામ દેશમાં મોકલ્યો છે તો એક લાખ દીનાર શયૂખ સાહિબના માટે અને ત્રણ લાખ દીનાર આપની ખાનકાહના ખર્ચાઓ માટે વાર્ષિક મુકર્રર કર્યા.

શૈખ મુરાદ પોતાના ઝમાનામાં શામ દેશના મશહૂર શૈખ હતા.

જયારે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ હજના માટે તશરીફ લઈ ગયા તો શયૂખ મુરાદ હઝરતની ખિદમતમાં હાજર થયા અને દરેક પ્રકારની ખિદમત કરી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૭૪ થી ૭૬]

**<u>હઝરતના મકતૂબાત શરીફનો પહેલો ભાગ પરિપૂર્ણ થયો</u>**

એ જ વર્ષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત શરીફનો પહેલો ભાગ પરિપૂર્ણ થયો.

તેના આરંભની તારીખ 'દુર્રતુત્તાજ' ૧૦૩૯ હિજરીસન છે અને સમાપ્તિની તારીખ 'જમ્એ કમાલાતે નુબુવ્વત' ૧૦૬૩ હિજરીસન છે.

## સજજાદાનશીનીનું એકત્રીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૬૪ હિજરી મુતાબિક ૧૬૫૪ ઈસ્વીસન]

**<u>આ વર્ષનો કોઈ મહત્ત્વનો બનાવ જાણવા મળ્યો નથી</u>**

## સજજાદાનશીનીનું બત્રીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૬૫ હિજરી મુતાબિક ૧૬૫૫ ઈસ્વીસન]

**ઈસ્લામનું અપમાન કરનાર શખ્સને હઝરતે કત્લ કરાવ્યો**

આ વર્ષે સામાનહ શહેર (જે સરહિંદ શરીફની બાજુમાં છે) ત્યાંના તાજ મુહમ્મદ નામના એક ધનવાને ઈસ્લામનું અપમાન કર્યું, એટલે તેને કત્લ કરવામાં આવ્યો. તાજ મુહમ્મદની વાલિદહ અને ચાચી બન્નેની શાહી મહેલમાં ઘણી પહોંચ હતી, બલ્કે તેની વાલિદાએ દારા શિકોહને દૂધ પિવડાવ્યું હતું, એટલા માટે દારા શિકોહે તેને બચાવવાની દરેક રીતે કોશિશ કરી, પણ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ દીની હમિય્યતના જોશમાં દિલ્હી તશરીફ લઈ ગયા અને તેને કત્લ કરાવીને જ રહ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૮૧ થી ૮૫]

## સજ્જાદાનશીનીનું તેત્રીસમું વર્ષ

[૧, રબી. અવ્વલ, ૧૦૬૬ હિજરી મુતાબિક ૧૬૫૬ ઈસ્વીસન]

**શાહજહાંની મસ્જિદનું નિર્માણ**

દારુલ ખિલાફત (રાજધાની દિલ્હી)ના કિલ્લા અને શાહી ઈમારતો તૈયાર થઈ જવા પછી બાદશાહે એક એવી મસ્જિદનું નિર્માણ કરાવ્યું કે :

- એના જેવી ઈમારત હિન્દુસ્તાનમાં આજ સુધી નિર્માણ નથી થઈ.
- એમાં જે કળાથી કામ લેવામાં આવ્યું તેનું વિવરણ અવર્ણનીય છે.
- નિર્માતાઓએ જે હુન્નર અને કમાલનું પ્રદર્શન કર્યું છે તે જોવાથી જ સંબંધ ધરાવે છે.

આ મસ્જિદ ચાર ધનવાનો : ખલીલુલ્લાહખાન, જઅફરખાન, સઅદુલ્લાહખાન અને રૂહુલ્લાહખાનના પ્રબંધથી છ (૬) વર્ષમાં દસ

લાખ રૂપિયાના ખર્ચે નિર્માણ થઈ.

['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૩૦૬]

## વઝીરે આ'ઝમ સઅદુલ્લાહખાંની વફાત

ઈસ્લામનું અપમાન કરનાર તાજ મુહમ્મદને વઝીર સઅદુલ્લાહખાને પણ બચાવવાની કોશિશ કરી હતી, એટલા માટે સઅદુલ્લાહખાન પણ હઝરતના ઠપકાના પાત્ર થયા.

સઅદુલ્લાહખાને પોતાના બેટા ફત્હુલ્લાહખાનને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં મોકલીને માફી માંગી.

હઝરતે ફરમાવ્યું :

"હવે મોકો હાથથી નિકળી ગયો. અલબત્ત, અમે દુઆ કરીએ છીએ કે તેનો ખાતિમો ખૈરની સાથે થાય.

['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૮૧ થી ૮૫]

સઅદુલ્લાહખાનનો જમાદિલ્ આખર, ૧૦૬૬ હિજરીસનના અંતમાં ક્રૂલંજ (પાંસળી અને આંતરડાની બીમારી)ની તકલીફમાં ઈન્તિકાલ થયો. ['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૨, પૃષ્ઠ : ૨૯૧]

## હિન્દુસ્તાનમાં બિદઅતોનું જોર

હવે હિન્દુસ્તાનમાં પાછો બિદઅતોનો જોર અને શોર થઈ ગયો.

એનું કારણ આ થયું કે :

- જયારે શાહજહાં બાદશાહે મોટા પુત્ર દારા શિકોહને વલીઅહદ (ગાદીવારસ) નિયુકત કરીને શાહી તાજ તેના માથા પર મૂકી દીધો તો તે ઘણી હદ સુધી સત્તા પર આવી ગયો.
- હવે તેની પાસે ખુલ્લમ્ ખુલ્લા બ્રાહ્મણો અને જોગીઓના જૂથ રહેવા

લાગ્યા જે તેના ગલત વિચારોનું સમર્થન અને તા'રીફ કરતા અને 'હાં' માં 'હાં' મેળવીને તેને આસમાન પર બેસાડતા હતા.

- તે આ બ્રાહ્મણો પાસે સંસ્કૃતની તા'લીમ હાસિલ કરીને તેમની ધાર્મિક કિતાબોનો ફારસી ભાષામાં અનુવાદ કરવા લાગ્યો.
- ધીમે ધીમે તેના અકીદાઓમાં ઘણું પરિવર્તન આવી ગયું હતું. અહીં સુધી કે તે એવું સ્વીકારવા લાગ્યો કે કાફિરોના તરીકા પર ચાલવાથી પણ ઈન્સાન હક તઆલા સુધી પહોંચી શકે છે.
- તેણે કુફ્ર અને ઈસ્લામને સમાન સ્થાન આપી દીધું અને તસવ્વુફ્રને બદનામ કરવા લાગ્યો.
- આ કારણોના લીધે મુસલમાનોમાં કાફિરોના રિવાજો શરૂ થઈ ગયા અને દરેક પ્રકારની બિદઅતોએ પંજા કાઢવાના શરૂ કરી દીધા.
- શાહજહાં બાદશાહ આ વાતોનો સખ્ત વિરોધી હતો એટલા માટે બાદશાહથી એવી વાતોને ગુપ્ત રાખવાની દારા શિકોહની લોકોને સખ્ત તા'કીદ હતી.
- અંતે દારા શિકોહ તમામ હુકમો બાદશાહના નામથી પોતાની મરજી અનુસાર લાગુ કરવા લાગ્યો.
- પછી બાદશાહ સાથે મુલાકાત પર પણ પાબંદી લગાવી દીધી બલ્કે એક હદ સુધી બાદશાહને નઝરબંદ કરી દેવામાં આવ્યો.
- તે પછી દારા શિકોહમાં સ્વચ્છંદનાનો અહંકાર વધારે આવી ગયો તો તે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુનો પણ વિરોધી થઈ ગયો.
- આ સિલસિલામાં શાહજહાંએ દરેક રીતે તેને સમજાવ્યો, પણ તેની સમજમાં કંઈ પણ ન આવ્યું.
- હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ પણ આ હાલાતના કારણે તેનાથી ઘણાં નારાજ હતા અને ઈચ્છતા હતા કે દારા શિકોહ હિન્દુસ્તાનથી બહાર કયાંક ચાલ્યો જાય.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૮૫ થી ૮૮]

## સજ્જાદાનશીનીનું ચોત્રીસમું અને પાંત્રીસમું વર્ષ

[હિજરીસન ૧૦૬૭, ૧૦૬૮ અને ૧૦૬૯ મુતાબિક
ઈસ્વીસન ૧૬૫૭ અને ૧૬૫૮]

### હઝરતની હજના હાલાત

#### નકશબંદી બુઝુર્ગોની હરમયન શરીફયનમાં હાજરીની પરંપરા

નકશબંદી બુઝુર્ગો હરમયન શરીફયનમાં પરાપૂર્વથી હાજર થતા રહ્યા છે :

☐ હઝરત ખ્વાજા મુહમ્મદ પારસા રહમતુલ્લાહિ અલયહિ હજ માટે હરમયન શરીફયનમાં હાજર થયા અને અહીં જ મદીનહ મુનવ્વરહમાં હિજરીસન ૮૨૨ મુતાબિક ઈસ્વીસન ૧૪૨૦ માં વફાત પામ્યા. જન્નતુલ્ બકીઅમાં મઝારે મુબારક છે.

☐ હઝરત શયૂખ અબ્દુલ હક મુહદ્દિષ દહેલ્વી રહમતુલ્લાહિ અલયહિ [હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મુરીદ અને ખલીફા તથા હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના પીરભાઈ] હિજરીસન ૯૯૬ મુતાબિક ઈસ્વીસન ૧૫૮૮ માં હરમયન શરીફયનમાં હાજર થયા.

☐ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના એક બીજા મહાન ખલીફા હઝરત તાજુદ્દીન સંભલી રહમતુલ્લાહિ અલયહિ હજ માટે હરમયન શરીફયનમાં હાજર થયા અને અહીં જ હિજરીસન ૧૦૫૨ મુતાબિક ઈસ્વીસન ૧૬૪૨ માં વફાત પામ્યા.

☐ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફા હઝરત આદમ બિન્નોરી રહમતુલ્લાહિ અલયહિ અહીં

હરમયૂન શરીફયૂનમાં હજ માટે હાજર થયા અને અહીં જ હિજરીસન ૧૦૫૩ મુતાબિક ઈસ્વીસન ૧૬૪૩ માં વફાત પામ્યા.
['જહાંને ઈમામે રબ્બાની' ૧૦ / ૧૭૧]

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિની હજ માટે રવાનગીની તારીખ

હજની રવાનગીની તારીખ ખૂદ હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના પત્રોથી નક્કી થઈ શકે છે.

આપ રહમતુલ્લાહિ અલયહિએ શયૂખ બાયઝીદને લખ્યું છે કે :

"મારા મખ્દૂમ ! હું ઉમ્મીદ રાખું છું કે આ મહિનાના છેલ્લા દિવસોમાં, જે ઝિલહજ્જ મહિનો છે, બાવીસ કે ત્રેવીસ તારીખ સુધી સરહિંદથી રવાનગી થઈ જશે અને સૂરતની બંદરગાહથી કઅ્બએ મુઅઝ્ઝમા સુધી પહોંચવું હાસિલ થઈ જશે."
['મકતૂબાતે મા'સૂમિય્યહ' દફતર : બીજું, પત્ર : ૭૪]

પત્ર નં. : ૩૯ જે શયૂખ અબૂલ્ મુઝફ્ફર અને મુહમ્મદ શાહને લખ્યો હતો તેમાં પણ એ જ ઉલ્લેખ છે.

## આપનો બુલંદ મકામ

હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના બુલંદ મકામ અને શાન વિષે હઝરત શયખ મુરાદ બિન અબ્દુલ્લાહ અલ કઝ્ઝાની 'રશહાત'માં લખે છે :

- "આપ વાલિદ માજિદની જેમ અલ્લાહ તઆલાની નિશાનીઓમાંથી એક નિશાની હતા.
- આપે દુનિયાને મુનવ્વર કરી. જહાલત અને બિદઅતોનો અંધકાર આપની ઉચ્ચ તવજ્જુહાત અને બુલંદ હાલાતની બરકતથી દૂર થયો.

- આપથી નવ લાખ લોકો મુરીદ થયા અને આપના સાત હઝાર ખલીફા હતા.
- આપના ખલીફાઓમાં શયખ હબીબુલ્લાહ બુખારી રહમતુલ્લાહિ અલયહિ ખુરાસાન અને માવરાઉન્નહરના ઘણા મોટા શયખ હતા.
- તેમના સમયમાં બુખારા સુન્નતના નૂરથી મુનવ્વર થયું.
- તેમના ૪૦૦૦ (ચાર હઝાર) ખલીફા સાહિબે ઈજાઝત થયા."

['જહાને ઈમામે રબ્બાની' ૧૦ / ૧૭૨]

## હજ માટે રવાનગી

જયારે હઝરતે હજનો મક્કમ નિર્ધાર કરી લીધો ત્યારે આપ સૌથી પ્રથમ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના મઝારે મુબારક પર હાજર થયા. તે પછી પોતાના બે ભાઈઓ :

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત રહિમહુલ્લાહ તથા
- હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ તથા
- આપ રહમતુલ્લાહિ અલયહિના ખાનદાનના લોકો અને
- લગભગ ૭૦૦૦ (સાત હઝાર) મુરીદો અને ખલીફાઓની સાથે

હરમૈન શરીફૈનની ઝિયારતના માટે રવાના થઈ ગયા.

## શાહજહાંબાદ (દિલ્હી)માં આપનું ભવ્ય સ્વાગત

જયારે શાહજહાંબાદ (દિલ્હી) પહોંચ્યા ત્યારે બાદશાહ શાહજહાં અને દારાશિકોહ હઝરતને વિદાય આપવા માટે આવ્યા. અને ઘણી મોટી રકમ નઝરાના તરીકે પેશ કરી. હઝરતે એમાંથી થોડીક રકમ લીધી. આગળ પ્રવાસમાં જે શહેરમાંથી પસાર થતા ત્યાંના અવામ અને ખવાસમાં આ રકમ વહેંચતા જતા. અલ્લાહવાળાઓ લેવા માટે નથી લેતા, આપવા માટે લે છે.

## હઝરતે ઔરંગઝૈબના માથે ટોપી મૂકી

હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમુતલ્લાહિ અલયહિને સરહિંદ શરીફથી હરમૈન શરીફૈન અને ત્યાંથી પરત સરહિંદ શરીફનો સફર પૂરો કરવામાં બે વર્ષ થયા. એ તે ઝમાનો હતો જયારે હિન્દના ઉપખંડમાં તખ્તનશીનીની જંગ થઈ રહી હતી; અને છેવટે ઔરંગઝૈબ આલમગીર અવિભાજય હિન્દુસ્તાનનો બાદશાહ બન્યો.

હજ પર જતી વખતે જયારે હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુ નર્મદા (ગુજરાત) પહોંચ્યા ત્યારે ગુજરાતનો ગવર્નર શાહઝાદહ ઔરંગઝૈબ સ્વાગત માટે હાજર થયો. હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુએ તેના માથા પર પોતાની ટોપી મૂકી.

આ ટોપી ન હતી બલ્કે શાહી તાજ હતો. આપે તેને દુઆઓ આપીને વિદાય કર્યો.

ઔરંગઝૈબની વિનંતીના કારણે હઝરતે પોતાના સાહબઝાદહ શયખ મુહમ્મદ અશરફ અને શયખ સયફુદ્દીનને ઔરંગઝૈબની પાસે છોડી દીધા.

## સૂરત (ગુજરાત)ની બંદરગાહથી જહાઝમાં રવાના થયા

- હઝરતે સૂરત પહોંચીને પાંચ જહાઝ પોતે ભાડે લીધા.
- દસ જહાઝ ઔરંગઝૈબ આ'લમગીર તરફથી આપવામાં આવ્યા.
- બીજા ધનવાન લોકોએ પોતે પોતાના જહાઝો ભાડે લીધા.
- આ રીતે આ પવિત્ર કાફલો સૂરતથી ભવ્ય રીતે રવાના થયો.
- ત્રણ હઝાર ઉલમા અને મશાઈખ તથા અન્ય લોકો મળી સાત હઝાર હાજીઓ આપની સાથે હતા.

<u>**યમન તથા અન્ય તમામ સ્થળોએ ભવ્ય સત્કાર થયો**</u>

આપ યમનની બંદરગાહ મુખ્ખહ પહોંચ્યા તો યમનના હાકિમ અને દરબારીઓએ શાનદાર સ્વાગત કર્યું અને આપની શાનને લાયક મહેમાનનવાઝી કરી.

એ જ પ્રમાણે :

- ☐ ઈમામે યમને,
- ☐ મક્કાના શરીફે,
- ☐ રૂમ, શામ અને અરબના અમીરોએ

દરેક જગાએ આપનું સ્વાગત કર્યું.

અરબસ્તાનમાં આપના જે ખલીફાઓ હતા તે બધાં પોત પોતાના મુરીદોની સાથે હાજર થતા રહ્યા. ખાસ કરીને શયખ મુરાદ, જેમને ખિલાફત આપીને શામ મોકલ્યા હતા, તેઓ શામીઓની એક મોટી જમાઅત (સમૂહ)ની સાથે હાજર થયા.

રૂમનો સુલતાન પણ સલ્તનતના દરબારીઓ સાથે તોહફા અને ભેટો લઈને હાજર થયો અને ઝિયારતથી મુશર્રફ થયો.

<u>**હજ્જે બયતુલ્લાહથી મુશર્રફ થયા**</u>

આપ હિજરીસન ૧૦૬૭ મુતાબિક ઈસ્વીસન ૧૬૫૬ માં ઝીલહજ મહિનાની આખરી તારીખોમાં સૂરતથી રવાના થયા અને આઠ મહિના પછી શા'બાન હિજરીસન ૧૦૬૮ મુતાબિક ઈસ્વીસન ૧૬૫૭ માં મક્કા મુઅઝ્ઝમા પહોંચ્યા. અને એ જ વર્ષે હજ્જે બયતુલ્લાહ શરીફથી મુશર્રફ થયા.

એ વર્ષે હજના દિવસોમાં એટલી ભારે ચહલ પહલ થઈ કે એવી કદી જોવામાં આવી ન હતી.

## મદીનહ મુનવ્વરહમાં એક વર્ષ હાજરીની સઆદત

હજની સઆદત (સૌભાગ્ય) હાસિલ કરવા બા'દ મદીનહ મુનવ્વરહ રવાના થયા અને ત્યાં હાજરીની સઆદત હાસિલ કરી. પૂરું એક વર્ષ ત્યાં રહ્યા.

હરમૈન શરીફૈનના નિવાસ દરમિયાન આપે મહાન મુશાહદાત અને મકાશિફાત (જાહેરી અને બાતિની અવલોકનો) કર્યા.

આપ ફરમાવે છે :

"આઠ વખત જાહેરી આંખોથી સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતથી મુશર્રફ થયો."

## મજકૂર બે વર્ષ દરમિયાન લખાયેલી કિતાબો

હિજરીસન ૧૦૬૭ અને હિજરીસન ૧૦૬૮ માં મુજદ્દિદી સિલસિલા વિષે અવિભાજ્ય હિન્દુસ્તાનમાં અને અરબસ્તાનમાં ઘણી કિતાબો અરબી અને ફારસી ભાષામાં લખવામાં આવી. દાખલા તરીકે :

- ☐ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત શયૂખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિની કિતાબ 'લતાઈફુલ મદીનહ',
- ☐ હઝરત ખ્વાજા મુહમ્મદ ફર્રુખ બિન હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત રહમતુલ્લાહિ અલયહિની કિતાબ 'મકાશિફાત',
- ☐ મુહમ્મદ અમીન બદખ્શીની કિતાબ 'મનાકિબે અહમદિય્યહ વ મનાકિબે હઝરાતે મઅસૂમિય્યહ',
- ☐ એમની જ બીજી કિતાબ 'નતાઈજુલ હરમયન' એના ત્રણ દળદાર ગ્રંથો છે. એ કિતાબ એ જ વર્ષોમાં શરૂ થઈ પરંતુ હિજરીસન ૧૦૯૩ મુતાબિક ઈસ્વીસન ૧૬૮૨ માં પરિપૂર્ણ થઈ.

## હજ વેળા હિન્દુસ્તાનમાં હઝરતની ગેરહાજરીમાં બનેલા મહત્ત્વના બનાવો

### દારા શિકોહની ગુમરાહી

'મુન્તખબુલ્લુબાબ'ના લેખક લખે છે કે :

૭, ઝીલહજ, ૧૦૬૭ હિજરીસનમાં શાહજહાં બીમાર થયો અને રોગ વધીને પેશાબની રુકાવટ સુધી પહોંચી ગયો.

દારા શિકોહ દેશનો વલી અહદ (ગાદીવારસ) બની બેઠો હતો. એના પર સૂફી મશ્રબના મુલ્હિદો (ધર્મભ્રસ્ત લોકો)ની સુહબતની વધારે અસર હતી. તેની મજલિસમાં બ્રાહ્મણ અને ગોસાઈ બેઠા રહેતા હતા અને તેના ગલત વિચારોનું સમર્થન અને અનુકૂળતા કરતા રહેતા હતા.

જયારે શાહજહાંની બીમારી તીવ્ર થઈ ગઈ તો દારા શિકોહે સલ્તનતની લગામ પોતાના હાથમાં લઈ લીધી અને પ્રાંતોના જે માણસો દરબારમાં હતા, તેમનાથી આ વાતના જામીનખતો લઈ લીધા કે તેઓ દરબારની કોઈ વાત લખીને મોકલશે નહીં.

બંગાલ, અહમદાબાદ અને દક્ષિણના માર્ગોની નાકાબંદી કરાવી દીધી. આ પાબંદીઓ હોવા છતાં ચિંતાજનક સમાચારો ફેલાતા રહ્યા અને તોફાની બળો કાનૂન તોડવા પર ઉતરી આવ્યા અને દેશમાં ફિત્ના અને ફસાદ ફેલાઈ ગયા. [ભાગ : ૩, પૃષ્ઠ : ૨૩]

### મહારાજા જશવંતસિંહ સાથેના જંગમાં ઔરંગઝૈબની જીત

જયારે દારા શિકોહને હિન્દુસ્તાન પર સંપૂર્ણ કબજો હાસિલ થઈ ગયો તો તેણે :

- શાહજહાંની પાસે સલતનતના કાર્યો અને પ્રજાના સમાચારો પહોંચાડવાના બંધ કરી દીધા.
- બાદશાહની ખૈર અને આફિયતના સમાચાર પણ પ્રજાને ન આપતો.
- શાહઝાદાઓના પત્રો પણ બાદશાહ સુધી પહોંચવા પર પ્રતિબંધ મૂકી દીધો, બલ્કે બાદશાહની તરફ મન્સૂબ કરીને ખૂદ પોતાની ઈચ્છા અનુસાર પત્રોના જવાબો આપવા અને સર્વ હુકમો જારી કરવા લાગ્યો.

ઔરંગઝૈબને જયારે આ હાલાતની ખબર પડી તો તેને ઘણો ગુસ્સો આવ્યો, હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ તેને હિન્દુસ્તાનની સલતનતની બશારત આપેલી હતી, એટલા માટે તેણે મુરાદ બખ્શને પોતાની સાથે લઈને ચાલીસ હઝાર સવાર પોતાની સાથે લઈને હિન્દુસ્તાનની તરફ ચાલ્યો. આ બન્ને નર્મદા નદીની સામેની તરફ આવી ગયા.

જયારે તેમના આગમનની ખબર દારા શિકોહને થઈ તો બાદશાહની તરફથી તેમને પ્રતિબંધનો હુકમ લાગુ કરી દીધો, પણ ઔરંગઝૈબે કહેવાડયું કે તમે આટલી મુદ્દત બાપની ખિદમતમાં રહ્યા છો હવે અમોને તેમની ખિદમતમાં રહેવા દો.

દારા શિકોહે બીજી વખત પ્રતિબંધનો હુકમ મોકલ્યો, પરંતુ ઔરંગઝૈબે પરવા ન કરી અને અકબરઆબાદની તરફ આગળ ચાલ્યો.

જયારે દારા શિકોહે જોયું કે :

ઔરંગઝૈબ સામે આવી રહ્યો છે તો લાચાર થઈને હિન્દુસ્તાનના મહારાજા (જસવંત)ને કહ્યું કે :

"કોઈ પણ રીતે ઔરંગઝૈબને હિન્દુસ્તાન ન આવવા દો."

મહારાજા એક મોટું લશ્કર લઈને ઔરંગઝૈબના મુકાબલાના માટે રવાના થયો. ઉપરાંત દારા શિકોહે કાસિમ ખાન નામના એક સલતનતના

સય્યને પણ એક મોટું લશ્કર આપીને મહારાજાની સાથે કર્યા. હજુ આ બન્ને માલવા પહોંચ્યા હતા કે ઔરંગઝૈબ સામે આવી પહોંચ્યો.

મહારાજા (જસવંત)એ ઔરંગઝૈબને સંદેશો મોકલ્યો કે :

"બાદશાહનો હુકમ છે કે પાછા ચાલ્યા જાઓ, નહિતર હું તમને આગળ વધવા ન દઈશ."

ઔરંગઝૈબે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ મુહમ્મદ અશરફની ખિદમતમાં (જેમને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ તસલ્લી માટે તેની પાસે મૂકી ગયા હતા) દુઆ અને તવજ્જુહની દરખાસ્ત કરી.

આપે બાતિની તવજ્જુહ પછી ફરમાવ્યું કે :

"ઈન્શાઅલ્લાહ આપની જીત થશે અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિનું બાતિન મુબારક (દિલી તવજ્જુહ) આપની તરફ છે, એટલા માટે ન માત્ર જીત થશે બલ્કે બીજા ઘણાં વિજયોની પણ ચોક્કસ ઉમ્મીદ છે."

ઔરંગઝૈબ આ ખુશખબર સાંભળીને અત્યંત ખૂશ અને પ્રસન્ન થયો અને ફાતિહા પઢીને જંગના માટે રવાના થઈ ગયો. બન્ને તરફથી યુદ્ધ બરાબર સક્રિય થયું.

અંતે અલ્લાહ તઆલાના ફઝલો કરમથી ઔરંગઝૈબને ફતેહ હાસિલ થઈ અને મહારાજા પરાજય પામીને ભાગી ગયો.

ઔરંગઝૈબે અલ્લાહ તઆલાનો શુક્ર અદા કર્યો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૦૬, ૧૦૭]

## હઝરત શયૂખ બુરહાનની ઔરંગઝૈબની ફતેહ માટે દુઆ

'મુન્તખબુલ્લુબાબ'માં આ જ પ્રમાણેનો એક બનાવ લખેલો છે કે,

જયારે ૨૫, જમાદિલૂ અવ્વલ, ૧૦૬૮ હિજરીસનના સવારી બુરહાનપૂર પહોંચી તો ઔરંગઝૈબે બુરહાનપૂરના મશહૂર બુઝુર્ગ શયખ બુરહાનથી મળવાની ઈચ્છા વ્યકત કરી. ઘણાં આગ્રહ અને કોશિશ પછી મુલાકાતની ઈજાઝત મળી.

ઔરંગઝૈબ શય્ખની એક નિકટની વ્યકિત સાથે તેમની ઝિયારત માટે ગયો અને તેમને ફતેહ માટે દુઆની દરખાસ્ત કરી.

શયૂખે ફરમાવ્યું :

"તમે બાદશાહ છો, તમારા માટે અમારા જેવા ફકીરોની દુઆની શી જરૂરત ? હાં, તમે પોતે ન્યાય અને ઈન્સાફ તથા પ્રજાના ઉછેરના ઈરાદાથી દુઆ માંગો, અમે પણ તમારી સાથે દુઆના માટે હાથ ઉઠાવીશું."

શયૂખની નિકટની વ્યકિતએ આ મુબારક વાતને સાંભળતા જ ઔરંગઝૈબને સલતનતની મુબારકબાદી આપી.

દુઆ પછી શયૂખે નસીહતરૂપે થોડા વાકયો કહ્યા અને તબર્રુક વગેરે આપીને રુખસત કર્યા

['મુન્તખબુલ્લુબાબ' રુકન : ૩, પૃષ્ઠ : ૩૦, ૩૧]

## દારા શિકોહ સાથેના જંગમાં પણ ઔરંગઝૈબની જીત

જયારે ઔરંગઝૈબ દક્ષિણ તરફથી આવ્યો તો શુજાઅ પણ બંગાલથી હિન્દુસ્તાનની તરફ રવાના થઈ ગયો. દારા શિકોહે તેના મુકાબલા માટે પોતાના બેટા સુલૈમાન શિકોહને રવાના કર્યો હતો. સંજોગવસાત સુલૈમાન શિકોહ શુજાઅ પર ગાલિબ આવી ગયો અને શુજાઅ હારી ગયો.

જયારે આ ફતેહના સમાચાર દારા શિકોહે સાંભળયા તો બાપ (શાહજહાં બાદશાહ)ને કહ્યું કે :

"હુકમ હોય તો ખૂશીનું નગારું વગાડવામાં આવે."

શાહજહાંએ કહ્યું કે :

"તમારા બેટાને ફતેહ નસીબ થઈ છે, તમે ખૂશીના નગારા વગાડો. મારા બેટાની હાર થઈ છે, હું શા માટે ખૂશીના નગારા વગાડવાનો હુકમ આપું ? "

એટલામાં ઔરંગઝૈબની ફતેહ અને રાજા જસવંતની હારના સમાચાર પહોંચી ગયા તો દારા શિકોહ ઘણો ગભરાયો અને ચારો તરફથી લશ્કર જમા કરીને અકબરઆબાદ પાસે તેનો મુકાબલો કર્યો.

શાહજહાંએ દારા શિકોહને ઘણો સમજાવ્યો કે :

"તમારું ઔરંગઝૈબના મુકાબલા માટે જવું યોગ્ય નથી, તે તમારી સાથે જરૂર લડશે, કારણ કે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની દુઆઓ તેની સાથે છે. સંભવિત છે કે તે તારા પર ફતેહ મેળવી જાય. જેથી તેના મુકાબલા માટે મને જવા દો, તે મારી સાથે જંગ ન કરી શકશે અને હું તેને દિલાસો આપીને તારો ફરમાંબરદાર બનાવી દઈશ."

કહેવાય છે કે શાહજહાંએ દારા શિકોહને ભાઈઓ સાથે લડવાનો ઘણો વિરોધ કર્યો અને તેને આ પણ કહ્યું કે :

"તમારા જવાથી બન્ને ભાઈઓની મુખાલિફત ઘણી વધારે તીવ્ર થશે."

અહીં સુધી કે શાહજહાંએ નક્કી કરી લીધું કે બન્ને બેટાઓને સમજાવવા અને સમાધાન કરાવવા માટે તે પોતે જશે. જેથી શાહી

પેશખાનહને શહેરથી બહાર લગાવવાનો હુકમ સાદિર કરી દીધો, પરંતુ દારા શિકોહ કોઈ રીતે આ વાત પર રાઝી ન થયો.

['મુન્તખબુલ્લુબાબ' રુકન : ૩, પૃષ્ઠ : ૩૮]

દારા શિકોહે કહ્યું કે :

"આપ આ વાતથી ન ડરો કે હું આપના બેટાને કત્લ કરી દઈશ. ખાતરી રાખો હું તેને કમાનના ગોશાથી જીવતો પકડીને લઈ આવીશ."

- અંતે દારા શિકોહ તમામ લશ્કર અને સલતનતના સભ્યોને સાથે લઈને ઔરંગઝૈબના મુકાબલા માટે આવ્યો અને ઘણી જોરદાર લડાઈ થઈ.
- અચાનક ઔરંગઝૈબના લશ્કરથી એક બારૂદનો ગોળો દારા શિકોહના હાથી પર પડયો જેનાથી હાથીનો રખેવાળ બળી ગયો.
- બીજો ગોળો હાથીના રખેવાળની પાછળ ફિદાઈ પર પડયો, તે પણ મરી ગયો.
- ત્રીજો ગોળો હાથીના અમ્મારી પર પડયો.
- દારા શિકોહ આ હાલત જોઈને મજબૂર થઈને હાથી પરથી ઉતરીને ઘોડા પર સવાર થઈ ગયો.
- દારા શિકોહને તેના લશ્કરે હાથી પર ન જોયો તો અનુમાન કર્યું કે તે મરી ગયો. એટલે લશ્કરમાં ભાગદોડ મચી ગઈ.
- દારા શિકોહ લશ્કરના ભાગવાથી મજબૂર થઈને પોતે પણ ભાગી ગયો.
- ઔરંગઝૈબે તેની પાછળ લશ્કર રવાના કર્યું, પણ તે શાહજહાંઆબાદ (દિલ્હી)થી પણ ભાગી ગયો.
- ઔરંગઝૈબે ફતેહની ખૂશીમાં શુક્રનો સજદો કર્યો.

આ જંગ ૬, રમઝાન, ૧૦૬૮ હિજરીસનના રોજ સમૂગઢના નજીક થઈ. ['મુન્તખબુલ્લુબાબ' રુકન : ૩, પૃષ્ઠ : ૩૯]

## ઔરંગઝૈબનું પોતાની બાદશાહતનું એ'લાન

ઔરંગઝૈબે ફતેહ પછી બાપની સાથે મુલાકાત કરવા માટે એક વિનમ્ર દરખાસ્ત લખી અને પત્રવ્યવહાર પછી મુલાકાતના માટે એક દિવસ નક્કી થયો. એ જ દરમિયાન એક જાસૂસ શાહજહાંના હાથનો લખેલો એક પત્ર ઔરંગઝૈબની પાસે લાવ્યો જે તેણે દારા શિકોહની તરફ આ વિષે લખ્યો હતો કે :

> "તૂ શાહજહાંઆબાદની આસપાસ રહે, ફલાંણા દિવસે ઔરંગઝૈબ મારી મુલાકાતે આવશે, તો હું તેને પકડીને કૈદ કરી લઈશ અને તને તખ્ત પર બેસાડી દઈશ."

ઔરંગઝૈબને આ પત્ર જોઈને ઘણું દુ:ખ થયું અને તેણે બાપની મુલાકાત માટે જવાનો ઈરાદો મુલતવી કરી દીધો.

- જયારે મુલાકાત માટે નક્કી થયેલો દિવસ આવ્યો તો શાહજહાંએ તમામ શહેરને સજાવવાનો હુકમ આપ્યો અને કિલ્લાની સજાવટ કરાવી અને બેટા (ઔરંગઝૈબ)ના આવવાની રાહ જોવા લાગ્યો, પણ જયારે ઔરંગઝૈબ ન આવ્યો તો શાહજહાં ઘણો નવાઈ પામ્યો.
- બીજા દિવસે પોતાની મોટી બેટી જહાંઆરા બેગમને તેની પાસે મોકલીને ન આવવાનું કારણ પૂછયું.
- ઔરંગઝૈબે જવાબમાં શાહજહાંનો તે પત્ર જ પેશ કરી દીધો.
- પત્રને વાંચીને જહાંઆરા બેગમ વિલા મોઢે પાછી આવી ગઈ અને બાપને તમામ હાલાત બયાન કરી દીધા.
- તે પછી ઔરંગઝૈબે પોતાના છોકરા મુહમ્મદ સુલતાનને શાહજહાંની પાસે મોકલ્યો કે દાદાજાનની ખિદમતમાં હાજર થઈને શાહી આદાબનું પાલન કરે અને પોતાનો બંદોબસ્ત કરીને આખા શહેર અને કિલ્લામાં પોતાના માણસો મુકર્રર કરી દે.

- જેથી તે શાહજહાંની ખિદમતમાં હાજર થયો અને શાહી આદાબનું પાલન કર્યું.
- તે પછી ઔરંગઝેબે શાહી તખ્ત પર બેસીને પોતાની બાદશાહતનું એ'લાન કર્યું. ['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૦૮, ૧૦૯]

એ જ દરમિયાન એક જાસૂસે મુરાદબખ્શની ફિત્ના અંગેઝી (વિદ્રોહ) ઔરંગઝેબ પર ઝાહિર કરી દીધી, એટલે ઔરંગઝેબે મુરાદબખ્શની ધરપકડ કરી લીધી.

## ઉપરોક્ત બનાવો ઈતિહાસના અજવાળામાં

આ બનાવોને ઈતિહાસના અજવાળામાં ધ્યાનપૂર્વક વાંચો.

'મુન્તખબુલ્લુબાબ'ના લેખક લખે છે કે :

શાહજહાં અને ઔરંગઝેબના દરમિયાન પત્ર વ્યવહારની લાંબી પરંપરા ચાલુ રહી, જેમાં ફરિયાદ, શિકાયત, રોષ, ગુસ્સાનો ઈઝહાર થતો રહ્યો. [ભાગ : ૩, પૃષ્ઠ : ૧૦૬]

ઉપરાંત બાપ (શાહજહાં) તરફથી એક પત્ર મળ્યો જેમાં જરૂરી નસીહતો લખેલી હતી. પત્રની સાથે એક મોટી કીમતી તલવાર જેનું નામ આલમગીર હતું (તે) શાહજહાંએ મોકલી. તૈમૂરી ખાનદાનમાં એનાથી સારી તલવાર જોવામાં નથી આવી.

ઔરંગઝેબની મહેફિલના મર્મજ્ઞ લોકોએ 'આલમગીર' નામની તલવાર આવવાને એક સારું શુકન કહ્યું અને ગૈબી ધન્યવાદની રિઆયતથી ઔરંગઝેબનો લકબ 'આલમગીર' તજવીઝ કર્યો. [ભાગ : ૩, પૃષ્ઠ : ૪૮]

મતલબ કે જયારે આલમગીરને યકીન થઈ ગયો કે આ'લા હઝરતના દિલનું વલણ દારા શિકોહના તરફ જ છે તો તેણે બાપની

મુલાકાતનો ઈરાદો મુલતવી કરી દીધો અને પોતાની જગાએ શહઝાદહ મુહમ્મદ આ'ઝમને નિયુક્ત કર્યો કે તે કિલ્લામાં દાદાની ખિદમતમાં તકર્રુબખાં અને ઈસ્લામખાંની સાથે હાજર થઈને ક્ષમાયાચનાથી ભરપૂર સંદેશો પહોંચાડે.

શહઝાદાએ દાદાની પાસે હાજર થઈને પાંચસો અશરફી અને ચાર હઝાર રૂપિયાની બક્ષિસ પેશ કરી.

સાહિબે કિરાને ષાની (શાહજહાં)એ દિલ ચાહે યા દિલ ન ચાહે મુહમ્મદ આ'ઝમને પોતાના સીનાથી લગાડી લીધો. તે પછી તેને રડતાં રડતાં લુત્ફો ઈનાયતથી રુખ્સત કર્યો. [ભાગ : ૩, પૃષ્ઠ : ૫૦]

તે પછી ૧૭, રમઝાન, ૧૦૬૮ હિજરીસનના આલમગીરે શહઝાદહ મુહમ્મદ સુલ્તાનને હુકમ આપ્યો કે :

તે અકબરઆબાદના કિલ્લામાં દાખલ થઈ જાય અને કિલ્લાના દરવાજા પર પોતાના માણસોને નક્કી કરી દે, તે પછી દાદાની ખિદમતમાં હાજર થઈને નઝરબંદીની ખબર આપી દે.

[ભાગ : ૩, પૃષ્ઠ : ૪૯]

આલમગીર નામહના ત્રણેવ સંપાદકોએ આ'લા હઝરત (શાહજહાં)ની નઝરબંદીનો ટૂંકમાં ઉલ્લેખ કર્યો છે અને લખ્યું છે કે આ નઝરબંદી ખૂદ આ'લા હઝરતની મરઝીથી અમલમાં આવી હતી.

[ભાગ : ૩, પૃષ્ઠ : ૪૮]

કહેવામાં આવે છે કે શાહજહાંએ એક બીજો પત્ર ઔરંગઝેબને લખ્યો હતો કે :

અમે તો દુનિયાને છોડી ચૂકયા છે અને આફિયતના ખૂણામાં બેસીને અલ્લાહ તઆલાને યાદ કરી રહ્યા છીએ. હવે જેનું દિલ ચાહે તે

સલતનત સંભાળી લે, ચાહે તમે ચાહે બીજું કોઈ.
['રાઈહતુલ્ અબીરિ ફી લાઈહતિ આલમગીર']

## શુજાઅ અને ઔરંગઝૈબ વચ્ચે ઘમસાણ યુદ્ધ

શુજાઅને જયારે સુલૈમાન શિકોહથી પરાજય મળ્યો તો બીજી વખત લશ્કર ભેગું કરીને ચઢાઈ કરી. ઔરંગઝૈબે તેના મુકાબલા માટે પણ જવું પડયું, પણ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની બશારત અને આગાહી હંમેશા તેનો સાથ આપતી રહી. આ લડાઈ પણ ઘણી તીવ્ર અને ઘમસાણની લડવામાં આવી.

આ લડાઈ ખજૂહ (ઈટાવહના નજીક)ના મકામ પર ૧૭, રબીઉલ્ આખર, ૧૦૬૯ હિજરીસનના થઈ હતી.

તેમાં પણ ઔરંગઝૈબની શુજાઅત અને બહાદુરીનો એક બનાવ ખાસ રીતે ઉલ્લેખપાત્ર છે. (તેને) ધ્યાનપૂર્વક વાંચો :

આલમગીરની આ દિલેરી અને સાહસને જોઈને હુમલો કરનાર હરીફ પ્રભાવિત થઈ ગયો અને શુજાઅના લશ્કરમાં ઘણી અફરા તફરી મચી ગઈ. પણ તેમના ત્રણ મસ્ત જંગી હાથી જે કાળા પહાડની જેમ દેખાતા હતા, પોતાની સૂંઢોમાં બે-બે, ત્રણ-ત્રણ મણની લોખંડની સાંકળ હલાવતા. જે તરફ પણ નિકળી જતા અને હુમલો કરતા. જમીન પર સફની સફ ઢાળી દેતા હતા, અહીં સુધી કે એક હાથી શાહી સવારીના તરફ પણ આવી નીકળ્યો. મસ્ત જંગી હાથી પોતાના તરફ આવી રહ્યો હતો, પરંતુ ઔરંગઝૈબની નિડરતા અને દૃઢતાનો આ હાલ હતો કે તે એક ઈંચ પણ પોતાની જગ્યાએથી ન હટયો, બલ્કે તેણે પોતાના હાથીના પગમાં સાંકળો નંખાવી અને એક ચોકીદાર સિપાહીને જે અનુભવી નિશાનબાઝ હતો, (તેને) હુકમ આપ્યો કે બંદૂકની ગોળી વડે હાથીના રખેવાળને પછાડી દે.

શાહી હુકમ પ્રમાણે જલાલખાં બંદૂકચીએ ગોળી મારીને હાથીના રખેવાળને પછાડી દીધો અને શાહી મહાવતે જલ્દીથી તે હાથી પર સવાર થઈને હાથીને કાબૂમાં કરી લીધો.

['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૩, પૃષ્ઠ : ૭૧]

હક સુબ્હાનહૂ વ તઆલાના ફઝલો કરમ ઔરંગઝૈબના શામિલે હાલ હતા, એટલે આ જંગમાં પણ તેને જવલંત વિજય હાસિલ થયો અને શુજાઅ પરાજીત થઈને ભાગી ગયો.

આ મૌકા પર એક શખ્સે શુજાઅને કહ્યું કે :

"તમે શાહ નિઅમતુલ્લાહ વલીના મુરીદ છો અને ઔરંગઝૈબ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિનો મુરીદ છે. ઔરંગઝૈબને પોતાના પીરની તવજ્જુહથી સલતનત મળી, પરંતુ તમારા પીરની તવજ્જુહે તમોને કંઈ ફાયદો ન આપ્યો."

શુજાએ જવાબ આપ્યો કે :

"સલતનત તો મારી પાસેથી છીનવી લેવામાં આવી, હવે મારા દીનમાં શા માટે ખલેલ નાંખો છો ? હું અલ્લાહ તઆલાના લીધે મુરીદ થયો હતો, સલતનતના લીધે (મુરીદ) નહીં થયો હતો."

['રવઝતુલ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૧૦, ૧૧૧]

મશહૂર છે કે શુજાઅ એવો મફકૂદુલ ખબર થયો કે પછી કોઈને ખબર ન થઈ શકી કે તે કહાં ગયો અને તેનો હશ્ર શું થયો ?

['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૩, પૃષ્ઠ : ૧૧૩]

## દારા શિકોહ સાથે ઔરંગઝૈબનો બીજો આખરી જંગ

એ જ પ્રમાણે દારા શિકોહ પણ પરાજય પછી લશ્કર ભેગું કરીને અજમેર પહોંચી ગયો. ઔરંગઝૈબ પણ તેના મુકાબલા માટે

તૈયાર થયો, પણ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ હઝરત શૈખ સઅદુદ્દીને ઔરંગઝૈબને ફરમાવ્યું કે :

આ જંગનો સેનાપતિ કોઈ બીજા માણસને મુકર્રર કરો, કારણ કે સેનાપતિ પર મુસીબત મા'લૂમ થાય છે.

જેથી ઔરંગઝૈબે આપના હુકમ અનુસાર સલતનતના એક સભ્ય શયૂખ મીરને સેનાપતિ મુકર્રર કરીને દારા શિકોહના મુકાબલા માટે મોકલી આપ્યો અને પોતે પણ તેની પાછળ રવાના થઈ ગયો.

બન્ને તરફ જોરદાર લડાઈ થઈ. શયખ મીર હાથી પર સવાર હતો. જયારે તીરોના ઘાથી વધારે ઘાયલ થઈ ગયા તો તે તકિયાનો સહારો લઈને એ રીતે બેસી ગયો કે કોઈ તેને મરેલો ખ્યાલ કરે. ઉપરાંત જે ફિદાઈ તેની પાછળ બેઠો હતો તેને તાકીદ કરી દીધી કે મારા મરવા પછી મારા હાથને પકડીને ઈશારો કરતો રહેજે જેથી લોકોને મા'લૂમ થાય કે હું જીવતો છું.

એ દરમિયાન ઔરંગઝૈબ પણ વધારે લશ્કર લઈને મદદ માટે આવી પહોંચ્યો. દારા શિકોહ પરાજીત થઈને ભાગવા લાગ્યો. અંતે ઘરપકડ કરીને કત્લ કરી દેવામાં આવ્યો.

[આ બનાવ 'મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૩, પૃષ્ઠ : ૮૨ પર 'મુઈહ સિપેહસાલાર' ના શિર્ષકથી લખેલ છે.]

દારા શિકોહ અને તેનો છોકરો સિપહર શિકોહ આ લડાઈમાં પણ પરાજીત થઈને ભાગી ગયા. ત્યાર બા'દ થોડી મુદત પછી તેમના દોસ્તોએ જ ઘરપકડ કરાવી દીધી.

અંતે દારા શિકોહને ૨૧, ઝીલહજ, ૧૦૬૯ હિજરીસનના રોજ કત્લ કરીને હુમાયૂના મકબરામાં દફન કરવામાં આવ્યો અને તેના બેટા

સિપહર શિકોહને ગ્વાલિયરના કિલ્લામાં નજરબંદ કરી દેવામાં આવ્યો. ['મુન્તખબુલ્લુબાબ', પૃ. : ૯૩, ૯૪, 'મઆષિરે આલમગીરી' : ૨૬]

આલમગીરની ઉચ્ચ હિમ્મત જુઓ કે તેણે દારા શિકોહના આ જ છોકરા સિપહર શિકોહ, જે બાપના તરફથી આલમગીરની સાથે જંગ કરતો હતો, અને જેને ગ્વાલિયરના કિલ્લામાં નજરબંદ કરી દીધો હતો તેની સાથે ૨૧, શવ્વાલ, ૧૦૮૩ હિજરીસન મુતાબિક ૧૬૭૩ ઈસ્વીસનના રોજ કિબ્લએ આલમ (આલમગીર)એ પોતાની દિકરી ષરયા નકાબ ઝુબ્દતુન્નિસા બેગમના નિકાહ કરાવ્યા.

['મઆષિરે આલમગીરી' : ૮૫]

શાહજહાંએ પોતાના ફરઝંદોના કત્લના સમાચાર સાંભળીને ઘણો અફસોસ કર્યો અને કહ્યું :

"આ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની બદદુઆથી શહરયારના બેટાઓનો બદલો લેવામાં આવ્યો છે."

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૧૩]

## સજ્જાદાનશીનીનું છત્રીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૬૯ હિજરી મુતાબિક ૧૬૫૮ ઈસ્વીસન]

### હજથી હઝરતની હિન્દુસ્તાન વાપસી, સૂરત બંદરે ઉતર્યા

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ અરબ, યમન, રૂમ અને શામના તમામ અહબાબ જેમકે : શયખ મુરાદ શામી અને શયૂખ અબ્દુલ્લાહ હિજાઝીથી રુખ્સત થઈને પોતાના પ્રિયજનો અને અહબાબની સાથે જહાઝ પર સવાર થઈને ખૈર અને આફિયતની સાથે સૂરત બંદરગાહ થઈને હિન્દુસ્તાન તશરીફ લઈ આવ્યા.

હિન્દુસ્તાનમાં દાખલ થયા તો અહીંયાના હાલાત બદલાઈ

ગયા હતા.

## હિન્દુસ્તાનના હાલાત જોઈ હઝરત ખૂશ થયા

ઔરંગઝૈબ આલમગીર સલતનતના તખ્ત પર રોનકઅફરોઝ (બિરાજેલા) હતા અને ઈસ્લામી હુકૂમત પોતાની અઝમત અને શૌકત (પ્રતિષ્ઠા)ની સાથે સંપૂર્ણ ઉદય પર હતી, હઝરતને આ હાલાત જોઈને ઘણી ખૂશી હાસિલ થઈ.

## ઔરંગઝૈબે તમામ જગાએ હઝરતની શાન પ્રમાણે સ્વાગત કરવાનો હુકમ કર્યો

જયારે આલમગીરને હઝરતના આગમનની ખબર મળી તો તેણે હુકમ આપ્યો કે :

હિન્દુસ્તાનના તમામ સરદારો, ઉલમા અને મશાઈખ હઝરતનો ઈસ્તિકબાલ (સત્કાર) કરે.

જેથી દરેક જગ્યાએ આપની શાન અનુસાર ઈસ્તિકબાલ (સત્કાર) કરવામાં આવ્યો.

## અકબરઆબાદ (આગ્રા)માં શાહજહાંએ ઝિયાફત કરી

એ જ પ્રમાણે અકબરઆબાદ પહોંચ્યા તો શાહજહાંએ પોતે ઝિયાફતની જરૂરી વસ્તુઓ યોગ્ય રીતે ઉપલબ્ધ કરી આપી.

## શાહજહાંબાદ [દિલ્હી] થઈ સરહિંદ શરીફ ગયા

ખૂદ ઔરંગઝૈબ આલમગીર શાહજહાંઆબાદથી અકબરઆબાદ હઝરતના ઈસ્તિકબાલ (સત્કાર) માટે આવ્યો.

હઝરતે પણ હદથી વધારે તેના પર મહેરબાની ફરમાવી અને

તેની સાથે શાહજહાંઆબાદ તશરીફ લાવ્યા અને દુઆઓ આપીને સરહિંદ શરીફ ગયા.

પ્રથમ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના રવ્ઝએ મુબારકહની ઝિયારત કરી. તે પછી ખાનકાહમાં થોડો સમય રોકાઈને પોતાની હવેલીમાં દાખલ થયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૧૪, ૧૧૫]

## હઝરતના હજના સફર વિષે અરબી કિતાબ

## 'યવાકીતુલ હરમયન'

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ હજ માટે તશરીફ લઈ ગયા હતા ત્યારે દરબારે ખુદા અને દરબારે હબીબે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં આપ પર જે અદભુત નવાઝિશો થઈ હતી તેના વિષે આપે 'ફુતૂહુલ્ હરમયૂન' નામની કિતાબ ઉર્દૂમાં લખી હતી. એ કિતાબના ગુજરાતી, હિંદી અને અંગ્રેજી અનુવાદો પણ અલ્લાહના ફઝલો કરમથી પ્રગટ થઈ ગયા છે અને ખૂબ જ લોકપ્રિય થયા છે.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના હજના સફરમાં આપના ફરઝંદ હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ પણ શરીક હતા. હજના સફરમાં હઝરત પર જે અજીબો ગરીબ બનાવો પેશ આવ્યા અને હકાઈક તથા મઆરિફના ઈનામો આપ પર વારિદ થયા તેને આપના ફરઝંદ હઝરત ખ્વાજા ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ અરબી ભાષામાં 'યવાકીતુલ્ હરમયૂન' નામથી સંપાદિત કરીને લખ્યા હતા.

લાલ રંગના અતિ કિંમતી હીરા (રત્ન)ને અરબી ભાષામાં 'યાકૂત' કહે છે. એનું બહુવચન 'યવાકીત' છે.

કુર્આન શરીફમાં સૂરએ 'રહમાન'માં 'યાકૂત'નો ઉલ્લેખ નીચે પ્રમાણે કરવામાં આવેલો છે :

**''ફી હિન્ન કાસિરાતુત્ તર્ફિ લમ્ યત્ મિષ્હુન્ન ઈન્સુન્ કબલહુમ્ વ લા જાન્ન.''** [આયત નં. : ૫૬]

**'ક-અન્નહુન્નલ્ યાકૂતુ વલ્ મર્જાન.'** [આયત નં. : ૫૮]

**ભાવાર્થ :**

☐ તેના (જન્નતના મહેલો)માં નીચી નજરોવાળી (એવી હૂરો) હશે કે આ (જન્નતી) લોકોના પહેલાં તેણીઓને બીજો કોઈ મનુષ્ય કે જિન્નાત અડકયો જ ન હશે.

☐ જાણે તેણીઓ (હૂરો) (ખૂબસૂરતીમાં) 'યાકૂત' (લાલ હીરા) અને 'મરજાન' (સફેદ મોતી) છે.





'યવાકીતુલ્ હરમૈન' એટલે હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના હજના સફરના યાકૂત જેવા અતિ કિંમતી બનાવોનો સંગ્રહ

## કિતાબની મકબૂલિયત ગયબથી જાહેર થઈ

મજકૂર કિતાબનું લેખન પરિપૂર્ણ થવા પછી હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુની ખિદમતમાં પેશ કર્યું. હઝરતે સંપૂર્ણ લખાણ સાંભળ્યું અને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહિમહુલ્લાહુના રોઝએ મુનવ્વરહમાં ઝિયારતના માટે તશરીફ લઈ ગયા. પાછા આવીને સાહબઝાદહ

હઝરત મુહમ્મદ ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિથી ફરમાવ્યું કે :

"હું પીર દસ્તગીરના હુઝૂરમાં જઈને મુતવજ્જિહ (ધ્યાનિત) થયો કે આ જે કંઈ લખવામાં આવ્યું છે, તે આપને પસંદ છે કે નહિ ?

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહિમહુલ્લાહુએ એટલા વધારે પ્રમાણમાં અલતાફ અને ઈનાયત ફરમાવી કે આજ સુધી આ પ્રકારના અલતાફ અને ઈનાયતો ઘણા ઓછા જાહેર થયા હશે !

હું જોતો હતો કે જાણે અપાર ઈનાયતના કારણે (આપ) મારી ફરતે ઘુમી રહ્યા છે અને આનંદ તથા ખૂશી જાહેર ફરમાવી રહ્યા છે !

એ દિવસે સવાર (ફજર)ની નમાઝ બા'દ જયારે હું ઝિક્ર અને મુરાકબહના હલકામાં બેઠો હતો ત્યારે જોયું કે :

બે શખ્સો બે થાળ હાથમાં લઈને મસ્જિદના બન્ને દરવાજાઓમાંથી મારી સામે આવ્યા.

તેમાંથી એકની હકીકત સારી રીતે સ્પષ્ટ થઈ ગઈ.

મેં જોયું કે તેણે મારી સામે પાણીદાર જવાહર અને યવાકીત (હીરાઓ) સમાન ચમકદાર ચીઝો મૂકી છે. અને એ વખતે તે શખ્સે જવાહરાત (હીરાઓ)થી મઢેલો એક તાજ મારા માથા ઉપર મૂકયો."

સુબ્હાનલ્લાહ ! મજકૂર બનાવથી, મજકૂર કિતાબની મકબૂલિયત સ્પષ્ટ જાહેર થાય છે.

**મજકૂર કિતાબનો ફારસી ભાષામાં અનુવાદ**

તે પછી ખૂદ હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ફરમાઈશથી મજકૂર કિતાબનો ફારસી ભાષામાં અનુવાદ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફા અને 'હઝરાતુલ્ કુદ્દુસ' નામની મશહૂર કિતાબના લેખક હઝરત મુલ્લા બદરુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિના સુપુત્ર શય્ખ મુહમ્મદ શાકિરે કર્યો અને તેને 'હસનાતુલ્ હરમયૃન' નામ આપ્યું. ઉપરાંત એનું નામ 'યાકૂતે અહમર' (લાલ રત્નો, હીરાઓ) પણ દર્શાવ્યું.

<u>**મજકૂર કિતાબના ઉર્દૂ અનુવાદો**</u>

ફારસીના બે મહાન વિદ્વાનોએ પોત પોતાની આગવી રીતે મજકૂર કિતાબનો ઉર્દૂમાં અનુવાદ અલગ અલગ કર્યો છે :

(૧) હઝરત મૌલાના સય્યિદ ઝવ્વાર હુસયન શાહ સાહબ નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિએ અને
(૨) પ્રોફેસર મુહમ્મદ ઈકબાલ મુજદ્દિદી સાહબે.

<u>**ગુજરાતી અનુવાદ**</u>

આ નાચીઝ અબ્દુલકાદિર ફાતીવાલાને ઝરીયો બનાવીને અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી મજકૂર કિતાબનો ગુજરાતી અનુવાદ કરાવ્યો છે જે વાચકોની ખિદમતમાં રજૂ કરું છું.

## 'હસનાતુલ્ હરમૈન'

**[હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના હજના સફરના યાકૂત (લાલ રત્ન) જેવા કિંમતી બનાવો]**

☐ એમાં દરેક બનાવને 'યાકૂત' નામ આપ્યું છે.

☐ તમામ બનાવોને ત્રણ પ્રકરણો અને એક સમાપન મળી કુલ ચાર

વિભાગોમાં વહેંચેલા છે.

☐ મૂળ કિતાબમાં બનાવોના શીર્ષકો નથી. એટલે દરેક બનાવનું શીર્ષક ગુજરાતી અનુવાદકે આપ્યું છે.

# પહેલું પ્રકરણ

## યાકૂત : ૧

## મખ્લૂકને પોતાની તરફ સજદહ કરતા જોવું

હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુ) ફરમાવે છે કે :

એક દિવસે ફજરની નમાઝથી ફારિગ થઈને, સૂરજ નીકળવાથી પહેલાં, સાથીઓની સાથે ઝિક્રના હલકામાં બેઠો હતો ત્યારે જોયું કે :

ઘણી જમાઅતોમાંથી આલમે મલકૂતમાં ફરિશ્તાઓએ મને ઘેરી લીધો છે અને નમાઝમાં મને સજદહ કરે છે !

હું કશ્ફથી નવાઈ પામ્યો. અને આ કશ્ફનો રાઝ (રહસ્ય) મને જણાવવા માટે મેં (અલ્લાહ તઆલા તરફ) તવજ્જુહ (ધ્યાન, દુઆ, ગુઝારિશ) કરી.

ખૂબ ગવ્ર (વિચારમંથન) કરવા બા'દ મા'લૂમ થયું કે :

કઅ્બએ હસનહ મારી મુલાકાત માટે આવ્યો અને મને ઘેરી લીધો અને આલમે મિષાલમાં મને એવું મહેસૂસ થયું કે પેલી જમાઅત જે કઅબહને સજદહ કરી રહી છે, તે અસલમાં મારી તરફ સજદહ કરતા હોવાનો ભ્રમ થાય છે.

**ગુજરાતી અનુવાદકની નોંધ :**

[૧] આ પ્રકારનો બનાવ હઝરત ઈમામે રબ્બાની મુજદિદે અલ્ફેસાની

રહમતુલ્લાહિ અલયહિ સાથે પણ બનેલો છે. જુઓ 'મિલ્લતના નિગહબાન' પેજ : ૨૫૧, ૨૫૨, ૨૫૩ [તજદીદનું પહેલું વર્ષ, ખાનએ કઅ્બહના નુઝૂલનો બનાવ]

[૨] જયારે હકીકતે કઅ્બહએ રબ્બાનીમાં સાલિકને સંપૂર્ણ તરક્કી થાય છે ત્યારે તમામ મખ્લૂકની ઈબાદતોને અને સજદાઓને (તે) પોતાના તરફ જુએ છે. (એ એની ગેરસમજ અને ભ્રમ હોય છે.) ઈબાદતો અને સજદાઓ હકીકતમાં તજલ્લીએ ઝાતના તરફ હોય છે.

દાખલા તરીકે એક આગળ અને બીજો તેની પાછળ એમ બે માણસો રસ્તે ચાલતાં જતાં હોય ત્યારે તેમની સામેથી આવનારો કોઈ માણસ પાછળના માણસને સલામ કરે તો આગળ ચાલનારા માણસને એવી ગેર સમજ થાય છે કે સામેવાળો માણસ તેને સલામ કરે છે. ['મેઅયારુસ્સુલૂક' : દાઈરએ હકીકતે કઅબહ]

## યાકૂત : ૨

## હજના આગામી સફરની તમામ મુશ્કિલીઓ અલ્લાહ તઆલાએ આસાન કરી દીધી હોવાનો અને જાહેરી તથા બાતિની બરકતો ખોલી દીધી હોવાનો કશ્ફ

હિજરીસન ૧૦૬૭ (ઈસ્વીસન ૧૬૫૭)માં હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુ) પર હરમૈન શરીફૈનની ઝિયારતનો ઈશ્કનો ગલબો થયો તથા હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક રોઝહની ઝિયારતની આરઝૂ તીવ્રતમ થઈ ગઈ પરંતુ :

- ઈસ્તિતાઅત (સામર્થ્ય)ની કમી,
- ઝાદે રાહ (સફરના ભાથા)ની તંગી, અને
- સફરના નુકસાનને

નઝર સામે રાખીને કેટલાક દીર્ઘદષ્ટિવાળા મિત્રોએ :

- જહાઝની સવારી,
- સાગરી તોફાન અને

બીજા નુકસાનોના ખ્યાલથી આપને હજનો સફર નહિ કરવાની સલાહ આપી. પરંતુ તે છતાં આપે હજના સફરનો મક્કમ નિર્ધાર કરી લીધો.

આ પહેલાં આપે આ પ્રકારનો સફર કર્યો ન હતો એટલે અકલી રીતે કદી કદી એના માટે ફિકર અને ચિંતા થતી હતી અને આપના મુબારક દિલમાં એના માટે બેચેની પણ થતી હતી.

અહીં સુધી કે એક દિવસે ચાશ્તના સમયે જયારે આપના સાહબઝાદહ હઝરત મુહમ્મદ ઉબયદુલ્લાહ (સલ્લમલ્લાહુ સુબ્હાનહૂ) આપની ખિદમતમાં પહોંચ્યા તો આપને અતિ આનંદથી ફરમાવ્યું કે :

"હું આ મુબારક સફરની કૈફિયતના બારામાં (અલ્લાહ તઆલા તરફ) મુતવજિજહ (ધ્યાનિત) થયો તો :

"મેં મને પોતાને તમારા તમામ ભાઈઓ સાથે એ 'મકામ શરીફ' (મક્કા મુઅઝ્ઝમામાં મતાફ)માં જોયો અને ઐન તવાફની હાલતમાં જોયો અને (અલ્લાહ તઆલા તરફથી મને) ઈર્શાદ ફરમાવવામાં આવ્યો કે :

તમામ મુશ્કિલીઓ જે તમારી નઝરમાં તકલીફ આપનારી લાગે છે, (તેને) આસાન કરી દેવામાં આવી છે અને (હજના) આ સફરમાં જાહેરી અને બાતિની (આંતરિક) બરકતો ખોલી દેવામાં આવી છે."

તે પછી એવું જ બન્યું જેવું આપ સલ્લમહુલ્લાહુ સુબ્હાનહૂએ ફરમાવ્યું હતું. દરેક અદના અને આ'લાએ એનો અનુભવ કર્યો.

## યાકૂત : ૩

## હજ માટે આપની રવાનગી બા'દ હિન્દુસ્તાનમાં આફતો અને બલાઓ ઉતરનાર હોવાનો કશ્ફ

(હિન્દુસ્તાનથી રવાનગી વખતે) એ દિવસોની તવજ્જુહાતમાં હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુ) પર આ જાહેર થયું કે :

> "આપના અહીંથી (હિન્દુસ્તાનથી) ચાલ્યા જવા પછી હિન્દુસ્તાનની ધરતી પર ઝુલ્મત (અત્યાચાર) અને બલાઓ (આફતો) જાહેર થશે."

અને એવું જ થયું.

આપના હરમૈન શરીફૈનની તરફ રવાના થવા બા'દ અતિ ભયંકર વબા (આફતો અને બલાઓ) ફૂટી નીકળી !

ખાસ રીતે સરહિંદ શહેરથી દરરોજ ત્રણસો, ચારસો જનાઝા ઉઠાવવામાં આવતા હતા ! અને આ શહેરના લોકોએ અજીબ પ્રકારની સખ્તીઓ સહન કરી.

બાદશાહ શાહ જહાઁનના પુત્રોમાં તખ્ત નશીની બાબતમાં :

- કત્લે આમ,
- સલતનતનો ઈખ્તિલાફ,
- મુલ્કની વહીવટી બાબતોમાં ફેરફારો અને
- એવો કારમો દુકાળ પડયો કે આખો દેશ ઉપર–તળે થઈ ગયો !

## યાકૂત : ૪

## હઝરતને ઝાતે બહત (અલ્લાહ તઆલા)થી વાસિલ થવાની બશારત

(હજના સફરના માટે) જહાઝમાં સવારીના દિવસોમાં હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ)ને સાંધાના દુ:ખાવાનો વ્યાધિ થયો. એક દિવસે જયારે દુ:ખાવામાં કંઈક રાહત હતી ત્યારે આપે મોડે સુધી મુરાકબહ કર્યો.

તે પછી આપના નૂરાની ચહેરા પર ખૂશી અને આનંદના ચિહ્નો જાહેર થયા.

તે પછી 'ગિર્યહ અને શવક'થી ઘણું રડયા.

મજલિસ પૂરી થવા બા'દ આપના સાહબઝાદાઓ :

☐ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ (રહમતુલ્લાહિ અલયહિ) અને
☐ હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબયદુલ્લાહ (રહમતુલ્લાહિ અલયહિ)એ

આ ગિર્યહ (રુદન) અને ઝૌક વિષે પૂછયું તો કેટલોક સમય ખામોશ રહેવા પછી આપે ફરમાવ્યું કે :

"આ મર્ઝ (વ્યાધિ, બીમારી)માં મારા પર અલ્લાહ જલ્લ શાનુહૂની બરકતો અને ઈનાયતો એટલી પુષ્કળ પ્રમાણમાં ઉતરી કે તેનું બયાન અશકય છે.

આ મુરાકબહમાં આ બશારત મેં જોઈ જે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દૂસ સિર્રુહૂએ પોતાની આખરી ઉમ્રમાં મારા હકમાં ફરમાવી હતી.

એ બશારતનો સંબંધ છે :'<u>હઝરત ઝાતે બહત</u>' (અલ્લાહ તઆલા)થી વાસિલ થવું (મળવું);

તે બુલંદ અને પાક છે અને વાબિસ્તા (સંકળાયેલું) છે સિફાતે <u>સમાનિય્યહ હકીકિય્યહની</u> તરક્કી સાથે અને કઅ્બએ હસનહની

હકીકતની સાથે મશરૂત (શરતી) છે. આ સિફાતના ઉસૂલ (મૂળ)ના મર્તબાઓ અને મંઝિલો પાર કરવું કે જે <u>શુયૂને ઝાતિય્યહ</u> છે અને માત્ર <u>એ'તિબારાત</u> છે.

જયારે આ મામલામાં ખૂબ ઊંડો વિચાર કરવામાં આવ્યો તો આ બુલંદ નિસ્બત જાહેર થઈ અને તે અસરાર (રહસ્યો) વચ્ચે આવ્યા કે જેને જાહેર કરી શકાતા નથી.

આ નિસ્બતની બુલંદીની રાહ (ના કારણે) આ કૈફિયત પ્રાપ્ત થવા છતાં કંઈક તરદ્દુદ (શંકા) થઈ તો આ સ્પષ્ટ બશારત મેળવવા માટે હું આહ અને ઝારી (રુદન) કરવા લાગ્યો.

(ગૈબથી) નિદા આવી કે :

તું મારાથી ઘણો નિકટ છે.

وَاللّٰهُ يَخْتَصُّ بِرَحْمَتِهٖ مَنْ يَّشَآءُ ط
وَاللّٰهُ ذُوالْفَضْلِ الْعَظِيْمِ

<u>ભાવાર્થ</u> :

અને અલ્લાહ તઆલા જેને ચાહે છે, (તેને) પોતાની રહમતની સાથે ખાસ કરી લે છે. અને અલ્લાહ ઘણો મોટો ફઝલવાળો છે.

[સૂરએ 'બ–ક–રહ' : ૧૦૫]

<u>અનુવાદકની નોંધ</u> :

● ઝાતે બહત ● સિફાતે સમાનિય્યહ હકીકિય્યહ
● ઉસૂલ ● શુયૂન ● એ'તિબારાત

એ તસવ્વુફની ઈસ્તિલાહો (પારિભાષિક) શબ્દો છે. એની વિસ્તૃત સમજૂતી 'દુર્રે લાષાની' કિતાબની શરૂઆતમાં હઝરત મૌલાના

શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી રહમતુલ્લાહિ અલયહિએ લખેલી છે તે વાંચવા વિનંતી છે.

## યાકૂત : ૫

## હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહિમહુલ્લાહુએ ખ્વાબમાં ત્રણ ભાઈઓને ઊનની ચાદર આપવાનો બનાવ

હજના માટે રવાના થયા ત્યારે જહાઝ પર સવાર હોવાના દિવસોમાં આપ (હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ) એક દિવસે ફરમાવવા લાગ્યા કે :

(હજના સફરના) આ દિવસોમાં હઝરત કિબ્લતુલ્ ઔલિયા મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસનલ્લાહુ સુબ્હાનહૂ પુષ્કળ પ્રમાણમાં સ્વપ્નમાં જાહેર થઈ રહ્યા છે.

ગઈ રાતે જોયું કે :

- હઝરત મુજદ્દિદે અલ્ફેસાની તશરીફ લાવ્યા છે અને આપની સાથે
- મારા મોટાભાઈ આરિફે સુબ્હાની ખ્વાજા મુહમ્મદ સાદિક પણ છે.
- હું અને (મારા બીજા મોટા ભાઈ) ઝુબ્દતુલ આરિફીન મખ્દૂમી ખ્વાજા મુહમ્મદ સઈદ પણ હાજર છે.

  આપે (હઝરત મુજદ્દિદે) અમે ત્રણે ભાઈઓને ઊનની બનેલી ત્રણ ચાદરો ઈનાયત ફરમાવી.

- મખ્દૂમી ખ્વાજા મુહમ્મદ સાદિકે એ ચાદરને એવી રીતે લપેટીને પકડી લીધી કે જાણે તેની હિફાઝત કરી રહ્યા છે. અને તેમણે એ ચાદરને પોતાના (શરીર) પર ઓઢી નહિ.
- મખ્દૂમી અને મુકર્રમી ખ્વાજા મુહમ્મદ સઈદે એ ચાદરના એક હિસ્સાને ફેલાવી દીધો અને બીજા (હિસ્સા)ને પોતાના ખભા ઉપર

નાંખી દીધો.

- પરંતુ મેં તે સંપૂર્ણ ચાદર ફેલાવી દીધી અને તેનો થોડો હિસ્સો પોતાના (શરીર) ઉપર ઓઢી લીધો.

**ફારસી અનુવાદકની નોંધ :**

- ચાદરથી અહીં મુરાદ મન્સબે ઈર્શાદ છે અને
- એને ફેલાવવા અને ઓઢવાથી મુરાદ તબ્લીગ અને ઈર્શાદની સઆદતનો હિસ્સો છે.



## યાકૂત : ૬

## મખા બંદરગાહની ભૂમિને અનવારથી આચ્છાદિત અને પોતાને અનવારના સાગરના અટલ ઊંડાણમાં જોવાનો બનાવ

આલી હઝરત (ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ) જયારે 'મખા'ની બંદરગાહથી હરમે મુહતરમ (જવા) માટે રવાના થયા તો આપે ફરમાવ્યું કે :

"આ સહરા (જંગલ)ના તમામ ઊંડાણ અને નીચાણવાળા પ્રદેશને મેં નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અનવારથી ભરપૂર જોયાં અને આ મકામાત (સ્થળો)ની તમામ વસ્તુઓને અનવારે કરીમામાં સંપૂર્ણ રીતે લપેટાયેલી જોઈ. (અને) મેં મને પોતાને આ અનવારના સાગરની અટલ ઊંડાઈમાં જોયો ! "

**અનુવાદકની નોંધ :**

- મખા યમનનું એક શહેર છે. એ સાગરના કિનારે ઝુબૈદા અને અદન

(એડન)ની વચ્ચે બંદરગાહ છે.

- સમગ્ર યમનમાં મખા જેવું આલીશાન બંદરગાહ બીજું કોઈ નથી.
- મખાથી વેપારના માટે વેપારીઓ અદન (એડન) જાય છે.

## યાકૂત : ૭

## કઅ્બહને ખૂબસૂરત છોકરીના સ્વરૂપમાં જોવાનો બનાવ

હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ) દામત્ બરકાતુહુમ ૨૩, શા'બાન, જુમ્અહની રાત્રે મરાદઆથી ઝોહાના તરફ રવાના થયા. (હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબયદુલ્લાહ સલ્લમહુલ્લાહુ સુબ્હાનહૂ) પણ હઝરત ખ્વાજાની સાથે વહાણમાં સવાર હતા.

ફરમાવતા હતા કે :

આ દિવસોમાં 'કઅ્બએ હસનહ'ના પુષ્કળ અનવાર જાહેર થઈ રહ્યા છે. જહાઝ પર સવાર થવાથી લઈને આજ સુધી એના જાહેર થવાથી મુશર્રફ થઈ રહ્યો છું. અને આજે એ અગાઉના દિવસો કરતાં વધારે જાહેર થયા છે.

એક સાઅત (પળ, ક્ષણ) પછી જોયું કે :

- તે (કઅ્બહ) મારી તરફ એવી રીતે આવી રહ્યો છે; કે જાણે :
  - મુસ્કુરાતી મુસ્કુરાતી,
  - ખૂબ જ આનંદ અને ઉલ્લાસની સાથે,
  - ઊંચા કદવાળી,
  - ગોરી ત્વચાવાળી, અને
  - ઘણા ચમકદાર આભૂષણોથી સજજ,
  - રાતા પોષાકવાળી

કોઈ છોકરીની સૂરત ધારણ કરેલી હોય !

● એ જ પ્રકારના અનવાર મગરિબની નમાઝમાં પણ જાહેર થયા.
● તેની સાથે વાત કરવા સુધી એ જ કૈફિયત રહી.



આ મુકાશફા (કશ્ફ) આરિફે કામિલ શૈખ ઈબ્ને અરબીના પેલા સંવાદ (વાતચીત) જેવો છે જે સંવાદ તેમનો કઅબએ હસનહ સાથે થયો હતો.

શયૂખ (ઈબ્ને અરબી) પોતાની એક કિતાબમાં લખે છે કે :

● મક્કા (મુઅઝ્ઝમામાં) રહેવાના દિવસોમાં એક ચાંદ રાતે, જયારે કંઈક વર્ષા પણ થઈ રહી હતી, ત્યારે હું કઅ્બહના તવાફ માટે નીકળ્યો. અને હજરે અસ્વદની પાસે પહોંચ્યો.
● એનાથી પહેલાં હું મને પોતાને કઅ્બહ કરતાં અફઝલ સમજતો હતો, કારણ કે હકીકતે ઈન્સાની પથ્થરની હકીકત કરતાં અફઝલ છે.
● અચાનક મેં જોયું કે :

કઅ્બએ હસનહ એક ખૂબ જ ખૂબસૂરત, સુંદર, સુશોભિત, શૃંગાર કરેલી છોકરીના રૂપમાં જાહેર થયો. એનાથી પહેલાં આવી ખૂબસૂરત છોકરી જોવામાં આવી ન હતી.

તેણે પોતાનો દામન (પાલવ) સમેટીને, તેના હાથમાંના હથિયાર વડે મારા ઉપર હુમલો કરી દીધો. અને કહ્યું કે :

'તેં મારી કદર નહિ કરી. હું તને તવાફ નહીં કરવા દઈશ.'

જો હું કઅ્બહની દીવાલની પનાહ ન લેતે તો તેનો હાથ મારી સુધી પહોંચી જતે. (હું સહેજમાં બચી ગયો.)

શયૂખ અકબરે આ હિકાયત બયાન કરવા બા'દ લખ્યું છે કે :

"મેં મારા દિલમાં ફેસલો (નિર્ણય) કરી લીધો કે હું આ બાબતમાં (અર્થાત્ પથ્થર પર ઈન્સાનની ફઝીલતમાં) ગલતી પર હતો."

# બીજું પ્રકરણ

## યાકૂત : ૮

## ફરિશ્તાઓ અને હૂરોની જમાઅતને પોતાની સાથે તવાફ કરતાં જોયા

ફરમાવતા હતા કે :

જયારે હું મક્કા મુબારકહમાં આવ્યો ત્યારે તવાફના દૌરાન જોયું કે :

- ખૂબ જ હસીન અને જમીલ (સુંદર, રૂપવાન) મર્દો અને ઔરતો અમારી સાથે તવાફમાં શરીક છે.
- એ જમાઅતના તવાફમાં એવો ઈશ્તિયાક (લગન) અને વાબસ્તગી (તડપ) જોઈ કે જે આ દુનિયાના લોકોમાં હોતી નથી.
- તેઓ હરેક વખતે 'બયૂતે અતીક'ને બોસો (ચુંબન) આપતા અને મુઆનકહ (આલિંગન) કરતા હતા.
- (મેં) જોયું કે એ જમાઅતના કદમ (પગલાં) જમીન કરતાં ઊંચા છે ! અને તેમના માથાંઓ આસમાન સુધી પહોંચેલા છે !

તે પછી એવું જોયું કે :

'કઅ્બએ હસનહ' પણ એ જ જમાઅતની સાથે આસમાનની બુલંદી (ઊંચાઈ) સુધી ચાલ્યો ગયો !

તે પછી જાહેર થયું કે :

એ મર્દો અસલમાં ફરિશ્તાઓ છે અને ઔરતો હૂરો છે !

## યાકૂત : ૯

## મસ્જિદે ખૈફમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત

હઝરત ઈશાં (ખ્વાજા મુહમ્મદ મા'સૂમ) સલ્લમહુલ્લાહુ સુબ્હાનહૂ ફરમાવતા હતા કે :

જયારે મારો ઉતારો મીનામાં હતો અને ત્યાંથી હું અરફાત જવા માટે નીકળ્યો તો હું નમાઝના માટે મસ્જિદે ખૈફમાં ગયો. એ મસ્જિદમાં એક કુબ્બા (ગુંબદ) છે. એના નજીક હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તંબૂ લગાવીને ઉતારો કર્યો હતો.

તે પછી પૈગમ્બરોમાંથી હઝરત મૂસા અલયહિસ્સલામ અને હઝરત હારૂન અલયહિસ્સલામનો મકામ છે.

અને એ જ પ્રમાણે હદીષોમાં છે કે, આ મસ્જિદમાં એક મીનારો પણ છે જેના નીચે હઝરત આદમ અલયહિસ્સલામની કબર છે.

હું મજકૂર મસ્જિદ (મસ્જિદે ખૈફ)માં બેઠો હતો કે હઝરત નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ખૂબ જ શાન અને શૌકતની સાથે આગમન થયું અને આપની મુબારક હાજરી અને અન્સરે લતીફ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી જમીન અને આસમાન એવી રીતે મુનવ્વર થઈ ગયા કે તમામ ચીઝો જાણે આ અનવારમાં ડૂબી ગઈ !

રિવાયત કરનાર કહે છે કે :

હઝરત રિસાલતે મઆબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આગમન જાણે શુક્રે ખુદાવંદીના મુશાહદહ (અવલોકન) અને આ મુબારક જગાના મુઆઈનહ (નિરીક્ષણ) માટે થયું હતું.

## યાકૂત : ૧૦

## હજના સવાબ અને કુબૂલિયતના કાગળ ઉપર મુહર લગાવીને આપવામાં આવ્યો

હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ) અય્યામે તશરીક (ઝિલહજ્જ મહિનાની નવથી તેર તારીખના દિવસો)માં મીનામાં થોભેલા હતા ત્યારે ચાલુ મહિના (ઝિલહજ્જ)ની અગિયારમી તારીખે ઝિયારત (તવાફે ઝિયારત)ના માટે શહેર (મક્કા મુઅઝ્ઝમા) આવ્યા તો ફરમાવવા લાગ્યા કે :

જયારે હું તવાફથી ફારિગ થયો તો એવું જોયું કે, હજના સવાબ અને એની કુબૂલિયતના કાગળ ઉપર મુહર લગાવીને મને અર્પણ કરવામાં આવ્યો છે; જો કે શયતાન ઉપર પથ્થર વરસાવવાનો અમલ (રમી) બાકી હતો પરંતુ (હજના) અરકાનની અદાયગીના એ'તિબારથી જાણે હજ મુકમ્મલ (પરિપૂર્ણ) થઈ ચુકી હતી.

## યાકૂત : ૧૧

## 'હકીકતે કઅ્બએ હસનહ'ના મકામથી મુશર્રફ થયા

હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ) સલ્લમલ્લાહુ સુબ્હાનહૂ વ દામત્ બરકાતુહુમ મક્કા મુઅઝ્ઝમામાં રહેવાના દૌરાન અકષર (મોટા ભાગે) તવાફમાં મશગૂલ રહેતા હતા. આ દિવસોમાં આપ આ ઈબાદત (તવાફ)ને બીજી ઈબાદતોથી વધારે મહત્ત્વની ગણતા હતા.

આપ ફરમાવતા હતા કે :

- અજીબ ઉમૂર (વાતો) અને નાદિર (અનુપમ, અદભુત) ચીઝો જોવામાં આવી છે.

● ઘણી વખતે એ જોવામાં આવ્યું કે :

કય્યૂબએ હસનહ મારી સાથે મુઆનકહ (આલિંગન) કરે છે અને કામિલ (પરિપૂર્ણ) ઈશ્તિયાક (શોખ, લગન)થી બોસા (ચુંબન) આપવામાં આવ્યા !

● આ દિવસોમાં એક દિવસ જોયું કે :

તે અનવાર અને બરકાત જે મારામાંથી નીકળી રહ્યા છે તે એટલા વધારે છે કે તેણે બધી ચીઝોને ઢાંકી લીધી છે અને ફિઝા (વાતાવરણ) એનાથી ભરાઈ ગઈ છે અને એની બાજુમાં બીજાઓના અનવાર ઝાંખા (નિસ્તેજ) થઈ ગયા.

● જ્યારે મેં આ મામલા પર ચિંતન–મનન કર્યું તો આ જાહેર થયું કે :

હું મારી અસલિયતથી ઉપર થઈને 'હકીકતે કય્યૂબએ હસનહ' થઈ ગયો છું.

એ જ કારણ છે કે પેલા તમામ અનવાર જે મારાથી જાહેર થયા અને મેં જોયું કે ઘણા સાહિબે બાતિન (ઔલિયા) હાજર છે અને કય્યૂબએ હસનહનો તવાફ કરે છે.

જેથી બાદશાહોના ખાદિમો ત્યાં હરેક વખતે હાજર રહે છે.

**અનુવાદકની નોંધ :**

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી, નકશબંદી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં 'હકીકતે કય્યૂબહ' વિષે એક અલગ આખું પ્રકરણ લખીને એની વિસ્તૃત સમજૂતી આપેલી છે તે વાંચવા વિનંતી.

## યાકૂત : ૧૨

## મક્કા મુકર્રમામાં જન્નતુલ્ મુઅલ્લા કબ્રસ્તાનની ઝિયારત વખતના બનાવો

હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ) સલ્લમહુલ્લાહુ સુબ્હાનહૂ વ દામત્ બરકાતુહુમએ ૩, મુહર્રમુલ્ હરામના દિવસે અહલે મુઅલ્લા (મક્કા મુકર્રમાના મશહૂર કબ્રસ્તાન જન્નતુલ્ મુઅલ્લાના કબરવાસીઓ)ની ઝિયારત કરી.

ફરમાવતા હતા કે :

- આ મકબરા (કબ્રસ્તાન)માં દફન થયેલાં (મહાન) લોકોના કારણે તથા ઉચ્ચ મકામ અને અનવારની પુષ્કળતાના કારણે બીજા તમામ મકબરાઓ (કબ્રસ્તાનો) કરતાં આ કબ્રસ્તાન મુસ્તષ્ના (અનોખું) છે.
- જ્યારે આપ (હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ) અબ્દુર્રહમાન બિન અબી બક્ર રદિયલ્લાહુ તઆલા અન્હુમાની, મજકૂર કબ્રસ્તાનમાં આવેલી કબ્ર પર પહોંચ્યા તો ત્યાં થોભી ગયા અને ફરમાવ્યું કે :

  "અહીં અનવારનો જાણે સાગર ઉછાળા મારે છે અને આપ (હઝરત અબ્દુર્રહમાન)થી હઝરત ખૈરુલ બશર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક સુહબતના કમાલાત રોશન અને પ્રકાશિત છે."
- તે પછી આપે (હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમે) પોતાના મુરીદો સાથે, મોડે સુધી, ઉમ્મુલ્ મુઅમિનીન હઝરત ખદીજતુલ્ કુબ્રા (રદિયલ્લાહુ તઆલા અન્હા)ના મુનવ્વર રોઝહ પર મુરાકબહ કર્યો અને ફરમાવ્યું કે :
  - ઉમ્મહાતુલ્ મુઅમિનીનમાંથી સૌથી મોટી ઉમ્મુલ્ મુઅમિનીને એટલા પ્રમાણમાં અલતાફ અને ઈનાયાત અને અતિયાત (ભેટ–સોગાદ) અર્પણ કર્યા કે અત્યાર સુધી કોઈનાથી આ પ્રકારના અલ્તાફ જાહેર નથી થયા.

- મેં મેહસૂસ કર્યું કે આ ઈફ્ફત મઆબ (શીલવાન), અત્યંત ઈહતિમામ (પ્રબંધ) અને ઈઅતિના (કાળજી) છતાં હિજાબ (પરદા)માંથી બહાર તશરીફ લાવીને ઈન્આમ અને અતા (ભેટ આપવા)માં મસરૂફ (કાર્યરત) છે.

  અને (હઝરત ઉમ્મુલ્ મુઅમિનીન હઝરત ખદીજા રદિયલ્લાહુ તઆલા અન્હાએ મને) ફરમાવ્યું કે :

  "ફલાણાં ફલાણાંને પણ આ નેઅમત આપી દેશો."

  આ પ્રમાણે બીજી પણ ઘણી વાતો ફરમાવી.

- તેમણે મને અર્પણ કરેલી આ તમામ અજીબ બાબતો અને નાદિર (અદભુત, અનુપમ) નેઅમતોમાંથી (એક આ હતી કે) :

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નિસ્બતે શરીફા પોતાની અત્યંત ઉચ્ચ ગાયત (મકસદ), રફઅત (ઉચ્ચતા) અને અસાલત (શ્રેષ્ઠતા)થી એવી રીતે મેહસૂસ કરાવી કે જાણે કમાલાતે નબવી અલા મસ્દરિહા અસ્સલાતુ વસ્સલામમાં લપેટાયેલી (વિંટરાયેલી) છે !

- (હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ) ફરમાવતા હતા કે :

"જયારે હું ફાતિહાથી ફારિગ થયો તો હઝરત ઉમ્મુલ્ મુઅમિનીન હિજાબ (પરદા)માંથી ફરી પાછા બહાર તશરીફ લાવ્યા. જાણે ફાતિહા અને રુખ્સત (વિદાય)ની ઈજાઝત હતી. તે પછી મેં એમના જાહેર થવા માટે કેટલીયે તવજ્જુહ કરી પરંતુ જાહેર ન થયા."

## યાકૂત : ૧૩

## મશાઈખના મઝારો પર હાજરી

- તે પછી (હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ) પેલા કમ્પાઉન્ડમાં ગયા જયાં :

- હઝરત ફુઝૈલ બિન અયાઝ (રદિયલ્લાહુ તઆલા અન્હુ) અને
- હઝરત સુફિયાન બિન ગીય્યનહ (રદિયલ્લાહુ તઆલા અન્હુ) અને
- બીજા ઘણાં જલીલુલ્ કદ્ર મશાઈખના મઝારો છે.

- હઝરત ફુઝૈલ રદિયલ્લાહુ તઆલા અન્હુની શાનમાં (હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમે) ઘણાં તા'રીફી કલિમાત (પ્રશંસા વચનો) ફરમાવ્યા. અને કહ્યું કે :

"ઉમ્મતે મર્હૂમાના મહાન મશાઈખમાંથી કેટલાક એવા છે જેઓ બધાંથી અનોખી અને અલગ શાન ધરાવે છે. એ જમાઅતમાં હઝરત ફુઝૈલ પણ શામિલ છે."

- તે પછી આપ (હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ) તે શખ્સની કબર પર ગયા જે હિન્દુસ્તાનમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂનો તરીકો ઈખ્તિયાર કરીને (હઝરતના બતાવેલા તરીકા પ્રમાણે) અમલ કરવા લાગ્યો હતો. પરંતુ તેની કોતાહ (ટૂંકી) અક્કલે તેને ધોકો આપ્યો અને તે બીજી જમાઅતમાં શામિલ થઈ ગયો.

(હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ) તે (શખ્સની કબર) પર થોભી ગયા અને ફરમાવ્યું કે :

"એ (શખ્સ એની કબરમાં) ભયભીત, ગમગીન અને પસ્તાવાના કારણે માથું ઝુકાવીને એવી અજીબ હાલતમાં જાહેર થયો કે શું બયાન કરવામાં આવે !

મેં તેના હાલ પર કેટલીયે તવજ્જુહ કરી, પરંતુ તેના પર એની ઘણી ઓછી અસર થઈ."

(આગળ) ફરમાવ્યું કે :

- "ગૈબનો ઈલ્મ અલ્લાહ સુબ્હાનહૂને છે.
- જે તેની (અલ્લાહની) તરફ ગયો તેણે સઆદત મેળવી. અને

• જેણે તેની સામે ઈલ્તિજા (વિનંતી, આજીઝી) કરી તે કામિયાબ થયો (મુરાદ પામ્યો.)''

## યાકૂત : ૧૪

## હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના એક મુરીદની કબર પર મુરાકબહમાં તેની ઘણી અજીબ હાલત જોઈ અને તેનું કારણ જાણ્યું

હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ) દામત્ બરકાતુહુમ કેટલાક એવા મશાઈખ (ના મઝારોની) ઝિયારતના માટે પણ તશરીફ લઈ ગયા જેમણે હઝરત ખ્વાજાથી અને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિથી મઅરિફત હાસિલ કરી હતી અને આપથી ખાસ સંબંધ ધરાવતા હતા.

(તેઓમાંથી) એકની કબર પર કેટલોક સમય પોતાના મુરીદો સાથે મુરાકબહ કર્યો.

તે પછી વાપસ પહોંચીને ફરમાવ્યું કે :

''એ શખ્સ (તેની કબરમાં) ઘણી અજીબ હાલતમાં જાહેર થયો હતો. તે એટલો બધો શરમિંદા હતો કે માથું ઉઠાવીને મારી સાથે આંખો પણ મેળવી ન શકયો.''

એનું કારણ જયારે (એને) પૂછયું તો તેણે જવાબ આપ્યો કે :

''આ સમગ્ર હાલત હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિની ઈત્તિબાઅથી રૂ ગરદાની (મોઢું ફેરવવાના) કારણે થઈ છે; કે આ હકીકતે હાલને જાણવા છતાં કે આપ પોતાના સમયના ઈમામ હતા, મેં એવું નહિ કર્યું (અર્થાત આપની ઈત્તિબાઅ ન કરી.) (તેનું આ પરિણામ છે.)''

## યૂક્ત : ૧૫

## કઅબએ હસનહની અસલ હકીકત અલ્લાહ તઆલાએ જાહેર ફરમાવી

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂના લખાણોમાં 'હકીકતે કઅ્બએ હસનહ'ની તહકીક (સંશોધન)ના સિલસિલામાં મુખ્તલિફ (વિવિધ, જુદી જુદી) રિવાયતો જોવામાં આવે છે એટલે હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ) દામત્ બરકાતુહુમ :

- એ રિવાયતોને એક બીજા સાથે મુન્તબિક (ચરિતાર્થ, બંધ બેસતી) કરવાની કોશિશ કરતા હતા. એને જમા (એકત્ર) કરવા ચાહતા હતા અને
- આલમે ગયૂબથી એની હકીકત જાહેર થાય તે માટે ઈલ્તિજા (દુઆ) કરતા રહેતા હતા.
- જે તાલિબાને યકીન આપની સાથે વાબસ્તહ (સંકળાયેલા) હતા તેઓ આ મઆરિફના પરિણામો સાંભળવા માટે ઉમ્મીદવાર અને મુન્તઝિર (ઈન્તિઝાર કરતા) હતા.

અહીં સુધી કે એક દિવસે મક્કએ મુઅઝ્ઝમામાં નિવાસ દરમિયાન આપે (હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમે) અત્યંત આનંદ અને ઉલ્લાસથી આલી મર્તબા મખ્દૂમઝાદાઓ (આપના સાહબઝાદાઓ) જેઓ ખલ્વત (એકાંત)માં આપથી ઈસ્તિફાદહ (ફેઝ હાસિલ કરતા) હતા, તેમને ફરમાવ્યું કે :

> "જયારે મેં આ બાબતમાં ગૌર (ચિંતન-મનન) કર્યું તો મેં એની ખૂબ જ અજીબો ગરીબ હકીકતનું અવલોકન કર્યું."

**ગુજરાતી અનુવાદકની નોંધ :**

તે પછી આપે આપના સાહબઝાદાઓને 'કુઅ્બએ હસનહ'ની એ હકીકતો જણાવી જે ખૂબ જ બારીક, સૂક્ષ્મ અને ગૂઢ છે જેને સમજવા માટે તસવ્વુફ અને એની ઈસ્તિલાહો (પારિભાષિક શબ્દો)નું ઊંડું જ્ઞાન હોવું જરૂરી છે. એટલે અહીં એની વિગતો લખી નથી.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં 'દાઈરએ હકીકતે કઅ્બહ' શીર્ષકથી એક અલગ પ્રકરણ લખેલું છે તે રસ ધરાવનારા વાચકોએ વાંચવા વિનંતી છે.

## યાકૂત : ૧૬

### બયતુલ્લાહ શરીફના અંદરના ભાગના અસરાર (ભેદો, રહસ્યો)નું અવલોકન

હઝરત ઉર્વતુલ્ વુસ્કા (ખ્વાજા મુહમ્મદ મા'સૂમ)ને બૈતુલ્લાહની અંદર દાખલ થવાનો સૌથી પ્રથમ મોકો આશૂરહ (દસમી મુહર્રમ)ના દિવસે મળ્યો.

ફરમાવતા હતા કે :

બૈતુલ્લાહની અંદર એવા અજીબો ગરીબ અસરાર (ભેદો) અને મતલબો અવલોકનમાં આવ્યા કે જેની અસર બૈતુલ્લાહની બહાર મેહસૂસ થતી ન હતી. જેમકે આ'લમે મજાઝ (દુનિયા)માં બાદશાહોના મહેલોની અંદર અને બહારમાં તફાવત સ્પષ્ટ હોય છે કે ખલ્વતે ખાસ (બાદશાહના ખાસ ખાનગી સ્થાન)માં અને મજલિસે મખ્સૂસ (બાદશાહની ખાસ મજલિસ) અંદરથી સંબંધ ધરાવે છે. (મહેલની) બહાર નમૂના સિવાય બીજી કોઈ ચીઝ હોતી નથી.

## યાકૂત : ૧૭

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિની દુઆ અને તવજ્જુહથી હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની બીમારી દૂર થઈ

મખ્દૂમઝાદએ આલી દર્જા (આપના પુત્ર) હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ સલ્લમહુલ્લાહુ તઆલા નકલ ફરમાવે છે કે :

મક્કા મુઅઝ્ઝમામાં રહેવાના દિવસોમાં હઝરત (વાલિદ સાહબ)ના મોટા ભાઈ કુદવતુલ્ મુહક્કિકીન વ ઝુબ્દતુલ્ આરિફીન હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ કુદ્દિસ સિર્રુહૂ એક સખ્ત બીમારીમાં સપડાયા હતા. હઝરત (ખ્વાજા મુહમ્મદ મા'સૂમે) એમની બીમારી દૂર કરવા માટે તવજ્જુહ કરી અને રડી કરગરીને ઈલ્તિજાની સાથે દુઆના માટે દસ્તે મુબારક અલ્લાહ તઆલાની સામે ઉઠાવ્યા.

ફરમાવતા હતા કે :

એ વખતે મેં જોયું કે :

- વિવિધ પ્રકારની મખ્લૂક હઝારો હાથ ઉઠાવીને મારી સાથે શામિલ થઈ અને દુઆમાં મારી ઈત્તિબાઅ કરી.
- તમામ હકાઈકે અસ્માઅ અને સિફાતે ઈલાહી જલ્લ શાનુહૂ અને એના ઉસૂલ અને ઝિલાલ પણ આ મુરાદ હાસિલ થવા માટે મારી સાથે શિર્કત કરી રહ્યા છે.
- અહીં સુધી કે હું ઝાતે બહત (અલ્લાહ તઆલા)ની તરફ રુજૂઅ થયો જે પાક અને મુકદ્દસ છે.
- અહીં સુધી કે એની કુબૂલિયતની નિશાનીઓ જાહેર થઈ અને તેઓ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ) બીમારીથી મુક્ત થઈ ગયા.

## યાકૂત : ૧૮

## કઅ્બએ હસનહનું હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ સાથે મુઆનકહ (આલિંગન) કરવું

હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ) દામત્ બરકાતુહુમ ફરમાવતા હતા કે :

એક દિવસે હું તવાફ કરતો હતો; ત્યારે કઅ્બએ હસનહએ મારી સાથે મુઆનકહ કર્યો (આલિંગન કર્યું, ગળે મળ્યા). અને અજીબ શોખની સાથે મને તીવ્રતાથી બગલગીર કરી લીધો !

## યાકૂત : ૧૯

## રુકને યમાની નજીક ફરિશ્તાઓ દેખાવા

મખ્દૂમઝાદએ ગિરામી કદર (હઝરતના પુત્ર) ખ્વાજા મુહમ્મદ સૈફુદ્દીન સલ્લમહૂ સુબ્હાનહૂએ નકલ કર્યું છે કે :

- હઝરત (ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ દામત બરકાતુહુમ) એક રાત્રે તવાફથી ફારિગ થઈને રુકને યમાની સામે, જ્યાં સરવરે અમ્બિયા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નમાઝ પઢી હતી; ત્યાં વિત્રની નમાઝમાં મશગૂલ થયા.
- ફરમાવતા હતા કે :

(ત્યાં) એવું મહેસૂસ થયું કે ફરિશ્તાઓ મોટી સંખ્યામાં રુકને યમાની નજીક હાજર છે.

એનું સમર્થન આ હદીષ શરીફથી થાય છે જેમાં આવ્યું છે કે :

"૭૦૦૦૦ (સિત્તેર હજાર) ફરિશ્તાઓ રુકને યમાનીની નજીક

હાજર રહે છે."

- અને જોયું કે :

(ફરિશ્તાઓની) એ જમાઅત પોતાની જગાએથી સ્થળાંતર કરીને મારી ફરતે ભેગી થઈ ગઈ છે અને તેમના હાથોમાં ખડિયા અને કલમ છે.

- (તે પછી) મારા મુઆમલાની હકીકતના વિષે કંઈક લખીને ચાલી ગઈ.

## યાકૂત : ૨૦

## અબ્દિયતનો ખિલ્અત અર્પણ કરવામાં આવ્યો

હઝરત ઉર્વતુલ્ વુસ્કા (ખ્વાજા મુહમ્મદ મા'સૂમ) ફરમાવતા હતા કે :

- "જુમેરાતની સવારે હું કેટલાક કમાલાત હાસિલ કરવા માટે (અલ્લાહ તઆલાથી) તઝર્રુઅ (કાકલૂદી) અને ઈલ્તિજા (વિનંતી) કરતો હતો.
- થોડા સમય પછી હું તઝર્રુઅથી થોભી ગયો.
- (મેં દિલને) કહ્યું કે,

બંદાનો પોતાનો ઈરાદો કેવો છે ? ! (અર્થાત્ અલ્લાહ જે ચાહે તે કરે.)"

- આ ખતરો (વિચાર) આવતાં જ સીનામાં કુશાદગી (વ્યાપકતા, શર્હે સદર) અને બસ્તે અઝીમ (અતિ વિશાળતા) જાહેર થયા.
- ફજરની નમાઝ બા'દ ઝિક્રના હલ્કામાં મશગૂલ હતો ત્યારે મેં જોયું કે :

એક ઉચ્ચ કક્ષાનો ખિલ્અત (પોષાક) મને આપવામાં આવ્યો.

- તે વખતે હું મુતવજ્જિહ (ધ્યાનિત) થયો કે, આ કયો ખિલ્અત છે ?

બતાવવામાં આવ્યું કે,

આ ખિલ્અતે અબ્દિયત છે.

અલ્હમ્દુ લિલ્લાહિ અલા ઝાલિક.

## યાકૂત : ૨૧

## ઈર્શાદ અને વઝારતનો મન્સબ આપવામાં આવ્યો

હઝરત ઉર્વતુલ્ વુસ્કા (હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ) એક દિવસે (હરમ શરીફના મતાફમાં) 'માલિકી મુસલ્લા' પર ઝિક્રના હલકામાં બેઠા હતા; અને ઈસ્તિગ્રાક, તવજ્જુહ અને મુરાકબહમાં મસરૂફ (મશગૂલ) હતા.

ફરાગત બા'દ ફરમાવ્યું કે :

- આજે સુકૂત (ખામોશી)ની મજલિસ દૌરાન 'ઈર્શાદનો ખિલ્અત (પોષાક) ખૂબ જ બુલંદીએ શાનની સાથે પોતાના બદન ઉપર જોયો; અને પોતાના માટે ઈર્શાદના મર્તબહ સાથે એટલી મુનાસિબત જોઈ કે એના કરતાં વધારેની કલ્પના શકય નથી.
- સમયનો અને કિયામતની નઝદીકીનો તકાઝો એના ઝુહૂર (જાહેર થવા)ની શાયાને શાન તા'બ નથી ધરાવતો.
- ઉપરાંત આ સુકૂત (ખામોશી)ની મજલિસમાં મહેસૂસ થયું કે, મને કલમ અને દવાત (ખડિયો) આપવામાં આવ્યા. એટલે વઝારતનો મન્સબ પણ આપવામાં આવ્યો.



એટલે આ'લમે મુલ્ક અને મલકૂતના દફતરોના જાહિરી અને બાતિની અહકામ હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ)ને સોંપવામાં આવ્યા અને આપ 'આલમ પનાહ' થઈ ગયા. અને ઉમૂરની તજવીઝ અને તસ્હીહ આં જનાબને સોંપવામાં આવી.

## યાકૂત : ૨૨

## ખાનએ કઅ્બહની અંદર 'અસરારે ખુફિયહ' (છુપા રહસ્યો) અને લીલા રંગનો ખાસ ખિલ્અત (પોષાક) અર્પણ થયો

હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ) જયારે બીજી વખત બૈતુલ્લાહ શરીફ (ખાનએ કઅ્બહ)ની અંદર દાખલ થયા તો ફરમાવ્યું કે :

> "બૈતુલ્લાહ શરીફમાં એટલા વિપુલ પ્રમાણમાં 'અસરારે ખુફિયહ' (છુપા રહસ્યો) જાહેર થયા કે તે કદી બહાર મેહસૂસ થતા ન હતા. અને ત્યાં મને લીલા રંગનો ખાસ ખિલ્અત (પોષાક) પણ અર્પણ થયો."

## યાકૂત : ૨૩

## કઅ્બહ શરીફની ફરતે બુઝુર્ગો રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનની અને અમ્બિયાએ કિરામ અલયહિમુસ્સલામની રૂહોને તવાફ કરતા જોઈ

હઝરત ઉર્વતુલ્ વુસ્કા (ખ્વાજા મુહમ્મદ મા'સૂમ) ફરમાવતા હતા કે :

બૈતુલ્લાહ શરીફની ફરતે રૂહોને હું હાજર અને તવાફ કરતાં જોઉં છું. અકષર (ઘણી વખતે) :

- હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂ અને
- મારા મોટાભાઈ આલિમે રબ્બાની આરિફે સુબ્હાની શૈખ મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ

એ રૂહોની સાથે તવાફ કરતાં જોવામાં આવ્યા. અને

- કેટલાક અમ્બિયા અલયહિમુસ્સલાતુ વત્તસ્લીમાતને પણ ત્યાં હાજર

અને તવાફ કરતાં જોયા.

- પરંતુ એમનો (રૂહોનો) તવાફ મુકલ્લફ (હયાત ધનવાન મુસલમાન પર ફર્ઝ થયેલી હજની અદાયગી) તરીકે નહિ પરંતુ માત્ર શોખના કારણે હતો.

હદીષે નબવી અલા મસ્દરિહા અલસ્સલાતુ વત્તસ્લીમાતમાં છે કે,

મેઅરાજની રાત્રે જયારે હઝરત સરવરે અમ્બિયા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ગુઝર હઝરત મૂસા અલયહિસ્સલામની કબર પરથી થયો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જોયું કે હઝરત મૂસા અલયહિસ્સલામ પોતાની કબરમાં નમાઝ પઢે છે. સલ્લલ્લાહુ અલા નબીય્યિના વ અલા આલિહી વ સાઈરસ્સાલિહીન.

**ગુજરાતી અનુવાદકની નોંધ :**

અર્થાત્ કબરવાસીઓ પર નમાઝ ફર્ઝ નથી એટલે તેઓ નમાઝ પઢવા માટે મુકલ્લફ નથી. કબરમાં હઝરત મૂસા અલયહિસ્સલામ પર નમાઝ ફર્ઝ ન હોવા છતાં શોખના કારણે નમાઝ પઢતા હતા.

એ જ પ્રમાણે મર્હૂમોની રૂહો હજ પઢવા માટે મુકલ્લફ નથી. તેમના પર હજ ફર્ઝ નથી છતાં તેમની રૂહો શોખના કારણે તવાફ કરતી હતી.

– અબ્દુલકાદિર ફાતીવાલા

## યાકૂત : ૨૪

## 'ફનાએ અતમ્મ', 'નફીયે મઆલિમ', 'ઈન્તિફાએ શિર્કે ખફી'ની હકીકત બતાવવામાં આવી

**ગુજરાતી અનુવાદકની નોંધ :**

આ ત્રણે અતિ ઉચ્ચ મકામો છે. એને સમજવા માટે તસવ્વુફનું

અને તેની ઈસ્તિલાહો (પારિભાષિક શબ્દો)નું ઊંડું જ્ઞાન હોવું જરૂરી છે. એટલે એનો અનુવાદ અહીં આપ્યો નથી.

## યાકૂત : ૨૫

## હીરાથી મઢેલો લીલા રંગનો ખિલ્અત (પોષાક) અર્પણ થયો

(હઝરતના) મહાન સાહબઝાદાઓથી નકલ થયેલું છે કે :

શા'બાન મહિનાના મધ્યમાં (૧૫ મી શા'બાને) હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ) બૈતુલ્લાહ શરીફની અંદર દાખલ થયા.

ત્યારે હરમે મુહતરમથી વિદાયનો સમય પણ નજીક આવી રહ્યો હતો.

(હઝરતે) ફરમાવ્યું કે :

અત્યારે અલ્તાફે અઝીમ અને ઈનાયાતે જલીલ (મહાન ભેટો) અર્પણ થયા. અને ઈન્કિશાફ થયો (દેખાયું) કે :

જવાહિર (હીરાઓ)થી મઢેલો લીલા રંગનો ખિલ્અત (પોષાક) મને આપવામાં આવ્યો. મા'લૂમ થયું કે આ ખિલ્અત મુહબ્બતનો ખિલ્અત છે.

તે પછી આપના જે સાહબઝાદાઓ આપની સાથે સફરમાં હતા તેમના હકમાં રુખ્સત અને ઈનાયતો હાસિલ થવાના માટે મુતવજ્જિહ (ધ્યાનિત) થયા. તો મેં જોયું કે :

તેમને દરેકને અલગ અલગ ખિલ્અત (પોષાક) અર્પણ થયા.

અલ્હમ્દુ લિલ્લાહિ અલા ઝાલિક.

અને ફરમાવ્યું કે :

મકામે ઈબ્રાહીમમાં તેની નજીક હઝરત ઈબ્રાહીમ અલા નબીય્યિના વ અલયહિસ્સલામનો ઝુહૂર (પ્રાગટ્ય) અજીબ અને ગરીબ હતો. અને એટલા જ માટે એ 'મકામે અસરારે ખુલ્લત'થી હંમેશા ભરપૂર મા'લૂમ થાય છે.

## યાકૂત : ૨૬

## મન્સબે ઈર્શાદના કામમાં મશગૂલ રહેવાનો હુકમ થયો

૧૧ મી રબીઉલ્ અવ્વલ, જે આં હઝરત અલયહિ વ અલા આલિહી અલ્ફ અલ્ફ સલાતુ સલામના જન્મની રાત છે, ત્યારે હઝરત ખ્વાજા દામત્ બરકાતુહુમે ફરમાવ્યું કે :

આજે મુલ્તઝિમની નજીક મેં મારા (મન્સબે) ઈર્શાદના વિષે અલ્લાહ જલ્લ જલાલુહૂના હુઝૂરમાં કાકલૂદીની સાથે ઈલ્તિજા (વિનંતી) કરી કે : એને છોડી દેવું જોઈએ કે મશગૂલ રહેવું જોઈએ ? અલ્લાહ તઆલાની શી મરઝી છે ?

તો આ જલીલુલ્ કદ્ર અમ્ર (કામ)માં મગશૂલ થવાના માટે હુકમ કરવામાં આવ્યો અને કામિલ (પરિપૂર્ણ) રઝા અને કામિલ દર્જાનો ઈહતિમામ (પ્રબંધ) એમાં જાહિર થયો. એને છોડવા માટે કોઈ પ્રકારની રઝામંદી મા'લૂમ નહિ થઈ.

## યાકૂત : ૨૭

## હરમ શરીફની અંદરના અને બહારના અનવારનો તફાવત

હઝરત ઉર્વતુલ્ વુસ્કા મક્કા મુઅઝ્ઝમાથી વાપસી બા'દ

જિદ્દહ પહોંચ્યા તો ફરમાવવા લાગ્યા કે :

જે અનવાર અને અસરાર હરમ શરીફની અંદર જાહેર થયા હતા તેના કરતાં વધારે હરમ શરીફની બહાર નઝર આવી રહ્યા છે કારણ કે સામે મૌજૂદ અનવારની ચમકના ગલ્બહથી નઝર તેના સુધી નથી પહોંચી શકતી અને ઈદરાક (સમજ) તેને સમજી નથી શકતી અને વાપસી વખતે અનવાર, ફહમ અને ઈદરાક (સમજ)માં આવે છે.

## યાકૂત : ૨૮

## ફાખિરહ (ગર્વપાત્ર) લિબાસ અને જલીલુલ્ કદ્ર ખિલ્અત (પોષાક) પહેરાવવામાં આવ્યો

હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ) સલ્લમહુલ્લાહુ સુબ્હાનહૂ વ દામત્ બરકાતુહૂ ૧૮, રજબુલ્ મુરજ્જબ, શનિવારના દિવસે, મદીનહ મુનવ્વરહથી વાપસી વખતે મક્કએ મુકર્રમામાં, માલિકી મુસલ્લા પર પોતાના મુરીદોની સાથે ઝિક્રના હલ્કામાં અને મુરાકબહ તથા ખામોશીમાં બેઠા હતા ત્યારે ફરમાવવા લાગ્યા કે :

આ મજલિસમાં એક પ્રકારની 'ગયૂબત' (ઈસ્તિગરાક, આત્મ નિમગ્નતા) અને 'રુબૂદગી' (ગુનૂદગી)ની હાલત હતી કે એમાં કોઈએ મને અલ્લાહની મહાન ઈનાયતો અને અતાઓ (ભેટો)ના ઉતરવાથી આગાહ કર્યો.

મેં જોયું કે :

એવો ફાખિરહ (ફખ્રના લાયક) લિબાસ, જલીલુલ્ કદ્ર ખિલ્અત (પોષાક) કે જેના અનવારની ચમકની વિપુલતાના કારણે કોઈ સૂરતની સાથે મિષાલ નથી આપી શકાતી, બલ્કે નૂરે સર્ફ નઝર આવે છે; તે મને પહેરાવવામાં આવ્યો.

તે પછી એ જગાથી ઉઠીને મસ્જિદની બહાર ચાલ્યો ગયો અને મજકૂર ખિલ્અત (પોષાક)ને પોતાના (બદન) પર જોતો હતો.

તેના પછી ફરી પાછી ગયબત (ઈસ્તિગરાકની કૈફિયત) હાસિલ થઈ.

એ સમયે અવાજ આવ્યો કે :

હઝરત હક સુબ્હાનહૂ વ તઆલા એ જ લિબાસ કે જે એના નામુનાસિબ છે પહેરે છે જેમકે હદીષ શરીફમાં આવ્યું છે કે :

"કિબ્રિયાઈ અને અઝમત મારી બે ચાદરો છે."

(અર્થાત્ બે સિફતો છે.)

જાણી લેવું જોઈએ કે આ પ્રકારના મુઆમલાતનો અસરાર (ભેદો, રહસ્યો)માં સમાવેશ છે અને જાહેરી અર્થ બયાન કરતી વખતે એનો ભાવાર્થ બદલાઈ જાય છે.



## ત્રીજું પ્રકરણ

### યાકૂત : ૨૯

### મદીનહ મુનવ્વરહના મુકદ્દસ મકામોમાં નવાઝિશના બનાવો

હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ) દામત્ બરકાતુહુમ (મક્કા મુઅઝ્ઝમા)થી મદીનહ મુનવ્વરહ જતી વખતે આખા રસ્તે મુકદસ મકામો વિષે પૂછપરછ અને તપાસ કરતા રહેતા હતા. ભલે તે પ્રાચીન અવશેષો હોય કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મસ્જિદો હોય; શકય હોય ત્યાં સુધી પોતે ત્યાં પહોંચતા હતા.

એ જ પ્રમાણે સહાબએ કિરામ રિદવાનુલ્લાહિ તઆલા અલયહિમ અજમઈનના મઝારોની ઝિયારતના માટે પણ કોશિશ કરતા હતા. પરંતુ રબ જે ચાહે તે જ થાય છે.

## હઝરત ઉબૈદુલ્લાહ બિન હારિષ રદિયલ્લાહુ તઆલા અન્હુના મઝારની ઝિયારત

જયારે વાદીએ બદ્રથી સફરહ જવા માટે રવાના થયા તો રસ્તામાં આપ હઝરત ઉબૈદહ બિન હારિષ રદિયલ્લાહુ તઆલા અન્હુ, કે જેઓ ગઝવએ બદ્રમાં શહીદ થયા હતા અને સફરહમાં દફન થયા હતા, તેમના મઝારની ઝિયારત માટે ગયા.

આપે કેટલોક સમય પોતાના સાથીઓ સાથે ત્યાં મુરાકબહ કર્યો. તે પછી આપ કાફલામાં પાછા આવી ગયા.

આપે ફરમાવ્યું કે :

- મેં એમની કબર પર તવજ્જુહ કરી. તેમાં (કબરમાં) દેખાયા નહિ. પરંતુ એક પલમાં જ સંપૂર્ણ શાન અને મર્તબહથી જાહેર થયા. અને મારી તરફ આવ્યા. અને ખૂબ જ આનંદિત ચહેરે મુલાકાત કરી.
- થોડો સમય અમારી સાથે થોભીને પાછા ચાલ્યા ગયા. જાણે અલ્લાહના હુકમના પાલનમાં મસરૂફ હતા.
- મહેમાન નવાઝીના માટે (ત્યાંથી થોડા સમય માટે) અમારી પાસે આવ્યા અને પછી એ જ કામના માટે ચાલ્યા ગયા.

## મદીનહ મુનવ્વરહમાં ઈનામો અને ભેટો અર્પણ થઈ

જેમ જેમ મદીનહ મુનવ્વરહ નઝદીક આવી રહ્યું હતું 'કષરતે શૌક' (આરઝૂ અને આકાંક્ષાની વિપુલતા) અને અનવારના કિરણો જાહેર થવાની તીવ્રતાની લગભગ (આખી રાત) જાગતા રહ્યા. વહેલી

સવારે મદીનએ રસૂલ અલયહિ વ અલા આલિહી અલ્ફ અલ્ફ સલાતુ વસ્સલામમાં પહોંચ્યા. રોઝએ મુનવ્વરહ અને મસ્જિદ શરીફની ઝિયારતના આદાબ બજાવી લાવ્યા.

રોઝએ મુઅત્તરહ શરીફહથી આપ પર ખૂબ જ મહેરબાની અને ઈનાયતો થયા. ગૈર હાજરીનું કારણ પૂછયું અને ઈનામો તથા ભેટ સોગાદ જાહેર થયા.

## મદીનહ મુનવ્વરહના કેટલાક લોકોને બયઅત કર્યા

ત્રણ ચાર દિવસ પછી મદીનહ મુનવ્વરહના કેટલાક લોકોએ આપથી બયઅત થવાની ખ્વાહિશ જાહેર કરી. આપે સંપૂર્ણ અદબથી આ જલીલુલ્ કદ્ર કામ બાબતમાં હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ઈજાઝત માંગી. અને મુવાજહ કરીમા પર આ બાબતમાં મુરાકબહ કર્યો. તો આ મહાન કામના માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સંપૂર્ણ રઝામંદી અને અત્યંત ઈહતિમામ (પ્રબંધ) જાહેર થયા.

## ખૂબ આલીશાન ખિલ્અત (પોષાક) અર્પણ થયો

જેવી રીતે કઅ્બએ હસનહમાં થયું હતું, ખૂબ જ આલીશાન ખિલ્અતે ઈર્શાદ (ઈર્શાદનો પોષાક) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બારગાહે મુકદ્દસથી ઈનાયત થયો.

## હઝરાતે શૈખૈનના અનવાર અને ઈનાયતો જાહેર થયા

એ જ પ્રમાણે હઝરાતે શૈખૈન (હઝરત સય્યિદના અબૂબક્ર સિદ્દીક અને સય્યિદના ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુમાની ઈનાયતોના અનવાર અને સરવરે અમ્બિયા અલયહિ વ અલયહિમુસ્સલાતુ વલ બરકાતના કમાલાતથી મુઝય્યન (સુશોભિત) થઈને જાહેર થયા.

<u>મુકદ્દસ મકામો પર અનવાર અને અસરાર જાહેર થયા</u>

અને અકષર (બહુધા) મુકદ્દસ મકામો ખુસૂસન્ (ખાસ કરીને) :

- મસ્જિદે નબવી અલા સાહિબિહી અલસ્સલાતુ વત્તહિય્યહ,
- મુવાજહ શરીફ (મઝારે મુબારક), અને
- હઝરત આઈશા સિદ્દીકા રદિયલ્લાહુ તઆલા અન્હાની જાએ સુકૂનત (નિવાસસ્થાન) પર અનવાર ઉતરતા દેખાતા હોવાનું બયાન ફરમાવતા રહેતા હતા. અને
- હઝરત ઈમામે અજલ મુજદ્દિદે અલ્ફેસાની કુદ્દિસ સિર્રુહૂના કમાલાત અને આપનો મર્તબો, મજકૂર મુકદ્દસ મકામોમાં મા'લૂમ થઈ ગયો.

<u>જન્નતુલ્ બકીઅ (કબ્રસ્તાન)ના મઝારો પર</u>

તે પછી આપ જન્નતુલ્ બકીઅ શરીફ (કબ્રસ્તાન)ના મઝારોની તરફ તશરીફ લઈ ગયા. ત્યાં :

- ☐ હઝરત અમીરુલ્ મુઅમિનીન ઉષ્માન રદિયલ્લાહુ તઆલા અન્હુએ ઈનાયતો અને અલ્તાફ (નવાઝિશો) ફરમાવી.
- ☐ અહલે બયત અને ઉમ્મહાતે મુઅમિનાતે મહેરબાનીઓ ફરમાવી.
- ☐ એ જ પ્રમાણે હઝરત (આઈશા) સિદ્દીકા હબીબા રદિયલ્લાહુ તઆલા અન્હાએ બેહદ અને બેશુમાર કમાલાત જાહેર ફરમાવ્યા.

ઉર્વતુલ્ વુસ્કા હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા :

> "જો કે હઝરત (આઈશા) સિદ્દીકા રદિયલ્લાહુ તઆલા અન્હા બકીઅમાં દફન થયેલા છે પરંતુ આ લિહાઝથી હુજરા શરીફા આપનું ઘર છે, એટલે મોટા ભાગના સમયે ઉમ્મુલ્ મુઅમિનીનને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુજરા

શરીફામાં જોયા છે અને મસ્જિદ શરીફને પણ તેમના અનવારથી ભરપૂર જોયા છે."

વળી આપ રહમતુલ્લાહિ અલયહિ આગળ ફરમાવતા હતા કે :

"મેં મારા બારામાં હઝરત આઈશા સિદ્દીકા રદિયલ્લાહુ તઆલા અન્હાની એટલા પ્રમાણમાં નવાઝિશો મેહસૂસ કરી, અને મારા હાલ પર એ ઈનાયતોનો એટલો ઈહતિમામ (પ્રબંધ) ફરમાવ્યો કે શું બયાન કરવામાં આવે ? "

હઝરત (આઈશા) સિદ્દીકા રદિયલ્લાહુ તઆલા અન્હાએ હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ) પર જે મદદો અને સહાયો ફરમાવી તેમાંથી એક આ પણ છે કે :

હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ)એ હઝરાતે શૈખૈન (હઝરત સય્યિદિના અબૂબક્ર સિદ્દીક અને હઝરત સય્યિદિના ઉમર ફારૂક) રદિયલ્લાહુ તઆલા અન્હુમાના વસીલાથી હઝરત ખૈરુલ્ બરિયહ (મખ્લૂકમાં સર્વોત્તમ) અલયહિમુસ્સલાતુ વસ્સલામ વત્તહિય્યહના હુઝૂર (સમક્ષ) સિફારિશની દરખ્વાસ્ત કરી.

આ સિફારિશની તત્કાલ અસર જાહેર ન થઈ. એમાં પણ કંઈક રાઝ (રહસ્ય, ભેદ) હશે !

- તે પછી એ તવસ્સુલ (વસીલા)ને ખૂદ હઝરત (આઈશા) સિદ્દીકા હબીબા રદિયલ્લાહુ તઆલા અન્હાએ તત્કાલ પોતાના હસ્તક લઈ લીધો.
- અને (તે પછી) તત્કાલ આ ઈલ્તિમાસ (સિફારિશ) લઈને ઉમ્મુલ્ મુઅમિનીન (હઝરત આઈશા) રદિયલ્લાહુ અન્હા ખૂદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર ખિદમતમાં પહોંચી ગયા.
- મુહબ્બત અને ઉલ્ફતના તકાઝાની અસર જાહેર થઈ. અને હઝરત

આઈશહ સિદ્દીકહ રદિયલ્લાહુ તઆલા અન્હાએ હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ)ની ઈલ્તિમાસ (ગુઝારિશ) જનાબે મુકદ્દસ નબવી અલયહિ વ અલા આલિહિસ્સલાતુ વલ્ બરકાતના હુઝૂર (સમક્ષ) અર્ઝ કરી દીધી. અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ જે કંઈ હાસિલ કરવા ચાહતા હતા તે દરબારે મુઅલ્લાથી હાસિલ કરાવી આપ્યું

**હઝરત ફાતિમા (રદિયલ્લાહુ તઆલા અન્હા)ના કમાલાત જાહેર થયા**

- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાહિબઝાદી હઝરત ફાતિમા ઝહ્રા રદિયલ્લાહુ તઆલા અન્હાના કમાલાત પણ એમની જન્મની રાતે જાહેર થયા.
- એ રાતે હુજરએ શરીફહમાં અહલે બયતના અઝીમ ઈજતિમાઅનું અને બેપાયાન (અસીમ, અથાહ) સુરૂર (આનંદ)નું અવલોકન કર્યું.

**યાકૂત : 30**

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુજરએ મકસૂરહ મુનવ્વરહમાં મોટી સંખ્યામાં મુરીદો સાથે દાખલ થવાની સઆદત હાસિલ થઈ

- અલ્લાહ તઆલાની આ તમામ ઈનાયતોમાંથી એક આ પણ છે કે હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ)ને પોતાના મોટી સંખ્યામાં મુરીદો સાથે નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુજરએ મકસૂરહ મુનવ્વરહની અંદર દાખલ થવાની સઆદત હાસિલ થઈ.
- જયારે આપ આ આલીશાન મકામની અંદર દાખલ થયા તો આપ

પર અને આપના સાથીઓ (મુરીદો) પર અજીબ રિક્કત (રુદન) અને ખૂબ જ ફિરોતની (ખાકસારી) તારી થઈ.

- મોડે સુધી મુરાકબહની હાલતમાં ઊભા રહ્યા. અને શિર તથા ચહેરાને ખાસ પરદા અને હિજાબની અંદર જ રાખીને ખૂબ જ આજિઝીથી આ ખાકે પાકને પેશાની પર લગાવી અને એને પોતાની ઈઝ્ઝત અને પોતાની સર્વોચ્ચ મેઅરાજ (સોપાન) ખ્યાલ કરી.
- તે પછી આ 'મકામે આલી'થી બહાર આવી ગયા.
- તે પછી હઝરત ફાતિમા ઝહ્‌રા રદિયલ્લાહુ તઆલા અન્હાનો રોઝહ જે હુજરએ શરીફા સાથે સંલગ્ન છે ત્યાં કેટલોક સમય ઊભા રહ્યા.

ફરમાવતા હતા કે :

"જયારે હું આ મકામ પર પહોંચ્યો તો મેહસૂસ કર્યું કે હઝરત રિસાલત ખાતમિયત અલયહિ વ અલા આલિહી અલ્ફ અલ્ફ સલાતુ વસ્સલામે ખૂબ જ શાનો શૌકતવાળો ખિલ્અત (પોષાક) જેના પર સોના અને ચાંદીનું કામ કરેલું હતું અને જવાહરાત (હીરાઓ) અને યાકૂતો (લીલાં રંગના હીરા જેને પન્ના કહે છે) તેનાથી આભૂષિત હતો, તે (મને) અર્પણ કર્યો."

અને ફરમાવતા હતા કે :

"જો કે હું રોઝએ મુનવ્વરહથી દૂર, દૂર જઈ રહ્યો હતો પરંતુ એ ખિલ્અતની રોશની અને અનવાર વધારે થતાં જતાં હતાં ! જાણે હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કુર્બ (નઝદીકી)ના વખતે એ અનવારે કરીમા મસ્તૂર (ગુપ્ત) અને મગલૂબ (મંદ, ઝાંખા) હતા."

(જેવી રીતે સૂરજની રોશનીમાં ચાંદ અને તારા ઝાંખા થઈ જાય છે.)

## યાકૂત : ૩૧

## આપના સમયમાં આપનો મકામ સર્વોચ્ચ હોવાનું જાહેર થયું

મદીનહ મુનવ્વરહમાં રહેવાના સમયમાં એક દિવસે હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ રહ.)ના મુરીદોમાંથી એક મુરીદે આપની ખિદમતમાં તે સમયના કોઈ બુઝુર્ગના અહેવાલ અને મકામો બયાન કર્યા.

ગયરત (ખુદારી, આત્મસમ્માન)ના તકાઝાના કારણે આપના મુબારક દિલમાં વસવસો ગુઝર્યો હશે એટલે નિસ્બતોનો અંદાઝો લગાવવા માટે તવજ્જુહ કરી.

- આપની નિસ્બતે શરીફા જલ્વહગર (જાહેર) થઈ અને આખું આલમ એના અનવારથી ભરાઈ ગયું.
- ખાસ કુર્બ (નઝદીકી) અને મખ્સૂસ મર્તબો કે જે હઝરત ઉર્વતુલ્ વુસ્કા (હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ)ને બારગાહે મુકદ્દસ વ મુઅલ્લા ઈઝ્ઝ શાનુહૂમાં છે, અને આપ એની સાથે મુમતાઝ છે તે જાહેર થયા.
- અને મહેસૂસ થયું કે હઝરત ઉર્વતુલ્ વુસ્કા (ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ) આલમ (કાઈનાત)ના મર્કઝ (કેન્દ્ર) અને ઈમામે વકત છે અને આલમ (દુનિયા)ના તમામ લોકો આપ હઝરતની ફરતે સફો બાંધીને આપ હઝરતથી ફુયૂઝનો ઈન્તિઝાર કરે છે.

આ સમયે ઈલ્કા (અંતઃપ્રેરણા) થઈ કે આવી આલી નેઅમતવાળાને (એવા મોકા પર) કોઈ પર ગયરત કરવાનો હક છે.

## યાકૂત : ૩૨

## હઝરત ઈમામ શાફિઈ રહમતુલ્લાહિ અલયહિએ આપની મુલાકાત કરી

એક દિવસે હઝરત ઉર્વતુલ્ વુસ્કા (ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુ)એ ઈશાની નમાઝ શાફિઈ જમાઅતની સાથે અદા કરી.

ફરમાવતા હતા કે :

ઈમામે અજલ મુહ્યિસ્સુન્નહ હઝરત મુહમ્મદ બિન ઈદ્રીસ શાફિઈ રહિમહુલ્લાહુ તશરીફ લાવ્યા અને ખૂબ જ હંસતા મુખે અને આનંદથી મારી સાથે મુલાકાત કરી. જાણે આ મુવાફિકતના કારણે (પોતાની) પ્રસન્નતા (હઝરત ઈમામ શાફિઈ રહિમહુલ્લાહુએ) જાહેર ફરમાવી.

## યાકૂત : 33

## મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં એ'તિકાફ વખતના બનાવો

☐ તે મહાન ઈનાયતો જેનાથી આપને (ઉર્વતુલ્ વુસ્કા હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિને) ત્યાં (મદીનહ મુનવ્વરહમાં) મુમતાઝ કરવામાં આવ્યા, એક આ પણ હતી કે આપને આપના તમામ અહબાબ સહિત મસ્જિદે નબવી અલા સાહિબિહી અસ્સલાતુ વસ્સલામમાં બે દિવસ અને અને રાત એ'તિકાફ કરવાની ઈજાઝત મળી ગઈ.

☐ જયારે ઈશાની નમાઝથી ફારિગ થયા અને ત્યાંના મા'મૂલ પ્રમાણે લોકો મસ્જિદમાંથી બહાર ચાલ્યા ગયા ત્યારે આપને ત્યાં ખલવતે ખાસ (ખાસ એકાંત) પ્રાપ્ત થઈ.

☐ હઝરત ખ્વાજા મુવાજહ શરીફહ પર હાજર થયા અને મોડે સુધી ત્યાં મુરાકબહ કર્યો.

☐ એ જ પ્રમાણે રાતના છેલ્લા હિસ્સામાં તહજ્જુદના સમયે પણ (ત્યાં) હાજર થયા અને મુરાકબહમાં બેઠા.

☐ ફરમાવતા હતા કે :

હઝરત રિસાલતે ખાતમિયત (અંતિમ નબી) અલયહિ વ અલા આલિહી અસ્સલાતુ વત્તસ્લીમાત કમાલે બંદા નવાઝી અને નિહાયત કરમની સાથે 'હુજરએ ખાસ' અને 'હિજાબે મખ્સૂસ'માંથી બહાર તશરીફ લાવ્યા અને મારા પર નુઝૂલ ફરમાવ્યો અને આં જનાબે મુઅલ્લા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો એટલા પ્રમાણમાં શર્ફ હાસિલ થયો કે એ રીતે બીજી કોઈ ચીઝનો ઝુહૂર થયો ન હતો.

☐ એ જ પ્રમાણે તહજ્જુદના સમયે મહેસૂસ થયું કે આં હઝરત અલયહિ વ અલા આલિહી અલ્ફ અલ્ફ સલાતો સલામ મકસૂરહ મુનવ્વરહમાંથી બહાર તશરીફ લાવ્યા અને નિહાયત ઈનાયત અને શફકતથી આ કમતરીનને બગલમાં લઈ લીધો અને આ ફકીરને આં હઝરત અલયહિસ્સલાતુ વત્તહિય્યહની હકીકતની સાથે ઈલ્હાક (સંયોજન) પ્રાપ્ત થયો. વલહમ્દુ લિલ્લાહિ અલા ઝાલિક.

## યાકૂત : ૩૪

## હઝરત અમીરુલ્ મુઅમિનીન ઉષ્માન રદિયલ્લાહુ તઆલા અન્હુના મઝારે મુબારક પર

જમાદિલ્ અવ્વલની શરૂઆતમાં જયારે હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ) જન્નતુલ્ બકીઅની ઝિયારતના માટે તશરીફ લઈ ગયા તો હઝરત અમીરુલ્ મુઅમિનીન ઉષ્માન રદિયલ્લાહુ તઆલા અન્હુની નિસ્બતે આલિયહ અને કમાલે શાન નિહાયત લતાફતની સાથે જલ્વહગર થઈ. તેમના તરફથી પુષ્કળ

ઈનાયતો અને ખૂબ વધારે અલતાફ અને કમાલાતનો ઈહતિમામ (પ્રબંધ) હઝરત ખ્વાજા પર જાહેર થયો.

**હઝરત અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુની ઈનાયતો**

અને એ જ પ્રમાણે હઝરત અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુના અલતાફ જલ્વહગર થયા, જેને મેહસૂસ પણ કરી શકાતા હતા.

**હઝરત ફાતિમા ઝહરા રદિયલ્લાહુ તઆલા અન્હા તરફથી લુત્ફો કરમ**

જયારે હઝરત ફાતિમા ઝહ્‌રા રદિયલ્લાહુ તઆલા અન્હાના મઝારે મુબારક પર પહોંચ્યા તો એ સય્યિદહ મુતહહરહની નિસ્બતના મોજાઓનો જોશ અને ખરોશ મા'લૂમ થયો. અને આપ (રદિયલ્લાહુ તઆલા અન્હા)થી બેશુમાર લુત્ફ અને કરમ જાહેર થયા. અને એવું મહેસૂસ થયું કે સય્યિદહ મુતહહરહ રદિયલ્લાહુ તઆલા અન્હા તેમને પોતાની તરફ ખેંચી રહ્યા છે, જાણે ફરમાવી રહ્યા છે કે :

"તૂ અમારી મિલ્કિયતમાંથી છે અને અમારો મહેમાન છે."

**હઝરત સિદ્દીકહ હબીબહ રદિયલ્લાહુ તઆલા અન્હાની નિસ્બત જાહેર થઈ**

હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :

- આ મુઆમલાથી પહેલાં હું પોતાને સિદ્દીકહ હબીબહ (હઝરત આઈશહ) રદિયલ્લાહુ તઆલા અન્હાની પુષ્કળ ઈનાયતોના કારણે તેમના તરફ વધારે ખેંચાણ અનુભવતો હતો.
- જયારે બકીઅ શરીફ (કબ્રસ્તાન)થી પાછા આવીને મસ્જિદે નબવી અલા સાહિબિહા અસ્સલાતુ વસ્સલામમાં પહોંચ્યો અને હઝરત

ફાતિમા ઝહ્રા (રદિયલ્લાહુ તઆલા અન્હા)ની નિસ્બતમાં ડૂબી ગયો તો હઝરત સિદ્દીકહ હબીબહ (રદિયલ્લાહુ તઆલા અન્હા)ની નિસ્બતે આલિયહ જાહેર થઈ અને એ પહેલાંની હાલતમાં ફનાઈયત છતાં સિદ્દીકહ હબીબહ (રદિયલ્લાહુ તઆલા અન્હા)ની નિસ્બતમાં પણ અમુક ગણો ઈસ્તિગ્રાક પૈદા થઈ ગયો.

- તે પછી એ જ મકામમાં આ બન્ને મુહતરમહ ખાતૂનો ખૂદ પોતે જાહેર થઈ બન્નેએ મને પોતાની તરફ ખેંચી લીધો.
- હઝરત ફાતિમા ઝહ્રા (રદિયલ્લાહુ અન્હા) જમણા ખભા પર જાહેર થયા અને હઝરત સિદ્દીકહ રદિયલ્લાહુ અન્હા ડાબા ખભા પર (જાહેર થયા.) અને મગરિબના સમયથી ઈશાની નમાઝ સુધી (પોતાની તરફ ખેંચવાનો) આ મામલો તેમનામાં પેશ આવતો રહ્યો.

તે પછી મસ્જિદ શરીફમાં એવું મા'લૂમ થયું કે :

- હઝરત ઝહ્રા બતૂલ (ફાતિમા રદિયલ્લાહુ તઆલા અન્હા)ની નિસ્બત ગાલિબ આવી ગઈ અને આ (બન્ને મુહતરમ ખાતૂન)ની નિસ્બત શરીફ રિસાલત પનાહ ખાતમે નુબુવ્વત અલયહિસ્સલાતુ વસ્સલામ સુધી પહોંચી ગઈ.
- એ જ મામલો ત્યાં પણ જાહેર થયો કે બન્ને (ની નિસ્બત) મને પોતાની તરફ ખેંચી રહી છે.
- આં હઝરત અલયહિસ્સલાતુ વસ્સલામ વત્તહિય્યહની બારગાહ શરીફમાં સિદ્દીકહ (રદિયલ્લાહુ તઆલા અન્હા)ની નિસ્બતે પણ કુવ્વત અને ગલબો પૈદા કરી લીધો. જાણે બન્ને નિસ્બતો બરાબર (સરખી) થઈ ગઈ.

ઈશા બા'દ જયારે હઝરતે આલી (ઉર્વતુલ્ વુસ્કા હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ) કિયામગાહ (ઉતારા) પર આવ્યા તો બુઝુર્ગ મખ્દૂમઝાદાઓ (સાહબઝાદાઓ)થી ફરમાવ્યું કે :

● હજુ સુધી એ જ મામલો દરપેશ (ચાલુ) છે અને આ મિસ્કીન, કમજોરના હાલ પર આ પ્રકારની બે આલીશાન હસ્તીઓની ઈનાયતોની વિપુલતાથી હું એક એવો આનંદ અને પ્રસન્નતા અનુભવું છું કે એનાથી ઉપર હરગિઝ મંઝૂર નથી.

## યાકૂત : ૩૫

### મુવાજહે કરીમમાં ત્રણ ખિલ્અત અર્પણ થયા

હઝરત (ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ) જમાદિલ્ ઊલાની ૧૩ (તેર) તારીખે જુમ્અહની નમાઝથી ફારિગ થવા બા'દ આં હઝરત અલયહિસ્સલાતુ વત્તહિય્યહને સલામ માટે રોઝએ કરીમહની સામે ઊભા રહ્યા.

ફરમાવ્યું કે :

● જ્યારે હું સલાતો સલામ પેશ કરવાથી ફારિગ થયો તો એક ખિલ્અત (સન્માન માટેનો પોશાક) અર્પણ થયો. અને એવું મા'લૂમ થયું કે આ ખિલ્અત હઝરત સિદ્દીકે અકબર (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ની ઈનાયતથી છે.

● તે પછી મેં એ જ મજલિસ અને મકામમાં બીજો ખિલ્અત પોતાના ઉપર જોયો. મને મા'લૂમ થયું કે એ ખિલ્અત હઝરત (ઉમર) ફારૂકે આઝમના અલતાફથી છે.

● આ બંને ખિલ્અતોના રંગો અલગ છે.

પહેલો સુર્ખ (રાતા) રંગનો છે. અને

બીજો ઝર્દ (પીળા) રંગનો છે.

● વાપસી વખતે આ મકામે આ'લીથી ત્રીજો ખિલ્અત સબ્ઝ (લીલાં) રંગનો મારા પર નાઝિલ ફરમાવીને ઈલ્કા (અંત : પ્રેરણા) કરવામાં

આવી કે :

આ ખયરુલ્ ખલાઈક અલયહિ વ અલા આલિહી અલ્ફ અલ્ફ સલામોતહિય્યહના તરફથી અર્પણ થયો છે.

## યાકૂત : ૩૬

### આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું વુજૂદ તમામ ફૈઝ માટે મરકઝ (કેન્દ્ર) છે

આં હઝરત સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ અલા આલિહી વ સલ્લમની અઝમત, સરવરી અને ઈસ્તિગ્નાએ મહબૂબી અને સાર્વજનિક રહમત વિષે હઝરત ખ્વાજા (મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવતા હતા કે :

એવું મહેસૂસ થાય છે કે આં હઝરત અલયહિ વ અલા આલિહી અસ્સલાતુ વત્તસ્લીમાતનું વુજૂદ શરીફ (પવિત્ર અસ્તિત્વ) :

- દવ્રએ અર્શથી લઈને મરકઝે ફર્શ (જમીન, પૃથ્વી, ધરતી) સુધી તમામ આલમોના લોકો માટે મરકઝ (કેન્દ્ર) છે અને તમામ મખ્લૂકાત : ફરિશ્તાઓ, હૂરો, ઈન્સાનો, જિન્નાત અને અલ્લાહ જલ્લ શાનુહૂના તમામ લશ્કર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મોહતાજ છે અને અહીંથી જ ફૈઝ મેળવે છે.
- જો કે ફૈઝ આપનારી હકીકી ઝાત વહાબે મુત્લક અલ્લાહ તઆલા જલ્લ શાનુહૂ છે પરંતુ તમામ પ્રકારના ફૈઝ કોઈને પણ જે પહોંચે છે તે આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના જ પવિત્ર વસીલાથી પહોંચે છે.
- મુલ્ક અને મલકૂતના તમામ અહમ (મહત્ત્વના) કામો આપના જ ઈન્તિઝામ (પ્રબંધ)થી અંજામ પામે છે.

અને આ મુશાહદહ (અવલોકન) થાય છે કે :

- હઝરત નબીએ અકરમ અલા સાકિનિહા અસ્સલાતુ વસ્સલામ વત્તહિય્યહના પવિત્ર રોઝહથી રાત–દિવસ તમામ મખ્લૂકાત પર સતત અને નિરંતર ઈન્આમો જારી છે જેવી રીતે મશકીઝાઓ (પાણીની મશકો)ના મોઢાં ખોલી દેવામાં આવે છે.
- અલ્લાહ તઆલા ફરમાવે છે :

**'વ મા અરસલ્‌ના–ક ઈલ્લા રહમતલ્ લિલ્ આલમીન'**

[અને અમે આપને તમામ જહાનોના માટે
રહમત બનાવીને મોકલ્યા છે.]

- ફરમાવતા હતા કે :

આ સાર્વજનિક રહમત અને સર્વવ્યાપી શફકત છતાં મહબૂબિયતના ઈસ્તિગ્ના અને અઝમત કે જે આપના ખાસ મકામના માટે લાઝિમ છે, તે નિહાયત કામિલ અને મુકમ્મલ (પરિપૂર્ણ) રીતે સાબિત છે.

એટલા જ માટે અર્ઝ કરવાની જરૂરત પડે છે અને આ બારગાહમાં વસીલા વગર કોઈ કામ જાહેર થવું મુશ્કિલ છે.

## યાકૂત : ૩૭

## શયખે કામિલ પોતાના કમાલાતને મુરીદમાં મુન્તકિલ કરી શકે છે

૨૧, જમાદિલ્ અવ્વલ, શનિવારની રાતે ઈશાની નમાઝથી ફારિગ થઈને આલી મકામ સાહબઝાદાઓ (અલ્લાહ એમની ઉમ્ર લાંબી કરે) ખલ્વત (એકાંતમાં) હઝરત ખ્વાજા સલ્લમહૂ સુબ્હાનહૂથી ફૈઝ હાસિલ કરવામાં મશગૂલ હતા ત્યારે;

હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે :

"ગઈ રાત જુમ્અહની રાત હતી, તેમાં જાણે અસરાર (ભેદો, રહસ્યો)ના અને અનવારના સાગરમાં મોજાઓ જોશ મારતા હતા.

આજે મારા પર જે અસરાર જાહેર કરવામાં આવ્યા તે એવા છે કે :

- હું એને ઈશારાથી પણ બયાન નથી કરી શકતો અને જો એમાંથી કંઈક જાહેર થઈ જાય તો હલકમાં લુકમો અટકી જાય અને ગળા કપાઈ જાય.
- હાઁ, જો એમાંથી કંઈક ઈશારો કરી શકાય તેવો છે તો તે શય્ખે કામિલ અને મુસ્તઈદ મુરીદના વચ્ચે ફૈઝની આપ–લે નો વ્યવહાર છે.
- અર્થાત્ જયારે શય્ખે કામિલ ચાહે કે પોતાના કમાલાતને પોતાના મુરીદે સાદિકમાં મુન્તકિલ (સ્થળાંતરિત) કરી દે તો એવું કરવું શકય છે અને તે કમાલાત મુરીદમાં જાહેર થઈ જશે અને એ દૌરાન મુરીદ પર મુરશિદનો મુકમ્મલ (પરિપૂર્ણ) "રંગ" ચઢી જશે. અને તે શય્ખના દકાઈક અને હકાઈકની સિફતોથી સંપન્ન થઈ જશે."

ફરમાવતા હતા કે :

"હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની કુદિસ સિર્રુહૂએ આ મામલામાં હઝરત ખૈરુલ્ બરિય્યહ અલયહિસ્સલાતુ વસ્સલામથી પોતાની નિસ્બતને સાબિત કરી હતી.

અત્યારે આ ફકીર (મારી) સાથે પણ એ જ અઝીમ મામલો બન્યો કે જનાબે આલીની નિસ્બતને પોતાનામાં મેહસૂસ કરી. અને મામલો અહીં સુધી પહોંચ્યો કે :

ન મને મારી પોતાની આંખોથી કંઈ દેખાતું હતું કે<br>
ન મને પોતાના કાનોથી કંઈ સંભળાતું હતું !"

ફરમાવતા હતા કે :

"એ વખતે નઅતના અશઆર અને પ્રશંસાના કસીદાઓ જે કદીમ (જૂના) તરીકા પર પઢવામાં આવતા હતા, તે સર્વને હું પોતાની તરફ મનસૂબ કરતો હતો."

આ અરસામાં મખ્દૂમઝાદા આલી દરજા ખ્વાજા મુહમ્મદ નક્શબંદ સલ્લમહુલ્લાહુ સુબ્હાનહૂએ હઝરત ખ્વાજાની ખિદમતમાં અર્ઝ કરી કે :

"શું આ મામલો સૂફીઓમાં 'ફના' અને 'બકા'થી જાણિતો છે તે જ છે કે એનાથી ઉચ્ચતર છે ?"

ફરમાવ્યું કે :

"આ મામલો 'ફના અને બકા' સિવાયનો છે. અને તે એવી ખુસૂસિયતોથી મુમ્તાઝ (અનોખો) છે કે એવી ખુસૂસિયતો ફના અને બકામાં દેખાતી નથી."

## યાકૂત : ૩૮

## રોઝએ અકદસના કુબ્બહની ઉપર રૂહો અને આસમાની મખ્લૂકાતનું અવલોકન

હઝરત ખ્વાજા દામત્ બરકાતુહુમ ફરમાવતા હતા કે :

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુકદસ રોઝહ પર અકસર (બહુધા) રૂહો અને આસમાની મખ્લૂકાત અને હઝરત હક સુબ્હાનહૂ વ તઆલાના લશ્કરો વગેરેની હાજરી જોવામાં આવે છે. ખાસ તૌર પર કુબ્બએ મુબારકના ઉપર, જે મસ્જિદ શરીફથી બહાર છે ત્યાં 'જુનૂદુલ્લાહ' (અસાકિરે ઈલાહી, અલ્લાહના લશ્કર)નો એટલો ઈજતિમાઅ હોય છે કે અંદરના ભાગમાં એવું જોવામાં નથી આવતું."

સંભવ છે કે આ હકીકતનો રાઝ (ભેદ, રહસ્ય) આ છે કે અંદરના ભાગમાં અનવારની વિપુલતાના કારણે દર્ક અને ઈદરાકની શકિત નથી રહેતી. એનાથી વિરુદ્ધ બહારના ભાગમાં અનવાર કમતર જાહેર થાય છે. એટલે ત્યાં એવા દશ્યો મહેસૂસ થાય છે.

## યાકૂત : ૩૯

## હુજરએ મુનવ્વરહમાં હાજરી વખતે કેટલાક અસરાર પરથી પરદો ઉઠાવી લેવામાં આવ્યો

ફરમાવતા હતા કે :

કિબ્લતુલ્ ઔલિયા ઈમામે રબ્બાની મુજદિદે અલ્ફેસાની કુદિસ સિર્રુહૂએ મને છુપા અસરાર (રહસ્યો, ભેદો) વિષે બશારત આપી હતી અને હું જો કે આ મુઆમલાતને પોતાની અંદર નિહારતો હતો (પરંતુ) કદી કદી એ અસરાર અને મુઆમલાતની બુલંદીના કારણે નદામત (લજ્જા) અનુભવતો હતો અને મુંઝવણ થતી હતી.

અલ્લાહ સુબ્હાનહૂની હમ્દ છે કે હુજરએ મુનવ્વરહ મુતહ્હરહમાં હાજરી વખતે એ અસરારના ચહેરા પરથી પરદા ઉઠાવી લેવામાં આવ્યા અને જાહેર કરવામાં આવ્યું કે મારા માટે મતલૂબ (લક્ષ્ય) સુધી પહોંચવાના માટે બે તરીકા છે :

[૧] એક તે તરીકો છે જેની પ્રાપ્તિ 'અસાલત' સિવાય નથી. અને તે ઈજતિબાનો તરીકો છે.

[૨] બીજો તરીકો જેનો સુલૂક (તય કરવો) તવસ્સુત અને ઝિમ્નિયતના ઝરીઆ વડે છે તે 'અનાબત'નો તરીકો છે.

જાણવું જોઈએ કે :

☐ પહેલો તરીકો વુસૂલ (ઈલલ્લાહ)થી વધારે નજીક છે. જેવું કે જાહેર છે અને

☐ બીજા તરીકામાં હઝરત ખૈરુલ ખલાઈક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અલતાફ અને ઈનાયત હદ કરતાં વધારે જોવામાં આવે છે.

## યાકૂત : ૪૦

### જન્નતુલ્ બકીઅ કબ્રસ્તાનના મુબારક મઝારોની મુલાકાત

૬, જમાદિલ્ આખર, સોમવારના દિવસે હઝરત ઉર્વતુલ્ વુસ્કા (જન્નતુલ્) બકીઅ (કબ્રસ્તાન)ની ઝિયારતના માટે તશરીફ લઈ ગયા.

ત્યાંથી પાછા ફરવા બા'દ ફરમાવતા હતા કે :

હું આ મુબારક કબ્રસ્તાનની કબરોમાંથી જે જે કબર પાસે બેઠો હતો ત્યાં જેવી રીતે તે કબરવાળાની ઈનાયતો મારા હાલ પર જોતો હતો તે જ પ્રમાણે બીજા જે જે કબરવાળાની ઝિયારતનો ઈરાદો ધરાવતો હતો, તેમનો ઈન્તિઝાર જોતો હતો, અને હું પોતાની મુલાકાતના માટે તેમનો ઈજતિમાઅ એ રીતે જોતો હતો જેમ કે કોઈ અઝીઝ (સ્નેહી) અને અત્યંત પસંદગીના મહેમાનના અચાનક અણધારેલા આગમન વખતે લોકો જમા થયેલા હોય.

### અમીરુલ મુઅમિનીન હઝરત ઉસમાન રદિયલ્લાહુ તઆલા અન્હુના મઝારે મુબારકની ઝિયારત

હઝરતે ફરમાવ્યું કે :

જ્યારે હું અમીરુલ મુઅમિનીન હઝરત ઉસમાન અલયહિર્ રિદવાનની ઝિયારતથી ફારિગ થયો તો એક નવો ખિલ્અત (સન્માન માટેનો પોશાક) મારા ઉપર જોયો.

મા'લૂમ થયું કે એ હઝરત ઉસમાન રદિયલ્લાહુ તઆલા અન્હુ તરફથી ભેટ મળ્યો છે.

**<u>હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સાહબઝાદહ હઝરત ઈબ્રાહીમ રદિયલ્લાહુ તઆલા અન્હુના રોઝએ મુનવ્વરહની ઝિયારત</u>**

હઝરતે ફરમાવ્યું કે :

જયારે હું હઝરત ઈબ્રાહીમ (ઈબ્ને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રોઝએ મુનવ્વરહ પર પહોંચ્યો તો મેં જોયું કે :

- આપ બહાર નીકળીને મારી તરફ આવ્યા.
- અને પોતાને મારી સાથે મુત્તસિલ (સમીપ, સંલગ્ન) કરી દીધા.
- કદી મારી ગોદમાં આવતા હતા અને
- કદી કદી તેઓ મારી તરફ આવીને, મારી સાથે ભેટીને ખૂબ જ મહેરબાનીથી મુઆનકહ કરતા હતા (ગળે લગાવતા હતા.) અને
- આપ હઝરત (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સાહબઝાદહ) નૂરે શરફ નઝર આવતા હતા.

એમાં કોઈ હૈરત નથી, કારણ કે આં હઝરત અલયહિ વ અલા આલિહી અલ્ફ અલ્ફ સલાતુ વસ્સલામે આ જિગરગોશહ (સાહબઝાદહ)ની શાનમાં ફરમાવ્યું છે કે :

"ધારી લો કે જો તેઓ ઝિંદહ રહેતે તો નબી થતે."

(પરંતુ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બા'દ કોઈ નબી આવનાર નથી, એટલે એમને (હઝરત ઈબ્રાહીમ રદિયલ્લાહુ તઆલા અન્હુને) ઝિંદહ રાખવામાં નહિ આવ્યા.)

હઝરત ઉર્વતુલ વુસ્કા રહિમહુલ્લાહ ફરમાવતા હતા કે :

"જે લિઝઝત અને કૈફિયત મેં એ હઝરત (ઈબ્રાહીમ રદિયલ્લાહુ તઆલા અન્હુ)ની નિસ્બત અને ઈનાયતોના ઝુહૂરથી મેળવી છે અને આ આલી નિસ્બતનો પોતાની સાથે ઈહતિમામ (ઈન્હિમાક) મેહસૂસ કર્યો છે તે લિઝઝત અને કૈફિયત ચાલી જનારી નથી.

અને એ જ પ્રમાણે જે સહાબએ કિરામ (હઝરત ઈબ્રાહીમ રદિયલ્લાહુ તઆલા અન્હુ)ના રોઝએ મુનવ્વરહમાં દફન થયેલા છે, દાખલા તરીકે : (હઝરત) અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ તઆલા અન્હુ) વગેરે, બધાં તશરીફ લાવ્યા (અને) ખૂબ વધારે ઈનાયતો અને બેહદ શફક્કતો વડે મને ઘેરી લીધો."

## હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ તઆલા અન્હુની કબરે મુબારકની ઝિયારત

હઝરતે આગળ ફરમાવ્યું કે :

તે પછી અમે ઈમામે અજલ (હઝરત) અનસ બિન માલિક (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ની કબરે મુબારક પર પહોંચ્યા.

મેં જોયું કે :

ખૂબ જ આનંદથી મારી તરફ બહાર આવીને ખૂબ જ પ્રસન્ન મુખથી અને આનંદથી અને અરબવાસીઓના મુલાકાતના તરીકા પ્રમાણે મુલાકાત કરી, કારણ કે એ(અરબવાસીઓનું)નું મળવું ખૂબ જ પ્રસન્ન ચહેરે હોય છે. અને આ તરીકો તેમના સિવાય બીજામાં નથી હોતો.

## હઝરત આઈશહ સિદ્દીકહ રદિયલ્લાહુ તઆલા અન્હાની શફક્તનો અનુભવ

હઝરત રહમતુલ્લાહિ અલયહિએ આગળ ફરમાવ્યું કે :

"તે પછી મેં અઝ્વાજે મુતહ્હરાત (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પુનિત પત્નીઓ રદિયલ્લાહુ તઆલા અન્હુમ)ની ઈનાયતો અને અલતાફ (કૃપાઓ) હદથી વધારે જોઈ. જેવી રીતે માતાની શફકત (વહાલ, પ્યાર) બેટાના માટે હોય છે.

ખાસ કરીને હઝરત (આઈશહ) સિદીકહ હબીબહ રદિયલ્લાહુ તઆલા અન્હા)ની શફકત કે જે કોઈ સમયની સાથે મખ્સૂસ (વિશેષ) નથી, બલ્કે હું હંમેશા જ જોવું છું."

## હઝરત ફાતિમા ઝહરા રદિયલ્લાહુ તઆલા અન્હા અને અન્ય સાહબઝાદીઓ અને અહલે બયતના વિપુલ અલતાફ (કૃપાઓ)

હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ આગળ ફરમાવ્યું કે :

- એ જ પ્રમાણે હઝરત ઝહરા બતૂલ અલા અબીહા વ અલયહુમા અસ્સલાતુ વસ્સલામના અલ્તાફ (કૃપાઓ) વિપુલ જાહેર થયા.
- અને અહલે બયત અર્થાત્ મુકદ્દસ સાહબઝાદીઓ,
- અમીરુલ મુઅમિનીન હઝરત અબ્બાસ,
- હઝરત હસન, અને એ જ પ્રમાણે
- અઈમ્મએ કિરામ (અહલે બયત)

રદિયલ્લાહુ તઆલા અન્હુમની શફકતો (વાત્સલ્ય) અગણ્ય મા'લૂમ થઈ.

## હઝરત ખ્વાજા મુહમ્મદ પારસા રહમતુલ્લાહિ અલયહિની મુબારક કબરની ઝિયારત

હઝરત રહમતુલ્લાહિ અલયહિએ આગળ ફરમાવ્યું કે :

જયારે હું આરિફે રબ્બાની ખ્વાજા મુહમ્મદ પારસા કુદ્દિસ સિર્રુહૂની મુબારક કબરની પાસે પહોંચ્યો તો ખૂબ જ પ્રસન્નતા અને ખુસૂસિયતની સાથે બહાર આવીને ઈનાયતો અને અલ્તાફ (કૃપાઓ) ફરમાવી.

એ વખતે મેં એમની નિસ્બતને નિહાયત સફાઈ અને લતાફતમાં ઝિલાલથી ઉપર જોઈ.

## હઝરત ઈમામ ઈસ્માઈલ બિન ઈમામ જઅફર સાદિક રદિયલ્લાહુ તઆલા અન્હુની રૂહાનિયત જાહેર થઈ

હઝરત રહમતુલ્લાહિ અલયહિએ આગળ ફરમાવ્યું કે :

જયારે (જન્નતુલ્) બકીઅ શરીફ (કબ્રસ્તાન)થી નીકળીને કિલ્લાના દરવાઝા પર પહોંચ્યો તો ત્યાં કેટલોક સમય ઊભા રહીને ઈમામ ઈસ્માઈલ બિન ઈમામ જઅફર સાદિક રદિયલ્લાહુ તઆલા અન્હુમાની રૂહાનિયતનીત તરફ મુતવજ્જિહ (ધ્યાનિત) થયો, જેઓ કિલ્લાની અંદર દફન થયેલા છે.

તેઓ કમાલે બુલંદીએ શાન અને નિહાયત લુત્ફ અને એહસાનથી મારા પર જાહેર થયા.

## હઝરત આદમ બિન્નૌરી રહમતુલ્લાહિ અલયહિની તુરબત પર હાજરીનો નિયમ

હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબૈદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ લખે છે કે :

હઝરત ખ્વાજા જયારે પણ બકીઅ (કબ્રસ્તાન) જતા તો શૈખે મઝકૂર (હઝરત આદમ બિન્નૌરી રહમતુલ્લાહિ અલયહિ)ની 'તુરબત'

પર જરૂર જતા અને મુરાકબહ પણ કરતા; પરંતુ એ કે અલ્લાહ તઆલા કોઈ ચીઝ ચાહે અને આ બાબતમાં ઘણું ચિંતન–મનન કર્યું છે.

## યાકૂત : ૪૧

## બકીઅ શરીફના મકામાત અને મઝારોમાં આપની નિસ્બતની નૂરાનિયત

આ કલિમાત બયાન કરવા બા'દ હઝરત ઉર્વતુલ વુસ્કા (ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ)એ ફરમાવ્યું કે :

બકીઅ શરીફના મુબારક મકામાત અને બરકતવંતા મઝારોમાં મારી નિસ્બતે એક અજીબ ઝુહૂર અને નાદિર (દુર્લભ) નૂરાનિયત પૈદા કરી લીધી. મેં અલ્લાહ તઆલા શાનુહૂની મુકદસ બારગાહમાં પોતાના કુર્બ (નઝદીકી) અને મન્ઝિલતને જોયા. મને મેહસૂસ થયું કે :

તમામ આલમ આ નિસ્બતના નૂરથી મઅમૂર થઈ ગયા અને તમામ મૌજૂદાતે આલમ કતારબંધ છે.

- કદી મારી ચારો તરફ છે અને હું મખ્લૂકના દરમિયાન છું.
- અને જાહેર થયું કે જાત જાતના ફુયૂઝ અને બરકતો જે હક સુબ્હાનહૂ વ તઆલાની બારગાહથી મખ્લૂકના કામની બાબતમાં પહોંચે છે. જે કંઈ પણ પહોંચે છે તે આ દુરવેશ (મારા) વાસ્તાથી પહોંચે છે. અને તમામ મખ્લૂકાત ચાહે ઔલિયા હોય કે તેમના સિવાય બીજા કોઈ હોય, આ ઝઈફ (મારા)થી બરકતો અને તરક્કીઓ હાસિલ થવાના મુન્તઝિર (ઈન્તિઝારકર્તા) છે. અને
- ઈસાલત અને મહબૂબિયતના અસરાર (ભેદો, રહસ્યો)માંથી આ અજીબ અને ગરીબ અસરારના ઝુહૂર છતાં, કે જે આ જલીલુલ કદ્ર ખિદમત ઉપરાંત મને આપવામાં આવ્યા છે, અકસર અવકાત અહમ

ઉમૂરની દુરુસ્તીના માટે દવાત અને કલમને પણ પોતાની પાસે મોજૂદ પામું છું. જેવી રીતે વઝીરે આઝમ બાદશાહે ઝી શાનના દરબારમાં નિસ્બત અને કુદરત ધરાવે છે; તે હાલત હું મારી અંદર મેહસૂસ કરું છું.

તે પછી ફરમાવ્યું કે :

જેટલા પ્રમાણમાં આ નિસ્બત ઝુહૂર અને ગલ્બહ કરતી હતી, હું નવાઈ પામતો હતો અને શરમિન્દા થતો હતો કે સહાબએ કિરામ રિદવાનુલ્લાહિ તઆલા અલયહિમ અજમઈનના હુઝૂરમાં બીજી નિસ્બતના તૌર પર ગુંજાઈશ ધરાવે છે. પરંતુ આ હાલત પણ આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઈનાયતોની અસર અને બરકતોનો તતિમ્મા (પરિશિષ્ટ) છે, એ સર્વને આ અકાબિરના તુફયૂલથી જાણીને સંતોષિત અને ખૂશ હતો.

## યાકૂત : ૪૨

## બકીઅ શરીફમાં મળેલા ખિલ્અતો વિષે

એક વખત હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ બકીઅ શરીફ (કબ્રસ્તાન)ની ઝિયારતથી પાછા આવીને ફરમાવ્યું કે :

આ મુબારક મઝારોથી વધુ પ્રમાણમાં ખિલ્અતો (સન્માન માટેના પોશાકો) હાસિલ થવાથી નવાઈ પામ્યો છું. હકીકતમાં એ (ખિલ્અતો) પેલા બુઝુર્ગોની નિસ્બતો હાસિલ થવા તરફ ઈશારો છે કે રંગબેરંગી વિવિધ ખિલ્અતો, જે દરેક એક–બીજાથી અનોખા છે, મારા શરીર પર પામું છું અને એના અનવારની ચમકથી મસરૂર (આનંદિત) છું.

તે પછી મુખથી મોતીઓ વેરતા ફરમાવ્યું કે :

હઝરત શયૂખયૂન (હઝરત અબૂબક્ર સિદ્દીક અને હઝરત ઉમર ફારૂક) રદિયલ્લાહુ તઆલા અન્હુમા વ અફાઝ અલયના બરકાતુહુમા

(અલ્લાહ તઆલા તેમનાથી રાઝી થાય અને તેમની બરકતોથી આપણને ફૈઝ અર્પણ કરે) સરવરે કાઈનાત અલયહિ વ અલા આલિહી અસ્સલાતુ વત્તસ્લીમાતની બારગાહમાં એટલા પ્રમાણમાં સંપૂર્ણ કક્ષાએ ફના અને ઈલ્હાક ધરાવે છે અને આં હઝરત અલયહિ વ આલિહી અલ્ફ અલ્ફ સલાતુ વસ્સલામની હુઝૂર શરીફમાં પોતે પોતાને એટલા દરજજા સુધી ગુમ કરી લીધા છે કે સામાન્ય રીતે એ બન્ને હઝરાત રદિયલ્લાહુ તઆલા અન્હુમા સમક્ષ હાજરી અને તેમની ઈનાયતોનો ઝુહૂર અને તેમનાથી ફૈઝ મેળવવું અને એ બન્ને આલી દરજાતથી કોઈ બાબતના વિષે ઈલ્તિમાસ (વિનંતી) કરવી ઘણું મુશ્કિલ હોય છે. સિવાય કે જે શખ્સ પર આ બન્ને હઝરાતના અલતાફ હદ કરતાં વધારે હોય.

આ બાબતમાં ઘણો વિચાર અને ચિંતન–મનન કર્યા અને એ (બન્ને હઝરાત)ની ઈનાયતોને હાસિલ થવાનો ઈન્તિઝાર કરવા લાગ્યો. જેથી તેમણે ખૂબ જ મહેરબાનીથી પોતાની ખાસ ખિલઅતો (સન્માન માટેના પોશાક) આ ફકીરને (મને) અર્પણ કર્યા.

હઝરત અમીરુલ્ મુઅમિનીન ઉસમાન (રદિયલ્લાહુ અન્હુ) હઝરત રિસાલત ખાતિમિયતથી કંઈક દૂર દફન થયેલા છે, એટલે અલગ ઝુહૂર ધરાવે છે, જેથી જયારે પણ તેમની ઝિયારતના માટે જઈએ છીએ ત્યારે મુઆમલાત અને અસરાર પેશ આવે છે.

## યાકૂત : ૪૩

### 'અમીરુલ્ મુઅમિનીન હઝરત ઉસમાન રદિયલ્લાહુ તઆલા અન્હુનો મુઆમલો સૌથી અલગ છે.'

જુમેરાતના દિવસે, તારીખ ૧૬, જમાદિલ આખરે, આ'લી હઝરત (ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ) અહલે બકીઅની

ઝિયારત અને તે મકામના અકાબિરથી રુખ્સત હાસિલ કરવાના માટે ગયા. અને અમીરુલ મુઅમિનીન હઝરત ઉસમાન રદિયલ્લાહુ તઆલા અન્હુના પુર અનવાર મઝારના નજીક બેસી ગયા.

અને આ મઅદિને હયા (હયાની ખાણ) (હઝરત ઉસમાન રદિયલ્લાહુ તઆલા અન્હુ)થી રુખ્સત થવા બા'દ બીજા મઝારો પર બેસીને ફરમાવ્યું કે :

અમીરુલ મુઅમિનીન હઝરત ઉસમાન રદિયલ્લાહુ તઆલા અન્હુએ સંપૂર્ણ અલતાફ અને મહેરબાની સાથે રુખ્સતના માટે બહાર આવીને મને બોસો આપ્યો અને જાત જાતની ખિલ્અતો (સન્માન માટેના પોશાકો) પહેરાવ્યા અને રુખ્સત કર્યા.

અને એ જ પ્રમાણે મેં દરેક મઝાર પર પુષ્કળ પ્રમાણમાં ઈનાયતો અને અગણિત અલતાફ જોયા.

તે પછી સોમવારના દિવસે બીજી વખત અહલે બકીઅ (બકીઅ કબ્રસ્તાનના કબરવાસીઓ)થી રુખ્સત થવા માટે ગયા.

ફરમાવ્યું કે :

હું હઝરત અમીરુલ મુઅમિનીન ઉસમાન રદિયલ્લાહુ તઆલા અન્હુથી રુખ્સત થઈ જવા બા'દ, ફરી પાછો હાજર થયો હોવાથી, ઘણો શરમિંદા હતો; કારણ કે મારું એમની ખિદમતે ગિરામીમાં બીજી વખત હાજર થવું ગાલિબ તૌર પર ભેટો (બખ્શિશ) મેળવવાની લાલચ માટે છે.

જયારે હું મઅદિને હિલ્મ (ક્ષમાશીલતાની ખાણ) (હઝરત ઉસમાન રદિયલ્લાહુ તઆલા અન્હુ)ના પુર અનવાર મઝારની પાસે બેઠો, તો મારા ગમગીન દિલમાં આ ખ્યાલ આવ્યો કે :

આ વિદાયથી પહેલાં ખિલ્અત હાસિલ થઈ ચુકયા છે અને આજે

મને આપની સુહબત સિવાય કંઈ મળશે નહિ; પરંતુ ઉઠવા બા'દ પહેલી ખિલ્અતો કરતાં પણ લતાફતમાં અત્યંત બહેતર ખિલ્અત અર્પણ થઈ.

આપે (હઝરત ઉર્વતુલ વુસ્કા રહિમહુલ્લાહુ)એ ફરમાવ્યું કે :

બકીઅના બરકતવંતા મઝારોમાં હઝરત અમીરુલ્ મુઅમિનીન (ઉસમાન રદિયલ્લાહુ તઆલા અન્હુ)નો મુઆમલો સૌથી અલગ છે. અને એમનો મકામ અને મરતબો બીજાઓ કરતાં મુમ્તાઝ (અનોખો) છે.

જો કે કેટલીક ઉમ્મહાતુલ્ મુઅમિનીન (ઉમ્મતની માતાઓ) અઝમત અને અનવારમાં હઝરત ( ઉસમાન રદિયલ્લાહુ તઆલા અન્હુ)ની સાથે શરીક છે પરંતુ ભેટો, બખ્શિશો અને ઈનાયતોનું આ રીતે અર્પણ કરવું, જે તેમનામાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિલાફતનું ફળ છે, એક અલગ બાબત છે.



## યાકૂત : ૪૪

## સય્યિદુશ્શુહદા અમીરુલ્ મુઅમિનીન હઝરત હમ્ઝહ રદિયલ્લાહુ તઆલા અન્હુના મઝારની ઝિયારત

હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ બે વખત સય્યિદુશ્શુહદા અમીરુલ્ મુઅમિનીન હઝરત હમ્ઝહ રદિયલ્લાહુ તઆલા અન્હુની ઝિયારતના માટે ગયા. એમનો મઝાર શરીફ ઉહદ પહાડની નજીક છે; જે મદીનહ મુનવ્વરહથી લગભગ ત્રણ માઈલ (પાંચ કિલો મીટર) દૂર છે.

હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ પર હઝરત હમ્ઝહ રદિયલ્લાહુ તઆલા અન્હુની નિસ્બત શરીફ અને હઝરત સરવરે કાઈનાત અલહિસ્સલાતુ વત્તહિય્યાતથી કુર્બ (નઝદીકી) અને મન્ઝિલત જાહેર થઈ અને પોતાની બાબતમાં ઈનાયતો અને અલતાફ જોયા.

ફરમાવતા હતા કે :

કેટલાક અસ્હાબે કિબાર રિદવાનુલ્લાહિ તઆલા અલયહિમ અજમઈનથી પોતાની બાબતમાં એટલા પ્રમાણમાં અલતાફ અને ઈનાયતો અને અહવાલ વિષે પૂછપરછ થાય છે કે એનું શું બયાન કરું !

બકીઅ મુબારકમાં :

- અમીરુલ્ મુઅમિનીન હઝરત ઉસમાન અને
- હઝરત (આઈશા) સિદ્દીકહ અને
- સય્યિદિના ઈબ્રાહીમ (ઈબ્ને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને)
- અબ્દુર્રહમાન બિન ઔફ અને
- અબ્દુલ્લાહ બિન મસઊદ અને
- જે હઝરાત સય્યિદિના ઈબ્રાહીમ રદિયલ્લાહુ તઆલા અન્હુના રોઝામાં દફન થયેલાં છે અને
- ઈમામ ઈસ્માઈલ બિન ઈમામ જઅફર સાદિક અને
- મુહમ્મદ ઝકી

રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનના તરફથી એટલા પ્રમાણમાં અલતાફ આ હકીરની (મારી) નિસ્બત પર ફાઈઝ થાય છે કે જે બીજાઓ કરતાં વધારે છે.

## યાકૂત : ૪૫

## હઝરતના બે સાહબઝાદાઓના માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી ચાંદી અને સોનાની બે દસ્તાર અર્પણ થઈ

હઝરત ઉર્વતુલ વુસ્કા સલ્લમલ્લાહુ સુબ્હાનહૂ વ તઆલા

બરકાતુહૂએ પોતાના બન્ને સાહબઝાદાઓ આલી દરજાત :

- હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ અને
- હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબૈદુલ્લાહ સલ્લમહુલ્લાહ સુબ્હાનહૂને સંબોધીને ફરમાવ્યું કે :

"તમારા બન્નેના માટે બારગાહે સરવરે કાઈનાત અલયહિ વ અલા આલિહી અલ્ફ અલ્ફ સલવાતુ વસ્સલામથી ચાંદી–સોનાથી બનેલી બે દસ્તાર (સાફહ, પાઘડી) અર્પણ થઈ."

આ બન્ને સાહબઝાદાઓમાંથી દરેકે ખત્મે કુર્આન પઢીને એ બારગાહે મુઅલ્લામાં હદિયો અને તોહફો પેશ કર્યો હતો તેના સિલહમાં આ ઈનાયતથી મુમતાઝ થયા.

## યાકૂત : ૪૬

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રોઝએ મુબારકમાંથી બહાર તશરીફ લાવ્યા

હઝરત ઉર્વતુલ્ વુસ્કા સલ્લમહુલ્લાહુ સુબ્હાનહૂ હંમેશા ફજર બા'દ, હઝરત ઉસમાન (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ની મિહરાબમાં આં હઝરત અલયહિસ્સલાતુ વસ્સલામના મુવાજહ શરીફમાં જઈને પોતાના મુરીદોની સાથે પ્રચલિત તરીકા પ્રમાણે ઝિક્રનો હલકો કરતા હતા.

સોમવારના દિવસે ઈશરાકની નમાઝથી ફારિગ થવા બા'દ ફરમાવ્યું કે :

આજે જોયું કે જાણે હઝરત રિસાલત ખાતિમિયત અલયહિ અસ્સલાતુ વસ્સલામ વત્તહિય્યહ રોઝએ મુનવ્વરહમાંથી બહાર આવીને આ (ઝિક્રના) હલકા (વર્તુળ)ની તરફ મુતવજ્જિહ (ધ્યાનિત) છે. અને ગુલામો તેમજ ખાદિમોની એક જમાઅત રોઝએ મુબારકથી

બહાર આવી રહી છે.

આ સમયગાળામાં કેટલાક ખાસ હઝરાત, જે મરતબા અને કમાલમાં હઝરત (ઉર્વતુલ્ વુસ્કા)ના દરજજાની કરીબ (નજીક) છે, તેઓ બહાર આવ્યા છે. ફરઝંદે અરજુમન્દ મુહમ્મદ ઉબૈદુલ્લાહ પણ આલા દરજજાના લિબાસ અને આભૂષણથી આભૂષિત, એ જ ખાસ અને બુઝુર્ગ હઝરાતમાં છે; અને નજીક આવી રહ્યા છે.

તમામ હમ્દ (તા'રીફો) અલ્લાહ સુબ્હાનહૂ વ તઆલાના માટે જ છે.

## યાકૂત : ૪૭

### અહલે બયતની મહાન મહિલાઓના દરજાતનો તફાવત

(હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવતા હતા કે :

> "અહલે બયતની મસ્તૂરાત (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઘરની મહિલાઓ) રદિયલ્લાહુ તઆલા અન્હુન્નના દરમિયાન :
>
> (હઝરત) ખદીજતુલ્ કુબરા (રદિયલ્લાહુ તઆલા અન્હા),
> (હઝરત) આઈશા સિદ્દીકહ (રદિયલ્લાહુ તઆલા અન્હા) અને
> (હઝરત ફાતિમા ) ઝહ્રા બતૂલ (રદિયલ્લાહુ તઆલા અન્હા),
>
> અલાયદા શાન ધરાવે છે.

અને હઝરત રિસાલત ખાતિમિયત અલયહિ વ અલા આલિહી અસ્સલાતુ વત્તસ્લીમાત (ના ઘરની), આ ત્રણેય મહાન (મહિલાઓ) બુલંદીએ શાનમાં એક–બીજાથી વધી–ચઢીને છે.

પરંતુ એવું મુશાહદહ (અવલોકન)માં આવે છે કે :

હઝરત (આઈશહ) સિદ્દીકહ રદિયલ્લાહુ તઆલા અન્હાને (હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી) એક ખાસ તઅલ્લુક છે. (એટલે એમના) મુઆમલાત અને વારદાતમાં બીજાઓ કરતાં વધારે દખલ (અધિકાર) જાહેર થાય છે. અને

હઝરત ખદીજા (રદિયલ્લાહુ તઆલા અન્હા),
હઝરત (ફાતિમા) ઝહ્રા (રદિયલ્લાહુ તઆલા અન્હા)

કમાલે કુર્બમાં વકાર અને સકીનહની સાથે જાહેર થાય છે.

**વ લિ કુલ્લિવ્ં વિજ્હતુન્ વલ્ ઈલ્મ ઈન્દલ્લાહિ સુબ્હાનહ**

[અને દરેકના માટે એક કિબ્લહ છે અને સહીહ ઈલ્મ અલ્લાહ સુબ્હાનહૂને જ છે.]

## <u>યાકૂત : ૪૮</u>

## હઝરત ઈબ્રાહીમ અલા નબિય્યિના વ અલયહિસ્સલાતુ વસ્સલામની ઈનાયતો

મદીનહ મુનવ્વરહમાં રહેવાના દિવસોમાં (હઝરત ઉર્વતુલ્ વુસ્કા) એક રોજ ખલ્વત (એકાંત)માં મૌલાના બદ્રુદ્દીન સુલતાનપૂરીને તવજ્જુહ આપી રહ્યા હતા; જેઓ આપના અજલ્લ ખુલફા અને ઘણા મોટા આલિમોમાંથી છે.

એ વખતે ખલીલુર્રહમાન (હઝરત ઈબ્રાહીમ) અલા નબિય્યિના વ અલયહિસ્સલાતુ વસ્સલામ (હઝરત ઉર્વતુલ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂ) પર જાહેર થયા અને હઝરત (ખલીલુલ્લાહ) અલયહિસ્સલામે નિહાયત કરમથી સંપૂર્ણ પ્રફુલ્લિત ચહેરે અને

બેતકલ્લુફીની સાથે મૌલાના મૌસૂફના પાછળથી આવીને તેમને બગલમાં લઈ લીધા અને ઈનાયત ફરમાવી.

અને આ મુઆમલાતથી પહેલાં (હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ) મૌલાના મૌસૂફને 'દાઈરએ વિલાયતે ઈબ્રાહીમી'માં દાખલ થવાની અને આ વિલાયતના કમાલાત હાસિલ થવાની બશારત આપી હતી.

અને ઉપરાંત મસ્જિદે નબવી અલા સાહિબિહા અસ્સલાતુ વસ્સલામમાં એ'તિકાફના દિવસોમાં એક દિવસે હઝરત (ઉર્વતુલ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂ) મુવાજએ શરીફહમાં મૌલાના મજકૂરની સાથે સુકૂતની મજલિસ (મુરાકબહ)માં હતા.

ઉઠવા બા'દ ફરમાવ્યું કે :

એમને ખિલ્અતે ખુલ્લત અર્પણ થઈ છે.

**અલ્હમ્દુ લિલ્લાહિ અલા ઝાલિક.**

**ગુજરાતી અનુવાદકની નોંધ :**

'દાઈરએ હકીકતે ઈબ્રાહીમી (અલયહિસ્સલામ)ની સમજૂતિ 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં પાંચમાં વિભાગના પહેલા પ્રકરણમાં આપી છે.

## યાકૂત : ૪૯

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી શાહી ખિલ્અત અર્પણ થયા

હઝરત મખ્દૂમઝાદગાને આલી દરજાત (હઝરતના સાહબઝાદાઓ)એ નકલ કર્યું છે કે :

સોમવારના દિવસે, ૨૦ જમાદિલ આખરના રોજ હઝરત (ઉર્વતુલ વુસ્કા કુદિસ સિર્રુહૂ)એ મદીનહ સકીનહથી રવાના થતી વખતે ફખ્રે મૌજૂદાત વ સરવરે કાઈનાત ખ્વાજએ દીન વ દુન્યા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતથી રુખ્સત (વિદાય) થવા માટે મદીનહ મુનવ્વરહની મસ્જિદમાં આવ્યા.

ફરમાવતા હતા કે :

હું ઝોહરની નમાઝમાં મિહરાબે નબવી અલયહિસ્સાલતુ વસ્સલામની નજીક હતો કે ફુરકત (જુદાઈ)ના ગમ અને રુખ્સત (વિદાય)ના રંજના કારણે મારા પર રુદન ગાલિબ આવી ગયું. હું એ જ ગમ અને અલમ (દુઃખ)માં હતો કે મકસૂરએ શરીફહ અને રોઝએ મુઅત્તરહના તરફથી અનવારનો ધોધ અને સલતનતનો દબદબો પ્રગટ થયો. અને હઝરત રિસાલત ખાતિમિયત અલયહિ વ અલા આલિહી અસ્સલાતુ વત્તસ્લીમાત નિહાયત નૂરાનિયત અને પરિપૂર્ણ અઝમતની સાથે હુજરએ શરીફથી બહાર આવીને અમારી સામે તશરીફ લાવ્યા અને અત્યંત મહેરબાનીથી કમાલે બુલંદી અને નિહાયત રફઅત (ઉચ્ચતા)માં બાદશાહોના તાજની જેમ તાજનો ખિલઅત, જેના જેવો હરગિઝ જોવામાં નથી આવ્યો, આ અહકરને (મને) પહેરાવવામાં આવ્યો.

મેહસૂસ થયું કે આ તાજ પર શાહી છોગું (કલગી) છે જેના ઉપર આલા દરજાના હીરા જડેલાં છે અને એવું મેહસૂસ થયું કે :

આ એક ખાસ ખિલઅત છે જે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બદન શરીફથી ઉતરેલો છે. એ બીજા ખિલઅતોના જેવો નથી.

તે પછી મેં મારા કેટલાક ફરઝંદોના માટે, જેઓ આ સફરમાં (મારી) સાથે હમરાહી હતા, અને તે વખતે મારી સાથે (ત્યાં) હાજર

હતા, આ બુલંદ બારગાહમાં તેમને પણ ખિલઅત મળવા માટે ઈલ્તિજા અને વિનંતી કરી.

કમાલે બંદહનવાઝીથી તેમાંથી (મારા ફરઝંદોમાંથી) દરેકના માટે વિવિધ ખિલઅતો અર્પણ થઈ.

તે પછી મેં મુવાજહ શરીફમાં જઈને એ જ મુઆમલો જોયો.

ફરમાવતા હતા કે :

આ બન્ને મકામ (સ્થળો) મિહરાબે ખ્વાજહ અને મુવાજહ શરીફમાં એક દોસ્ત મારી બાજુમાં રુખ્સત મેળવવા માટે ઊભા હતા. મેં તેમના માટે પણ વિનંતી કરી; કે એમને ખિલઅત અર્પણ થઈ જાય, પરંતુ કબૂલ નહી કરવામાં આવ્યું.

આ વાતે મને કમાલે ઈલ્તિજા માટે તત્પર કર્યો. ખૂબ કાકલૂદી બા'દ એવું મેહસૂસ થયું કે ખિલઅતના પ્રકારની કોઈ ચીઝ તેમને પણ અર્પણ થઈ અને ત્યારે તેમની દસ્તારબંદી મુમતાઝ (અનોખી) નઝર આવતી હતી.



**નોંધ :**

મૂળ અરબી કિતાબ 'યવાકીતુલ્ હરમૈન'નો ફારસી ભાષામાં 'હસનાતુલ્ હરમૈન' નામથી અનુવાદ કરનાર શયખ મુહમ્મદ શાકિર ઈબ્ને હઝરત મુલ્લા બદ્રુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિએ મજકૂર 'યાકૂત'ના અંતમાં લખ્યું છે કે :

આ હકીર અનુવાદક મુહમ્મદ શાકિર ઉફિય અન્હુ કહું છું કે :

આ મકાશિફહ અસલમાં તે બનાવની તા'બીર છે કે હઝરત ખ્વાજાએ આ સફરના દૌરાન શાહજહાઁઆબાદ (દિલ્હી)ના માર્ગમાં જોયું હતું કે :

હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂ નમાઝમાં ઈમામત કરી રહ્યા છે અને પુષ્કળ લોકો આપની ઈકતિદામાં (આપની પાછળ) સફો બનાવીને ઊભા છે.

મારા (હઝરત ઉર્વતુલ વુસ્કાના) બન્ને ભાઈ :

- ખ્વાજા મુહમ્મદ સાદિક અને
- ખ્વાજા મુહમ્મદ સઈદ

કુદ્દિસ સિર્રુહુમા પહેલી સફમાં ઊભા છે.

હઝરત મુજદ્દિદ અયૂન (બિલકુલ) નમાઝની હાલતમાં જ ફરમાવવા લાગ્યા કે :

"મને મુહમ્મદ મા'સૂમ તરફથી આ પહોંચ્યું અને આ પણ પહોંચ્યું....."

જાણે ગણતરી ફરમાવતા હતા.

એ જ પ્રમાણે બન્ને મોટા ભાઈઓએ પણ કહ્યું કે :

"મુહમ્મદ મા'સૂમથી હઝરત મુજદ્દિદે અલ્ફેષાનીને ફલાણું ફલાણું મળ્યું."

આ સમયે હઝરત વહ્હાબ શાનુહૂ (અલ્લાહ તઆલા) તરફથી આપને 'મુજદ્દિદે અલ્ફેષાની'નો ખિતાબ મળ્યો કે એની આરાઈશ (સજાવટ) કરવામાં આવે.

જાણે હઝરત મુજદ્દિદ અર્ઝ કરી રહ્યા છે કે :

"કયા પ્રકારની આરાઈશ (સજાવટ) કરવામાં આવે ? "

હુકમ મળ્યો કે :

"લઅલ અને જવાહર (પન્ના, માણેક, હીરા અને રત્નો) વડે

સજાવેલો તાજ તેમના માથા પર મૂકવામાં આવે અને જે લઅલ અને જવાહર તેના પર લાગેલા છે, તેની રોશની માથાથી લઈને પગ સુધી છે. જાણે 'નૂરુન્ અલા નૂર' છે."

## યાકૂત : ૫૦

## ખિલ્અત અર્પણ થવાની મુરાદની સમજૂતી

ફરમાવતા હતા કે :

ખિલ્અત અર્પણ થવાથી મુરાદ છે 'નિસ્બતે ખાસ્સહ' અર્પણ થવું અને મુઆમલએ મખ્સૂસહ જેની સર્વ પ્રથમ દલીલ મુશાહદહ છે જે અર્પણ કરનારની કામિલ ઈનાયતથી બંદહની નઝરે કશ્ફીમાં આ અતિય્યહ (બક્ષિશ)ને ખિલ્અતની સૂરત (રૂપ)માં જાહેર કરી દીધી.

તે ઈનાયતો જે આ ખુસૂસિયત ધરાવતી ન હતી તે ખિલ્અતની સૂરતમાં જાહેર નહિ થઈ, એ જ કારણે મુવાજહ શરીફમાં પોતાના ખાસ મુરીદોના માટે ખિલ્અત હાસિલ કરવાના માટે જે ઈલ્તિજા (વિનંતી) કરી હતી, તેની અસર નહિ થઈ હતી. જો કે એ શખ્સો (મુરીદો) પર ઈલ્તિફાત અને ઈનાયત મેહસૂસ થતી હતી, સિવાય કે કેટલાક ફકીરઝાદહ (મારા પુત્રો)ના કે તેમને માત્ર કરમ અને ફકત ફઝલથી ખિલ્અતો અર્પણ થઈ એટલું સમજી લો.

## યાકૂત : ૫૧

## હિન્દુસ્તાન પાછા ફરવા માટે ઈજાઝત

હઝરત ઉર્વતુલ્ વુસ્કા (કુદ્દિસ સિર્રુહૂ) જયારે હરમૈન શરીફૈન (મક્કા મુઅઝ્ઝમા અને મદીનહ મુનવ્વરહ)ના મકામોમાં પહોંચ્યા અને આ બુલંદ અને બરકતવંતા મકામોથી મુહબ્બત થઈ ગઈ, તો

હિન્દુસ્તાન (પાછા ફરવા માટે) દિલમાં મુંઝવણ અનુભવતા હતા.

જયારે રોઝએ મુનવ્વરહથી કાફલાનો નીકળવાનો સમય નજીક આવ્યો તો આપે રોઝએ મુનવ્વરહના મુવાજહ શરીફહમાં કરગરીને અરજ કરી કે સરવરે કાઈનાત અલયહિસ્સલાતુ વસ્સલામની મુકદ્દસ બારગાહની મરઝી મા'લૂમ કરે કે, અહીં રહેવાનું મંઝૂર છે કે વતન (હિન્દુસ્તાન) પાછા જવાનું પસંદ છે ?

તો વતનની વાપસીમાં સંપૂર્ણ રઝામંદી મેહસૂસ થઈ અને સાફ તથા સ્પષ્ટ ઈશારો વિદાય થવા માટે જાહેર થયો.

એ જ સમયે હઝરત (ઉર્વતુલ વુસ્કા)ના મુબારક દિલમાં (ખ્યાલ) આવ્યો કે, તત્કાલિન સુલતાન (શાહજહાન)નો મોટો પુત્ર (દારા શિકોહ) જે શરીઅતનો દુશ્મન છે અને શરીઅતના પાબંદ લોકોથી, ખાસ કરીને, નકશબંદી સિલસિલાના લોકો અને હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિના ખાનદાનથી ખાસ અદાવત (દુશ્મની) ધરાવે છે અને આ જમાઅતને નુકસાન પહોંચાડવા માટે તત્પર છે, એટલે (વતન વાપસીમાં) ખંચકાટ થયો. એ આ બાબતમાં આપે જનાબે મુઅલ્લા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં અરજ કરી, તો એવું મેહસૂસ થયું કે :

હઝરત રિસાલત ખાતમિયત અલયહિ વ અલા આલિહી વસ્સલાતુ વત્તસ્લીમાત, પોતાના મુબારક હાથમાં ખુલ્લી તલવાર લઈને જાહેર થયા અને દારાના કત્લના માટે ઈશારો ફરમાવ્યો.

અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જે ઈશારો ફરમાવ્યો તેવું જ થયું.

આ બનાવથી કેટલાક વરસ પહેલાં પણ હઝરત (ઉર્વતુલ્ વુસ્કા)ને હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂના રોઝહમાં એ

શખ્સ (દારા શિકોહ)ની રુસ્વાઈની બશારત આપવામાં આવી હતી.

તો જેવું જોયું, તેવું જ થયું.

[ઔરંગઝૈબ સાથેની લડાઈમાં હારીને દારા શિકોહ ભાગવા લાગ્યો પરંતુ તેને ગિરફતાર કરીને કતલ કરી દેવામાં આવ્યો.]

## યાકૂત : પર

## સાંધાનો તીવ્ર દુઃખાવો થતાં બીમારપુરસી માટે ત્રણ મુકદ્દસ હસ્તીઓ તશરીફ લાવી

જયારે મદીનહ સકીનહથી નીકળીને મક્કા મુઅઝઝમાની તરફ રવાના થયા તો રસ્તામાં હઝરત (ઉર્વતુલ વુસ્કા કુદિસ સિર્રુહૂ)ને સાંધાના દુઃખાવાની બીમારી લાગુ પડી.

એક દિવસ બીમારીની તીવ્રતામાં ફરમાવ્યું કે :

"હઝરાતે આલિયત :

- ઝહ્રા બતૂલ (હઝરત ફાતિમા રદિયલ્લાહુ તઆલા અન્હા) અને
- સિદીકા હબીબા (હઝરત આઈશહ રદિયલ્લાહુ તઆલા અન્હા) અને
- ઈબ્રાહીમ, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સાહબઝાદા

તશરીફ લાવ્યા. જાણે ઈયાદત (બીમારપુરસી) માટે આવ્યા છે.

- હઝરત ફાતિમા રદિયલ્લાહુ તઆલા અન્હા જમણી તરફ જાહેર થયા.
- હઝરત સિદીકહ (આઈશહ) રદિયલ્લાહુ તઆલા અન્હા ડાબી તરફ (જાહેર થયા) અને
- હઝરત ઈબ્રાહીમ રદિયલ્લાહુ તઆલા અન્હુ સામે જાહેર થયા.

આ બધા બુઝુર્ગોએ ઘણા વધારે અલ્તાફ અને ઈનાયત ફરમાવ્યા. ખાસ કરીને હઝરત સિદીકા રદિયલ્લાહુ તઆલા અન્હાથી ઈન્આમો અને

ભેટો બેશુમાર (અગણિત) જાહેર થાય છે. અકસર અવકાત (બહુધા) હઝરત સિદ્દીકા રદિયલ્લાહુ તઆલા અન્હા તશરીફ ફરમાવે છે.

## યાકૂત : ૫૩

## હઝરત અબૂઝર ગિફારી રદિયલ્લાહુ તઆલા અન્હુના મઝાર પર મુરાકબહ

જયારે વાદીએ સફરામાં પહોંચ્યા તો અસરની નમાઝ બા'દ હઝરત અબૂઝર ગિફારી રદિયલ્લાહુ તઆલા અન્હુના મઝાર પર જઈને મુરાકિબ થયા.

તેમની નિસ્બતે શરીફહ કમાલે લતાફતની સાથે જાહેર થઈ.

ફરમાવતા હતા કે :

તે વખતે મેં હઝરત (અબૂઝર રદિયલ્લાહુ તઆલા અન્હુ)ના તરફથી પોતાના માટે કોઈ હદિયો નહિ પામ્યો. મા'લૂમ થયું કે એ (નિસ્બત શરીફહ) જ આં જનાબનો તોહફો છે.

## યાકૂત : ૫૪

## ઝી ખલીસ નામના મકામમાં મુશાહદહ (અવલોકન)

હઝરત (ઉર્વતુલ્ વુસ્કા) સલ્લમહુલ્લાહુ સુબ્હાનહૂ જયારે ઝી ખલીસ નામના સ્થળે પહોંચ્યા, જે મક્કા મુઅઝ્ઝમાથી ત્રણ મંઝિલ દૂર છે, તો ફરમાવ્યું કે :

"મુશાહદહ થાય છે કે આ તમામ મુબારક મકામો કઅ્બએ હુસ્નાના અનવારથી ભરપૂર છે. અને ફરિશ્તાઓ તેમજ રૂહાનિયોના હુજૂમ આ સહરામાં મહેસૂસ થાય છે."

તે પછી ફરમાવ્યું કે :

કઅ્બએ મુકર્રમાની તવજ્જુહ અને ઈલ્તિફાત આ ઝઈફની તરફ મા'લૂમ થાય છે.

## યાકૂત : ૫૫

## મકામે ઈબ્રાહીમ પાસે હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ જાહેર થયા

જયારે હઝરત (ઉર્વતુલ્ વુસ્કા) સલ્લમહુલ્લાહુ સુબ્હાનહૂ વ દામત બરકાતુહૂ હરમ શરીફના નઝદીક પહોંચ્યા તો મા'લૂમ થયું કે :

અનવારે અઝીમાએ મક્કા મુકર્રમાની આસપાસના અને ચારો તરફના વિસ્તારને ઘેરી લીધો છે !

અને તવાફમાં કઅ્બહથી ઈનાયાતે જલીલહ પામી છે.

ફરમાવતા હતા કે :

"જયારે મેં મકામે ઈબ્રાહીમના પાછળ તવાફની બે રકા'ત નમાઝ અદા કરી તો હઝરત ખલીલુર્રહમાન (હઝરત ઈબ્રાહીમ) અલા નબિય્યિના વ અલયહિસ્સલાતુ વસ્સલામ જાહેર થયા. અને આ બુલંદ મકામમાં હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના માટે 'હુઝૂરે ખાસ' અને 'ઈત્તિફાકે અજીબ' મા'લૂમ થયા. અને 'ખુલ્લત' (દોસ્તી, મૈત્રી)ના અસરાર (ભેદો, રહસ્યો) જાહેર થયા, કે મેં તમામ મકામને એ 'અસરારે ખુલ્લત'ની સાથે મઅમૂર જોયા."

**સમાપન**

## યાકૂત : ૫૬

## રમઝાન શરીફની સત્તાવીસમી રાતે બેશુમાર ઈનાયતો થઈ

મુખ્બહની બંદરગાહમાં, રમઝાન મહીનાની, સત્તાવીસમી રાતે, તરાવીહની નમાઝમાં, જેના ઈમામ મખ્દૂમઝાદએ આલી મરતબા હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબૈદુલ્લાહ હતા, પુષ્કળ બરકતો અને બેશુમાર ઈનાયાતો હઝરત (ઉર્વતુલ વુસ્કા) પર જાહેર થઈ.

મખ્દૂમઝાદહ (પુત્ર)ને સંબોધીને ફરમાવ્યું કે :

અત્યારે મેં તમે બધાં ભાઈઓ પર મુતવજિજહ (ધ્યાનિત) થઈને ઈલ્તિજા કરી. તો મેં જોયું કે, તમારા (તમામ) પર પણ બરકતોની બારિશ (વર્ષા) કરવામાં આવી.

તે પછી હું બીજા દોસ્તો પર મુતવજિજહ થયો તો મા'લૂમ થયું કે તેમના પર પણ બુંદો (વરસાદના છાંટા) પડયા, જેમકે કોઈ એકના પર બારિશ (વર્ષા) કરવામાં આવે છે તો છાંટા બીજાઓ પર (પણ) પડે છે.

**'વલ અર્દ મન્ કાસલ કિરામિ નસીબ.'**

[અને બુઝુર્ગોના પ્યાલાથી જમીનના માટે પણ હિસ્સો છે.]

## યાકૂત : ૫૭

## સૂરતની બંદરગાહમાં આગમન

અલ્લાહ તઆલા જલ્લ શાનુહૂની ઈનાયતથી જયારે સાગરની સફર પૂરી કરીને સૂરતની બંદરગાહમાં દાખલ થયા તો પુષ્કળ લોકો અને બેશુમાર તાલિબ મરદો અને ઓરતોએ (નકશબંદી) તરીકો

હાસિલ કરવા માટે આગ્રહ કર્યો અને ઝિક્રના હલકા (વર્તુળ)માં અજીબ ઈજતિમાઅ થતો હતો. જાણે :

**'વ-ર અય્તન્ના-સ યદ્ખુલૂ-ન ફી દીનિલ્લાહિ અફ્વાજા'**

[સૂરએ 'નસ્ર' : ૨]

[અને તેં જોયું કે લોકો અલ્લાહના દીનમાં સમૂહના સમૂહ દાખલ થાય છે.]

નો મિસ્દાક (નમૂનો) જાહેર થયો.



એક દિવસે ખલવત (એકાંતવાસમાં હઝરાતે મખ્દૂમઝાદગાન (પુત્રો)થી ફરમાવ્યું કે :

"ગઈ રાતની સવારે (હું) આ હાલતમાં ચિંતન-મનન કરી રહ્યો હતો અને ઈરશાદના કામમાં મશગૂલ હોવાના વિષે હેરાન (વિસ્મિત) હતો કે :

"શું અલ્લાહ તઆલા જલ્લ શાનુહૂના બંદાઓમાં આટલા પ્રમાણમાં તસર્રુફ કરવું અલ્લાહ તઆલાને પસંદ છે કે નહિ ? "



તે પછી મેં આ કામ (ઈરશાદનું કામ) છોડી દેવાનો નિર્ધાર કર્યો. (લોકોથી) અલગ અને અલિપ્ત રહેવાનો તરીકો અપનાવવા ચાહ્યો અને ચાહ્યું કે તમને પણ ઈરશાદને છોડી દેવાની વસિયત કરું.

જયારે કંઈક સમય એ જ હાલતમાં અને એ જ ઈરાદામાં વીત્યો તો અલ્લાહ તઆલા ઈઝઝ બુરહાનુહૂ વ અમ્મ ઈન્આમુહૂના તરફથી ઈનાયતો અને જાત જાતના અલતાફ જાહેર થયા અને ખાસ તજલ્લી અને મખ્સૂસ ઝુહૂર પ્રગટ થયા કે એ પ્રકારની તજલ્લી ઘણી

ઓછી જાહેર થઈ હશે.

ઈલહામ કરવામાં આવ્યો કે :

"ઈરશાદનો મુઆમલો જે તારાથી જાહેર થાય છે, એ બધું મારા તરફથી છે અને હું જ કરું છું અને તારી કંઈ અસર એમાં નથી."

ફરમાવતા હતા કે :

"એ વખતે એવો મુશાહદહ થતો હતો કે જે કંઈ મારાથી થાય છે તે એ જ સુબ્હાનુહૂ વ તઆલાના તરફથી મન્સૂબ છે, અહીં સુધી કે કુલાહ (ટોપી) અને શજરહ આપવા કે જે કદી કદી કેટલાક તાલિબોના માટે હોય છે તેને પણ એ જ સુબ્હાનુહૂ વ તઆલાની તરફ મન્સૂબ પામ્યા."

**નોંધ :**

મખ્દૂમઝાદએ આલી કદર વ આલી મરતબહ સાહિબે અસરાર (અસલ) કિતાબમાં આ મકાશિફહને પૂરો કરવા બા'દ આ ઈબારત લાવ્યા છે :

અલ્લાહ તઆલા એને ખતા અને લગઝિશથી મહફૂઝ રાખે, કહે છે કે :

આ સહીહ અને સ્પષ્ટ ઈલહામ આમ લોકોના માટે અને દરેક તે શખ્સના માટે બશારતે કામિલ છે કે, જે ગુનાહોથી બાઝ (દૂર) રહ્યો અને એમના (ઉર્વતુલ વુસ્કા)ના હાથ પર તૌબહ કરી (બયઅત થયો) અને તેનાથી તેમનો (ઉર્વતુલ વુસ્કાનો) અને તેમના તાલિબોનો મરતબો અને તેમની અને તેમના મુરીદોની મંઝિલત મા'લૂમ થાય છે. એટલે બેશક આ કોઈ વાસ્તા વગર અલ્લાહ તઆલાની તરફ મન્સૂબ છે. **અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન.**[નોંધ સમાપ્ત]

## યાકૂત : ૫૮

## બે ઈનાયતોનું બયાન

અને હવે હું હરમૈન શરીફૈનના ઈન્આમોને બે ઈનાયતોના બયાન સાથે સમાપ્ત કરું છું. જેને અમારા ઈમામ અને કિબ્લહ સય્યિદ અને શૈખ (ઉર્વતુલ્ વુસ્કા) સલ્લમહુલ્લાહુ સુબ્હાનુહૂ વ દામત્ બરકાતુહૂએ આં હઝરત આ'લા મરતબત નબીએ કરીમ અલયહિ વ અલા આલિહી અસ્સલાતુ વત્તસ્લીમાતની બારગાહે મુકદ્દસથી મેળવ્યા છે.

- એક ઈનાયત આપના (પોતાના) હકમાં છે અને
- બીજી ઈનાયત આપના શૈખ ઈમામુલ્ આ'લમ મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિના હકમાં છે.

[૧]

પ્રથમ ઈનાયત આ છે કે :

હઝરત (ઉર્વતુલ્ વુસ્કા) એક દિવસ પારકા (ગૈર મુરીદો) અને પોતાના (મુરીદો) વચ્ચે મજલિસમાં બેઠા હતા.

આપે જોયું કે :

હઝરત સય્યિદુલ્ અવ્વલીન વલ આખિરીન અલયહિ વ અલા આલિહી અસ્સલાતુ વત્તસ્લીમાત નિહાયત શાનો શૌકત અને કામિલ નૂરાનિયતમાં આસમાનથી નીચે આવ્યા, અહીં સુધી કે તજલ્લીએ નૂરની ફરાવાની (વિપુલતા)થી આપની હસ્તી (જિસ્મ) જણાતું નથી, બલ્કે નૂરે મહઝની શકલના સ્વરૂપમાં છે !

આપે રહમતે સુરૂરીથી હઝરત (ઉર્વતુલ્ વુસ્કા)ને બોસો આપીને (ચુંબન કરીને) ફરી પાછા આસમાન પર તશરીફ લઈ ગયા.

[૨]

બીજી ઈનાયત આ છે કે :

એક દિવસ હઝરત (ઉર્વતુલ્ વુસ્કા)એ સરહિંદમાં રહેવાના દૌરાન વાકિઅહમાં જોયું કે :

હઝરત મહબૂબે રબ્બુલ્ આલમીન અલયહિ વ અલા આલિહી અલ્ફ અલ્ફ સલાતુ વસ્સલામ, ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેષાની (કુદ્દિસ સિર્રુહૂ)ના ઘરમાં ઊભા છે. અને અઝીમ અનવાર આં હઝરત અલયહિસ્સલાતુ વસ્સલામ પર જલ્વહ ફિગન છે.

અને હઝરત મુજદ્દિદે અલ્ફેષાની (કુદ્દિસ સિર્રુહૂ) એ ઘરના સહન (આંગણા)ના એક ખૂણામાં ઊભા છે અને પોતાની નિસ્બતમાં કંઈક ડૂબેલાં છે !

હઝરત ખત્મુલ્ મુરસલીન અલયહિ વ આલિહી અસ્સલાતુ વત્તસ્લીમાત કમાલે બંદા નવાઝીથી તેમની તા'રીફ (પ્રશંસા)માં ઘણાં વચનો ઈરશાદ ફરમાવે છે, અને ફરમાવે છે કે :

સુબ્હાનલ્લાહ ! આ લોકોમાં યા આ મુલ્કમાં હઝરત હક સુબ્હાનુહૂ વ તઆલાએ એવા બંદાને પૈદા કર્યા છે કે જેમની પાસે હક સુબ્હાનુહૂ વ તઆલાના મુકર્રબ (નિકટના) ફરિશ્તાઓ આવે છે અને તે (હઝરત મુજદ્દિદે અલ્ફેષાની) તેમની (ફરિશ્તાઓની) તરફ ધ્યાન નથી કરતાં ! (જોતા પણ નથી ! )

## યાકૂત : ૫૯

## બે ઈનાયતોનું બયાન

આ કિતાબ (યવાકીતુલ્ હરમૈન)ના લેખક જણાવે છે કે :

આ પવિત્ર રિસાલહ (પુસ્તિકા)ની તકમીલ (પરિપૂર્ણતા) પછી જયારે મેં એને હઝરત (ઉર્વતુલ વુસ્કા) સલ્લમહુલ્લાહુ સુબ્હાનુહૂની ખિદમતમાં પેશ કરી અને આપે તમામ (બનાવો) સાંભળ્યા તો આપ હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂના રોઝએ મુનવ્વરહની ઝિયારતના માટે તશરીફ લઈ ગયા.

(ત્યાંથી પાછા આવીને) (આ કિતાબના લેખક) મખ્દૂમઝાદએ મખ્ઝનુલ અસરાર હઝરત મુહમ્મદ ઉબૈદુલ્લાહ (કુદ્દિસ સિર્રુહૂ)ને ફરમાવ્યું કે :

હું પીર દસ્તગીરના હુઝૂરમાં જઈને મુતવજ્જિહ (ધ્યાનિત) થયો કે આ તમામ ચીઝોના બારામાં, જે લખવામાં આવી છે, પસંદીદગીનો ઈઝહાર છે કે નથી ?

હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂએ એટલા વધારે પ્રમાણમાં અલતાફ અને ઈનાયતો ફરમાવ્યા કે અત્યાર સુધી આ પ્રકારના અલતાફ અને ઈનાયતો ઘણાં ઓછા જાહેર થયા હશે.

હું જોતો હતો કે :

જાણે કે કમાલે ઈનાયતના કારણે આપ મારા ફરતે ઘુમી રહ્યા છે અને મસર્રત અને શાદમાની (આનંદ અને ખૂશી) જાહેર ફરમાવી રહ્યા છે.

તે દિવસે ફજરની નમાઝ બા'દ જયારે હું ઝિક્ર અને મુરાકબહના હલ્કા (વર્તુળ)માં બેઠો હતો, ત્યારે જોયું કે :

બે શખ્સો બે તશ્ત (થાળ) હાથમાં લઈને મસ્જિદના બન્ને દરવાઝામાંથી મારી સામે આવ્યા. તેમાંથી એકની હકીકત સારી રીતે જાહેર થઈ કે તેણે શું લાવીને મારી સામે મૂકયું.

મેં જોયું કે :

તેમાં પાણીદાર જવાહર (હીરા) અને યા'કૂત (માણેક, રાતામણિ)ની જેમ ચમકદાર ચીઝો મૂકેલી છે.

એ અરસામાં તે શખ્સે જવાહરાત (હીરા)થી મઢેલો એક તાજ મારા માથા ઉપર મૂકયો. (પૂર્ણ)



(આ કિતાબ) લખનાર (મુહમ્મદ ઉબૈદુલ્લાહ) કહું છું કે :

અલ્લાહ સુબ્હાનુહૂની હમ્દ છે કે, આ રિસાલહ (કિતાબ)ને **'યા'કૂતે અહમર'** (માણેક, રાતામણિ) (નામ) આપવું આ (ઉપર જણાવેલી) મઅરિફત પ્રમાણે સહીહ થયું અને એનું નામ રાખવાના માટે ખૂબ જ યોગ્ય કારણ જાહેર થયું.

**સુબ્હા-ન રબ્બિ-ક રબ્બિલ્ ઈઝ્ઝતિ અમ્મા ય-સિફૂન. વ-સલામુન્ અલલ્ મુરસલીન. વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આ-લમીન.**

[સમાપ્ત]

**ગુજરાતી અનુવાદકની નોંધ :**

હક સુબ્હાનુહૂ વ તઆલા ઈઝ્ઝ વ જલ્લનો બેહદ અને બેઈન્તિહા શુક્ર છે કે આજિઝના હાથે આ બરકતવાળી કિતાબનો અનુવાદ અલ્લાહ તઆલાએ પૂર્ણ કરાવ્યો.

**ગર કબૂલ ઉફતદ, ઝહે ઈઝ્ઝ વ શરફ**

**અબ્દુલકાદિર ફાતીવાલા**

ગુફિરલહૂ

૨૧, શવ્વાલ, ૧૪૩૪ હિજરી મુતાબિક

૨૯, ઓગષ્ટ, ૨૦૧૩, જુમેરાત

## સજ્જાદાનશીનીનું સાડત્રીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૭૦ હિજરી મુતાબિક ૧૬૫૯ ઈસ્વીસન]

### હઝરત ખાઝિનુર્રહમહ ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ

આ વર્ષે આલમગીર બાદશાહે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુની ખિદમતમાં એક અરજ લખી અને દરખાસ્ત કરી કે :

મને બરકત હાસિલ થાય તે માટે પોતાના કોઈ ફરઝંદ અથવા ભાઈને મારી પાસે મોકલો, તો મોટી મહેરબાની થશે.

ઉપરાંત બાદશાહે એક મકતૂબ હઝરત ખાઝિનુર્રહમહની ખિદમતમાં પણ લખ્યો કે આપ જરૂર તશરીફ લાવો.

જેથી હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમહ બાદશાહની દરખાસ્ત પર અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુના મશ્વરહ અનુસાર શાહજહાંઆબાદ (દિલ્હી) તશરીફ લઈ ગયા.

બાદશાહે પોતાના સરદારોને આપના સ્વાગતના માટે મોકલ્યા, જે આપને ઘણી ઈઝ્ઝત અને માન–સન્માનની સાથે શહેરમાં લાવ્યા અને આપ શાહી મહેમાનની હૈસિયતથી એક મુદ્દત સુધી ત્યાં રોકાયા. તે પછી આપ બીમાર થઈ ગયા. શાહી હકીમોએ દરેક રીતે ઈલાજ કર્યો, પરંતુ "રોગ વધતો ગયો જેમ જેમ દવા કરી" અહીં સુધી કે જીવનની ઉમ્મીદ બાકી ન રહી, તો આપે બાદશાહથી ઈજાઝત લઈને વતનની તરફ રવાના થયા. માર્ગમાં સંભાલકહના સ્થળે ૨૭, જમાદિલ આખર, ૧૦૭૦ હિજરીસનના આપે ઈન્તિકાલ ફરમાવ્યો અને આપનો જનાઝો સરહિંદ શરીફ લાવીને ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિના ગુંબજમાં દફન કરવામાં આવ્યો.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૧૭, ૧૧૮,
'હાલાતે મશાઈખે નકશબંદિય્યહ' : ૨૧૧]

## હઝરત મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદોની સુલૂકની તકમીલ

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમહ રહિમહુલ્લાહુના વિસાલ પછી આપના ફરઝંદોએ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુ પાસે સુલૂકની તકમીલ કરવાની ઈચ્છા વ્યકત કરી અને અર્ઝ કરી કે :

અમે આટલું તો પોતાના વાલિદ બુઝુર્ગવારથી હાસિલ કરી લીધું છે.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

મારી આદત છે કે હું પહેલેથી શુરૂ કરાવું છું.

બધાંએ આ વાતનો સ્વીકાર કર્યો તો આપે પહેલેથી સુલૂક શુરૂ કરાવ્યો. ['રવ્ઝતુલ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૧૮]

## હઝરતનો નવા મકાનમાં નિવાસ

આ વર્ષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ પોતાની જૂની હવેલીથી જે આપને વાલિદ બુઝુર્ગવારના તરફથી વારસામાં મળી હતી, તે પોતાના સાહિબઝાદહ હઝરત ખ્વાજા સૈફુદ્દીનને ઈનાયત ફરમાવીને સંદલપૂરહની નવી હવેલીમાં જે આપે પોતે બનાવી હતી, (ત્યાં) રહેવા ગયા. પરંતુ પાંચેય નમાઝ આ જ ખાનકાહમાં આવીને પઢતા હતા. ['રવઝતુલ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૧૮, ૧૧૯]

## સજ્જાદાનશીનીનું આડત્રીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૭૧ હિજરી મુતાબિક ૧૬૬૦ ઈસ્વીસન]

## આખી દુનિયાના લોકો આપની ખિદમતમાં હાજર થઈ ફય્ઝ હાસિલ કરતા હતા

હજના સફરથી પાછા પહોંચવા પછી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખ્યાતિ, મકબૂલિયત અને ઈર્શાદ તથા બુઝુર્ગીની વિપુલતાની હાલતનું બયાન લખવું અશકય છે. આખી દુનિયામાંથી, પૂર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણ સુધી અર્થાત હિન્દુસ્તાન, તૂરાન, તુર્કસ્તાન, બદખ્શાન, કાશગર, ખતા, રૂમ, શામ અને હિજાઝે મુકદ્દસના બાદશાહ તથા સરદારો, ઉલમા અને મશાઈખ, દરેક દર્જાના લોકો હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુના મુરીદ હતા. અસંખ્ય અલ્લાહ તઆલાના બંદાઓ, ખાસ અને આમ સવારથી સાંજ સુધી પતંગિયાની જેમ ભેગા રહેતા. અસંખ્ય લોકો દરરોજ મુરીદ થવા માટે ખિદમતમાં હાજર થતા અને ફના તથા બકાના ઉચ્ચ મકામાત મેળવતા.

## આપની મજલિસનો રોબ અને દબદબો

આપની મજલિસનો રોબ અને દબદબો એટલો હતો કે મજલિસમાં મોટા મોટા બાદશાહ આપસમાં વાતચીત ન કરી શકતા હતા. ઈજાઝત વગર વાત કરવાની મજાલ ન હતી. જો કોઈ જરૂરી વાત કહેવી હોય તો કાગળ પર લખીને હઝરતની ખિદમતમાં પેશ કરતા.

આલમગીર બાદશાહ પર જો કે હઝરત ઘણાં વધારે મહેરબાન હતા, પરંતુ અદબના કારણે તેણે પણ આપના દરબારમાં કોઈની સાથે વાતચીત ન કરી અને ઈજાઝત વગર બેઠા નહિ.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૨૫]

## હદિયહ, તોહફા અને નઝરાનાની વિપુલતા

એ જ રીતે ભેટ–સોગાદની અનોખી હાલત હતી કે ચારો

તરફથી હદિયહ, તોહફા અને નઝરાના આવતા હતા. હજારો રૂપિયા રોકડા અને સાધન–સામગ્રી હઝરતની ખિદમતમાં આવતી હતી અને હકદાર લોકો બેસી રહેતા હતા.

એક દિવસ એક લાલચુ માણસ એવો આવ્યો કે જે રકમ પણ તોહફા અને હદિયહની આવતી (તે) ઉઠાવી લેતો, અહીં સુધી કે એટલા રૂપિયા તેની પાસે ભેગા થઈ ગયા કે તેને ઉઠાવી ન શકયો. ત્યાર બા'દ બીજા લોકોને લેવાનો મોકો મળ્યો.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૨૦]

'રવઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

મારા દાદા જાન 'કવાકિબે દુર્રિય્યહ'માં લખે છે કે :

અમે ચાર માણસોએ વિચાર્યુ કે આજે જેટલા નઝરાના આવે તેનો અંદાઝો કરવો જોઈએ. જેથી અમે માત્ર રોકડ રકમનો અંદાઝો એવી રીતે કર્યો કે દરેક નઝરાનાના બદલે એક–એક કાંકરી મૂકતા ગયા. સવારથી અસર સુધી કાંકરીઓનો એટલો મોટો ઢગ થઈ ગયો જેને ગણવું મુશ્કિલ હતું. અને આ ન ખબર હતી કે દરેક નઝરાનામાં સો રૂપિયા હતા કે હઝાર. વધુ પડતા નઝરાના સૈંકડો રૂપિયાના થતા હતા.

## દરરોજ પાંચ હઝાર માણસો સવાર–સાંજ ભોજન કરતા હતા

ઉપરાંત દરરોજ સવાર–સાંજ લગભગ પાંચ હઝાર માણસો હઝરતની ખાનકાહથી ખાવાનું ખાતા હતા. અને ખાવાનું પણ ઉચ્ચ કક્ષાનું બનતું હતું અર્થાત્ ઘઉંની રોટલી, બકરા અથવા મરઘીનું ગોશ્ત, હલવો અને મોસંબી વગેરે ફળો...પણ આપવામાં આવતા હતા.

## હઝરત મખ્દૂમ બહાઉદ્દીન ઝકરિયા મુલતાની રહિમહુલ્લાહુના સજ્જાદાનશીન આપથી બયઅત થયા

એ જ વર્ષે મખ્દૂમ બહાઉદ્દીન ઝકરિયા મુલતાની રહમતુલ્લાહિ અલયહિના સજ્જાદાનશીન શયખ મુહમ્મદ યૂસુફ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને મુરીદ થયા.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુક્ન : ૨, પૃષ્ઠ : ૧૨૯]

## સજ્જાદાનશીનીનું ઓગણચાલીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૭૨ હિજરી મુતાબિક ૧૬૬૧ ઈસ્વીસન]

### ઔરંગઝૈબની દરખાસ્તના કારણે હઝરતે હાફિઝ સાદિકને બાદશાહની ખિદમતમાં મોકલ્યા

આ વર્ષે આલમગીર બાદશાહે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી દરખાસ્ત કરી કે આપના કોઈ ખલીફાને મોકલો, જેથી એમની સુહબતથી હું ફૈઝ મેળવું.

હઝરતે પોતાના ખલીફાઓમાંથી હાફિઝ સાદિકને બાદશાહની પાસે મોકલ્યા.

### થોડા દિવસ પછી હઝરતે પોતાના પૌત્ર શયખ અબૂલ્ કાસિમને પણ મોકલ્યા

થોડા દિવસો પછી હઝરતના પૌત્ર શયૂખ અબૂલ્ કાસિમ (હઝરત શયખ સિબ્ગતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના પુત્ર) પણ શાહજહાંઆબાદ તશરીફ લઈ ગયા.

### પીરઝાદાના અદબ વિષે બનાવ

એક દિવસ હઝરતના પૌત્ર શયૂખ અબૂલ કાસિમ બાદશાહની પાસે બેસીને કંઈક રહસ્યની વાતો કરી રહ્યા હતા કે હઝરતના ખલીફા હાફિઝ સાદિક આવ્યા અને શયૂખ સાહબની પાસે બેસી ગયા.

આ વાત પર શયખ અબૂલ્ કાસિમ સખ્ત નારાઝ થયા અને હાફિઝ સાહબની શિકાયત હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં લખી.

હઝરતે હાફિઝ સાહબને ઠપકાનો પત્ર લખ્યો કે તમે અબૂલ્ કાસિમનો અદબ શા માટે ન કર્યો ? તે મારો ફરઝંદ છે તેને ગમગીન કરવું, મને ગમગીન કરવું છે.

હાફિઝ સાહબે શયૂખ સાહબથી માફી માંગી અને ઘણી આજીઝી–વિનંતી કરી.

છેવટે શયૂખ સાહબ હાફિઝ સાહબ પર મહેરબાન થઈ ગયા અને હઝરતની ખિદમતમાં પણ રઝામંદીનો ઈઝહાર કરીને લખ્યું કે :

આપ પણ તેમના પર મહેરબાની ફરમાવો.

હઝરતે શયૂખ અબૂલ્ કાસિમને લખ્યું કે :

તમે પણ અજીબ માણસ છો કે પ્રથમ તેમની શિકાયત લખી, હવે તેમની સિફારિશ કરો છો. હવે પછી એવું ન કરશો.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૨૩, ૧૨૪]

**<u>મકતૂબાત શરીફનો બીજો ભાગ પરિપૂર્ણ થયો</u>**

એ જ વર્ષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત શરીફનો બીજો ભાગ પરિપૂર્ણ થયો, જેનું ઐતિહાસિક નામ 'વસીલતુસ્સઆદત' (હિજરીસન ૧૦૭૨) છે.

## શાહઝાદહ મુરાદ બખ્શને કતલ કરવામાં આવ્યો

એ જ વર્ષે શાહઝાદહ મુરાદ બખ્શને રબીઉલ્ અવ્વલ માસ, ૧૦૭૨ હિજરીસનમાં કતલ કરવામાં આવ્યો.

['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૩, પૃષ્ઠ : ૧૫૧]

## સજજાદાનશીનીનું ચાલીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૭૩ હિજરી મુતાબિક ૧૬૬૨ ઈસ્વીસન]

## બાદશાહ આલમગીર સરહિંદ શરીફમાં હઝરતની ખિદમતમાં હાજર થયો

બાદશાહ આલમગીર સરહિંદ શરીફમાં આવેલો હતો. એક દિવસ જયારે તે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયો તો હઝરત મુરવ્વિજુશ્શરીઅહ હઝરત શય્ખ મુહમ્મદ ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિહઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂના મકતૂબાત પઢી રહ્યા હતા. બાદશાહે હઝરત મુરવ્વિજુશ્શરીઅહનો રંગ–ઢંગ જોયો અને તેમના પઢવાની રીતનું નિરીક્ષણ કર્યું તો તેમના પર આકર્ષાઈ ગયો અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં અર્ઝ કરી કે :

મારી ઈચ્છા છે કે હું થોડા દિવસ હઝરત મુરવ્વિજુશ્શરીઅહની હમનશીનીથી મુશર્રફ થાઉં.

હઝરતે આપને પૂછયું કે :

"બાદશાહની આ ઈચ્છા છે, આપનો શું ખ્યાલ છે ? "

આપે અર્ઝ કરી કે :

"જો હઝરતનો હુકમ છે તો સર આંખો પર, નહિતર મારી

મરઝી તો નથી.''

હઝરત આ વાતથી ઘણાં ખૂશ થયા અને બાદશાહને ફરમાવ્યું કે :

''તેમનું દિલ મારાથી અલગ થવા નથી માંગતું.''

તે પછી બાદશાહ હઝરતથી રુખસત થઈને કાશમીર ગયો.

'મુન્તખબુલ્લુબાબ'માં છે કે :

આલમગીર કૂચ પર કૂચ કરીને કાશ્મીર રવાના થઈ ગયો. ૧, ઝીલકદ, હિજરીસન ૧૦૭૩ ખૂરદાદના મધ્યમાં કાશ્મીરની હરિયાળી ધરતીમાં બાદશાહે કિયામ કર્યો અને ડલ સરોવરના કિનારે દીપમાલાનો હુકમ આપ્યો. [ભાગ : ૩, પૃષ્ઠ : ૧૬૬]

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૨૧]

## સજ્જાદાનશીનીનું એકતાલીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૭૪ હિજરી મુતાબિક ૧૬૬૩ ઈસ્વીસન]

### હઝરતના બે પૌત્રોના હઝરતની બે પૌત્રીઓ સાથે નિકાહ થયા

આ વર્ષે હઝરતના બે પૌત્રોના હઝરતની જ બે પૌત્રીઓ સાથે નિકાહ થયા. એની વિગતો નીચે પ્રમાણે છે :

(૧) હઝરતના સૌથી મોટા સાહિબઝાદહ હઝરત શયૂખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહના સાહબઝાદહ હઝરત શયૂખ અબૂલ કાસિમના નિકાહ હઝરતના બીજા નંબરના પુત્ર હઝરત મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહની સાહિબઝાદી સાથે થયા.

(૨) હઝરતના સૌથી મોટા સાહિબઝાદહ હઝરત શયૂખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહના જ બીજા સાહિબઝાદહ હઝરત શયૂખ

ઈસ્માઈલના નિકાહ હઝરતના ત્રીજા નંબરના સાહિબઝાદહ હઝરત શયૂખ મુહમ્મદ ઉબૈદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅતની સાહિબઝાદી સાથે થયા.

## હઝરતની દુઆથી સાંજના બદલે સવારે વરસાદ પડયો

કહે છે કે :

શયૂખ ઈસ્માઈલની શાદીના દિવસોમાં દરરોજ સાંજના સમયે વરસાદ પડતો હતો. જ્યારે બારાતનો દિવસ આવ્યો તો સવારના સમયે લોકોએ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી અર્ઝ કરી કે :

આજકાલ સાંજના સમયે દરરોજ વરસાદ પડે છે, જો આજે સાંજના સમયે પણ વરસાદ પડયો તો બારાતની મજા ન આવશે.

હઝરતે લોકોની વિનંતી અનુસાર દુઆના માટે હાથ ઉઠાવ્યા. હજુ દુઆથી ફારિગ ન થયા હતા કે કાળા વાદળ આવ્યા અને એટલો વરસાદ પડયો, જેટલો દરરોજ સાંજના સમયે પડતો હતો. તે પછી વાતાવરણ સાફ થઈ ગયું અને સાંજ સુધી ગલી–કૂચી સૂકાઈ ગયા અને શાદીના સર્વ કામો શાંતિથી પૂરા થઈ ગયા.

## શૈખ આદમ ભકરી રહિમહુલ્લાહુ પોતાના અકીદતમંદો સહિત હઝરતની ખિદમતમાં હાજર થઈ મુરીદ થયા

ઉપરાંત એ જ વર્ષે શયખ આદમ ભકરી રહિમહુલ્લાહુ ઘણાં અકીદતમંદો સહિત ખિદમતમાં હાજર થઈને મુરીદ થયા.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૩૧]

## સજ્જાદાનશીનીનું બેતાલીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૭૫ હિજરી મુતાબિક ૧૬૬૪ ઈસ્વીસન]

## હઝરતના છઠ્ઠા ફરઝંદ હઝરત શયખ મુહમ્મદ સિદ્દીકની શાદી થઈ

આ વર્ષે હઝરત ઉર્વતુલ્ વુસ્કાના છઠ્ઠા ફરઝંદ શયખ મુહમ્મદ સિદ્દીકની શાદી હાંસી, જિલ્લા : હિસારમાં હઝરત જમાલ હાંસવીની ઔલાદમાં થઈ.

હઝરતે શયખ મુહમ્મદ સિદ્દીકની સાથે ખ્વાજા મુહમ્મદ ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિને મોકલ્યા.

વિદાય કરતી વખતે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ શયખ મુહમ્મદ સિદ્દીકને ફરમાવ્યું કે :

હું હઝરત જીવ (પ્રિય) (ખ્વાજા મુહમ્મદ ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ)ને તમારી સાથે મોકલું છું. સાવધાન ! તેમની સાથે ઘણાં અદબથી પેશ આવતા રહેજો. જેવો અદબ મારો કરો છો તેવો જ તેમનો કરજો.

મતલબ કે હઝરત મુરવ્વિજુશ્શરીઅહ શયખ મુહમ્મદ સિદ્દીક રહમતુલ્લાહિ અલયહિને સાથે લઈને હાંસી પહોંચ્યા અને સારી રીતે શાદી થઈ ગઈ. ['રવઝતુલ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૩૪]

## હઝરતે પોતાના તમામ પૌત્રોને ભેગાં કરી તવજ્જુહ ફરમાવી અને દરેકને ખાસ નિસ્બત ઈલ્કા ફરમાવી

આ વર્ષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ પોતાના પ્રિય પૌત્રો, જેમાંથી દરેક પોતાના ઝમાનાના ઘણાં સાલિહ અને મુત્તકી હતા, તેમને નિસ્બતની ઈલ્કા માટે બોલાવ્યા.

- સૌથી પ્રથમ હઝરત હુજ્જતુલ્લાહના ફરઝંદ અબૂલ્અલા આપની ખિદમતમાં હાજર થયા.

- તે પછી બીજા બધાં પૌત્રો ખિદમતમાં હાજર થયા. હઝરતે સર્વ પર મહેરબાની ફરમાવીને તવજ્જુહ આપી.

હઝરત મુરવ્વિજુશ્શરીઅહના ફરઝંદ ખ્વાજા મુહમ્મદ પારસા ફરમાવે છે કે :

અમે ત્રણે ભાઈઓ : શયૂખ મુહમ્મદ હાદી, શયૂખ મુહમ્મદ સાલિમ અને હું (પોતે) તથા અમારા ચાચાઓના સાહબઝાદાઓ : હઝરત અબૂલ્અલા, શયૂખ અબૂલ્ કાસિમ, શયૂખ મુહમ્મદ ઈસ્માઈલ, શયૂખ મુહમ્મદ આ'ઝમ, શયૂખ મુહમ્મદ કુતુબ અને અલી રઝા વગેરે સર્વ હાજર હતા. હઝરતે અમારા સર્વ પર તવજ્જુહ ફરમાવી અને દરેકને ખાસ નિસ્બત ઈલ્કા ફરમાવી.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૩૩]

## સજ્જાદાનશીનીનું તેંતાલીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૭૬ હિજરી મુતાબિક ૧૬૬૫ ઈસ્વીસન]

### બાદશાહની તરબિયતના માટે હઝરતે હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિને તેમની પાસે મોકલ્યા

આ વર્ષે પણ આલમગીર બાદશાહે હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂની ખિદમતમાં દરખ્વાસ્ત કરી કે :

હું સલતનતના કામોમાં તલ્લીન હોવાના કારણે ખિદમતમાં હાજર નથી થઈ શકતો, જેથી મખ્દૂમઝાદાઓ અથવા ખલીફાઓમાંથી કોઈને અહીં મોકલો, જેથી હું તેનાથી ફૈઝ હાસિલ કરું.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુએ આ અગત્યના કામ માટે પોતાના સાહબઝાદહ હઝરત ખ્વાજા સયફુદ્દીન રહિમહુલ્લાહુની પસંદગી કરી અને આપને શાહજહાંઆબાદ (દિલ્હી) રવાના કરી દીધા.

બાદશાહને જયારે આપના આગમનની જાણ થઈ તો સલતનતના દરબારીઓ સહિત જઈને આપનું સ્વાગત કર્યું અને ઘણાં માન અને સન્માન સાથે આપને લાલ કિલ્લામાં પોતાની પાસે રાખ્યા.

જયારે કિલ્લામાં દાખલ થવા લાગ્યા તો કિલ્લાના દરવાજા પર પથ્થરની કોતરેલી હાથીની પ્રતિમાઓ લગાવેલી હઝરત ખ્વાજા સયફુદ્દીન રહિમહુલ્લાહુએ જોઈ. આપ તત્કાળ થોભી ગયા અને ફરમાવ્યું કે :

જયાં સુધી આ પ્રતિમાઓ હટાવવામાં ન આવશે, ત્યાં સુધી હું કિલ્લામાં દાખલ ન થઈશ.

બાદશાહે આ પ્રતિમાઓને તત્કાળ હટાવવાનો હુકમ આપ્યો, ત્યારે આપ કિલ્લામાં તશરીફ લઈ ગયા અને હલ્કહ તથા મુરાકબહની મજલિસ શરૂ કરી.

## આલમગીર બાદશાહ આપથી બયઅત થયો

આલમગીર બાદશાહ હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિથી એટલો પ્રભાવિત થયો કે આપના હાથ પર હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુની બયઅત કરીને ઉચ્ચ નકશબંદી સિલસિલામાં દાખલ થઈ ગયો. ['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૪૦]

## શાહજહાંનો ઈન્તિકાલ

હજુ હઝરત ખ્વાજા સયફુદ્દીનને દિલ્હી તશરીફ લાવવાને થોડો જ સમય વીત્યો હતો અને બાદશાહ ઔરંગઝૈબ આલમગીર માત્ર ત્રણ વખત આપના મુરાકબહના હલ્કહમાં શરીક થવા પામ્યો હતો કે સોમવારની રાત્રે ૨૬, રજબ, ૧૦૭૬ હિજરીસનના રોજ શાહજહાં બાદશાહનો આગ્રામાં ઈન્તિકાલ થઈ ગયો. આ સમાચાર સાંભળતા જ બાદશાહ આલમગીર આગ્રા જવા માટે રવાના થઈ ગયો.

## શાહજહાંનો ટૂંકો પરિચય

- શાહજહાં બિન જહાંગીર ૧, રબીઉલ્ અવ્વલ, ૧૦૦૦ હિજરીસન મુતાબિક ૧૭, ડિસેમ્બર, ૧૫૯૧ ઈસ્વીસનના રોજ લાહોરમાં પૈદા થયો.
- જહાંગીરના ઈન્તિકાલ પછી ૭, જમાદિલ્ આખર, ૧૦૩૭ હિજરીસનના રોજ આગ્રામાં તખ્તનશીન થઈને શિહાબુદ્દીન શાહજહાં લકબ ઈખ્તિયાર કર્યો.
- તેના ઝમાનામાં સલતનતમાં ઘણો વધારો થયો. જો કે કંદહારનો ઈલાકો મુગલિયહ સલ્તનતથી નિકળી ગયો, પરંતુ દક્ષિણનો ઘણો ઈલાકો તેમાં શામિલ થઈ ગયો.
- હિન્દુસ્તાનના ઈતિહાસમાં શાહજહાંનો દૌર દેશની ખૂશહાલી અને પ્રગતિના કારણે મુગલિયહ સલતનતનો 'અહદે ઝરીં' (સોનેરી યુગ) કહેવાય છે અને એક ન ભુલાય એવી યાદગાર છે.
- તેની આ અનંત પ્રગતિ બાબરથી આલમગીર સુધીના મહાન શાસકોની યાદગાર છે. પરંતુ હક સુબ્હાનહૂ વ તઆલાએ શાહજહાં બાદશાહને જે શાનો શૌકત (દબદબો અને પ્રતિષ્ઠા) તથા અઝમત અને ઈકતિદાર અર્પણ કર્યા હતા, તેવા પૂર્વજ સલતનતોમાં કોઈને અર્પણ થયા ન હતા.
- બાબરની માનસિક ખૂબીઓ તેના બાબરી કાનૂનમાં,
- હુમાયૂનો કલ્પના વિહાર તેના શે'ર અને શાઈરીમાં,
- અકબરની ઈલ્મી ઉદારતાઓ તેના દરબારની કળા કૌશલ્યની ફિઝામાં અને
- જહાંગીરનો ઈન્સાફ તેના જહાંગીરી કાનૂનમાં પ્રગટ થાય છે.
- શાહજહાંનો સુંદરતાનો પ્રેમભાવ,
  - તેના તખ્તે તાઊસથી,

- લાલ કિલ્લાથી અને
- તાજમહલના નકશોનિગાર (સુશોભન)થી જાહેર થાય છે.

- એટલે આ બાબત તઅજ્જુબનું કારણ નથી કે જો તેણે પોતાના પિતાની જેમ અથવા પોતાના પુત્રો ઔરંગઝૈબ વગેરેની જેમ કોઈ ઈલ્મી યાદગાર નથી છોડી, પણ તેના દિમાગની ગુલઅફ઼શાની કાગળના પૃષ્ઠોના બદલે દીવાને ખાસ અને દીવાને આમની દીવાલો પર થઈ.
- તેનો હુસ્ને ઝૌક ઈલ્મ અને અદબની જગ્યાએ જામિઅ મસ્જિદ, દિલ્હીની તા'મીરી નુદરત (નવીનતા) અને નફ઼ાસત (કોમળતા)માં જાહેર થયો.
- તેણે મુહબ્બતનો તરાનો શે'ર અને શાઈરીમાં નહી બલ્કે તાજમહલના આરસના પથ્થરોમાં કર્યો, જે આજે પણ દુનિયાથી પ્રસંશાની ખંડણી હાસિલ કરી રહ્યો છે.
- દુનિયાના સર્વ દીર્ઘદર્શીઓનો ફેસલો છે કે તાજમહલથી વધારે ખૂબસૂરત ઈમારત આખી ધરતી પર નિર્માણ નથી થઈ.
- શાહજહાં અત્યંત દીનદાર, પ્રજાનો ખ્યાલ રાખનાર અને આદિલ બાદશાહ હતો.
- એકત્રીસ વર્ષ અને બે મહિના હુકૂમત કરી.
- તે પછી આઠ વર્ષ નઝરબંદીમાં વીતાવ્યા.
- છોત્તેર વર્ષ, ત્રણ મહિનાની ઉંમરમાં સોમવારના દિવસે ૨૬, રજબ, ૧૦૭૬ હિજરીસન મુતાબિક ૧, ફેબ્રુઆરી, ૧૬૬૬ ઈસ્વીસનના રોજ વફ઼ાત પામ્યો.
- તાજમહલ, આગ્રામાં તેની પત્ની અરજૂમંદબાનૂ ઉર્ફે મુમ્તાઝમહલની બાજુમાં તેને દફ઼ન કરવામાં આવ્યો.
- 'રદિયલ્લાહુ' શબ્દોના અદદ તેની વફ઼ાતની તારીખ છે.
- દુનિયા પણ કેવી અનોખી જગા છે કે શાહજહાનની ઉંમરનો

પ્રારંભિક ભાગ નૂરજહાંના કારણે સખ્ત વિકટ પરિસ્થિતિમાં વીત્યો અને ઉંમરનો અંતિમ ભાગ નઝરબંદીમાં વીત્યો.

فَاعْتَبِرُوْا يٰۤاُولِى الْاَبْصَارُ

**ભાવાર્થ :**

તો હે આંખોવાળાઓ ! (એથી) ઈબ્રત પકડો.

(સૂરએ 'હશ્ર' : ૨)

શાહજહાંની ઔલાદમાં ચાર છોકરાઓ :

(૧) દારાશિકોહ (૨) મુહમ્મદ શુજાઅ
(૩) ઔરંગઝૈબ (૪) મુરાદબખ્શ અને

ત્રણ છોકરીઓ :

(૧) જહાંઆરા બેગમ ઉર્ફે બાદશાહ બેગમ
(૨) રોશનઆરા બેગમ (૩) ગોહરઆરા બેગમ હતી.

**બાદશાહ આલમગીરની બાતિની તરક્કી વિષે પત્ર**

હઝરત ખ્વાજા સયફુદ્દીન કુદ્દિસ સિર્રુહૂએ સૂફી સઅદુલ્લાહ અફઘાનીને પોતાના એક પત્રમાં લખ્યું છે :

"(આ વાત) છુપી ન રહે કે બાદશાહ (આલમગીર) તરીકએ આલિયહ (નકશબંદિય્યહ)માં દાખલ થઈને ઘણાં પ્રભાવિત થયા. તેમનાથી માત્ર ત્રણ વખત સુહબત રહી. કારણ કે શાહજહાંની વફાત થવાના કારણે બાદશાહ આગ્રા તશરીફ લઈ ગયા.

બીજી (વાત) આ કે તાલિબીન કીડી–મંકોડાની જેમ આવે છે, તેમની સંખ્યા વિષે શું લખું કે લખાણના વર્તુળથી બહાર છે."

['મકતૂબાતે સયૂફિય્યહ' મકતૂબ : ૮૩]

## આપથી બયઅત થયેલા અન્ય મહાનુભાવો

કહે છે કે જયારે હઝરત ખ્વાજા સયૂફુદીન રહમતુલ્લાહિ અલયહિ દિલ્હી તશરીફ લઈ ગયા અને ત્યાં બાદશાહ (આલમગીર) શહઝાદગાને મુહમ્મદ આ'ઝમ અને મુહમ્મદ મુઅઝ્ઝમ, શહઝાદી રોશનઆરા, નવાબ મુકર્રમખાં, હઝરત હાફિઝ મુહમ્મદ મુહસિન (શયૂખ અબ્દુલહક રહમતુલ્લાહિ અલયહિના નવાસા), હાજી અબ્દુર્રઊફ (મસ્જિદે ફતહપૂરીના ઈમામ) અને બીજા ઘણાં લોકો આપથી બયઅત થયા. તે સમયે આપની ઉંમર ૨૭ (સત્તાવીસ) વર્ષ હતી.

['હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહ. ઔર ઉનકે નાકિદીન' પૃષ્ઠ : ૩૪]

['હઝરતના સાહબઝાદાઓ' વિભાગમાં હઝરત ખ્વાજા સયૂફુદીનના વિસ્તૃત હાલાત ઈન્શા અલ્લાહ આવશે.]

## શાહજહાંએ આલમગીરને માફ કરી દીધો

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

શાહજહાંના ઈન્તિકાલના સમયે તેની મોટી શાહઝાદી જહાંઆરા બેગમ જે શાહજહાં સાથે રહેતી હતી, તે આલમગીરની વિરોધી હતી, પરંતુ શાહજહાંના ઈન્તિકાલના સમયે જહાંઆરા બેગમે શાહજહાંને કહ્યું કે :

"મારી ભલામણથી ઔરંગઝૈબનો વાંક માફ કરી દો, જેથી મારો ઉપકાર તેના પર સાબિત થઈ જાય."

જેથી શાહજહાંએ કાગળ, કલમ મંગાવીને પોતાના હાથ વડે લખી દીધું કે :

"મેં જહાંઆરા બેગમના કહેવાથી ઔરંગઝૈબના સર્વ અપરાધો

માફ કરી દીધા અને હવે હું એનાથી રાઝી છું.''

તે પછી એનો ઈન્તિકાલ થયો.

જયારે ઔરંગઝૈબને પિતાના ઈન્તિકાલના સમાચાર પહોંચ્યા અને તે તઅઝિયત (શોક દર્શાવવા) માટે શાહજહાંઆબાદ (દિલ્હી)થી અકબરઆબાદ (આગ્રા) ગયો તો જહાંઆરાએ તે દસ્તાવેજ ઔરંગઝૈબને પેશ કર્યો જેના કારણે ઔરંગઝૈબ તેનો આભારી અને અહેસાનમંદ થયો અને તેને પોતાની સાથે દિલ્હી લાવીને ઘણી ઈઝ્ઝતથી રાખી.

'મુન્તખબુલ્લુબાબ'માં છે કે :

જયારે શાહજહાં નઝઅ (મૃત્યુ સમય)ની હાલતમાં હતો તો જહાંઆરા બેગમ સાહિબાએ ત્રણ વખત બાદશાહના અપરાધો માફ કરી દેવાની વિનંતી કરી. બે વખત તો શાહજહાંએ સ્વીકાર્યું નહિ, પણ ત્રીજી વખત જયારે બહેને ભાઈના માટે ઘણી આજીઝી અને આક્રંદ કર્યો તો નાછુટકે સ્વીકાર કરી લીધો. [પૃષ્ઠ : ૧૭૬]

આલમગીર પિતાના ઈન્તિકાલના સમાચાર સાંભળીને અકબરઆબાદ (આગ્રા) રવાના થઈ ગયો અને ત્યાં પહોંચવા પછી બુઝુર્ગ વાલિદની કબર પર ઘણાં આંસૂ વહાવ્યા. ફાતિહા પઢી. તે પછી જહાંઆરા બેગમ સાહિબા (મોટી બહેન)ની પાસે ગયો અને સર્વ નિકટના દરબારીઓને હુકમ આપ્યો કે :

તેઓ હરમ સરાના દરવાજા પર જઈને હઝરત જહાંઆરા બેગમની ખિદમતમાં તસ્લીમાત (આદર) બજાવી લાવે.

બાદશાહે થોડા દિવસ અકબરઆબાદમાં રોકાયા પછી તખ્તના રક્ષકોને હુકમ આપ્યો કે :

તખ્તે મરસઅ (તખ્તે તાઊસ)ને જશનના માટે અકબરઆબાદ

(આગ્રા)થી દિલ્હી પહોંચાડવામાં આવે. તે પછી મહેલની અમુક મહિલાઓને પણ દિલ્હી મોકલી આપવામાં આવી.

['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૩, પૃષ્ઠ : ૧૭૬]

## <u>શાહજહાંના ઈન્તિકાલની ખબર સાંભળી હઝરત શાહજહાંબાદ (દિલ્હી) તશરીફ લઈ ગયા</u>

જયારે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને શાહજહાંના ઈન્તિકાલના સમાચાર મળ્યા, તો તેની બખ્શિશના માટે ફાતિહા પઢી. અને પોતાના ખલીફાઓ અને મુરીદોને લઈને શાહજહાંઆબાદ (દિલ્હી) જવા રવાના થયા. દરેક મંઝિલ પર સરદારો અને શાહી લશ્કરોએ આપનું સ્વાગત કર્યું.

જયારે સોનીપત (જિલ્લો : રોહતક) પહોંચ્યા, જયાંથી દિલ્હી શહેર વીસ કોસ (૪૦ કિ.મી.)ના અંતરે છે, તો આલમગીર બાદશાહ પોતે સ્વાગત માટે ત્યાં આવ્યો.

રિવાયત છે કે :

સોનીપતથી દિલ્હી સુધી વીસ કોસ (૪૦ કિ.મી.)ના અંદર માણસ જ માણસ દેખાતા હતા.

શાહજહાંઆબાદ (દિલ્હી)માં ખાન જહાં બહાદુરના મહેલમાં જે એક અત્યંત વિશાળ, આલીશાન અને ખૂબસૂરત મહેલ છે (ત્યાં) હઝરતે કિયામ ફરમાવ્યો. દિલ્હીના સર્વ મદ્રસાઓ અને મસ્જિદો હઝરતના મુરીદોથી ભરાઈ ગયા હતા.

આ દિવસોમાં હઝરતની ખિદમતમાં લોકોનો એટલો જનસમૂહ હતો કે શહઝાદહ આ'ઝમ શાહ જે અદબના કારણે નોકર–ચાકર વગર સાદા તરીકા પર ખિદમતમાં હાજર થયો હતો, ઘણી મુશ્કિલથી

મુલાકાતનો શર્ફ હાસિલ કરી શકયો.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ શાહજહાંઆબાદ (દિલ્હી)માં માત્ર અગિયાર દિવસ રોકાયા. તે પછી સરહિંદ શરીફ તશરીફ લઈ આવ્યા.

આ ટૂંકા રોકાણમાં હઝરત એક વખત બાદશાહને ત્યાં તશરીફ લઈ ગયા અને બાદશાહ પોતે ત્રણ વખત હઝરતની ખિદમતમાં હાજર થયો. વિદાય થતી વખતે બાદશાહ બાર કોસ (૨૫ કિ.મી.) સુધી હઝરતની સાથે ગયો.

હઝરતે કંઈક નસીહતો ફરમાવી અને ફરમાવ્યું કે :

આ આપણી અંતિમ મુલાકાત છે. ઈન્શાઅલ્લાહ હવે પછી આખિરતમાં મુલાકાત થશે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૩૫ થી ૧૩૭]

## સજ્જાદાનશીનીનું ચુમ્માલીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૭૭ હિજરી મુતાબિક ૧૬૬૬ ઈસ્વીસન]

### હઝરતે પોતાના સાહબઝાદહ ખ્વાજા મુહમ્મદ અશરફને તવજ્જુહે કસરી આપી

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

આ વર્ષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુએ પોતાના ચોથા સાહબઝાદહ ખ્વાજા મુહમ્મદ અશરફને તવજ્જુહે કસરી આપી.

(તવજ્જુહે કસરીનો અર્થ આ છે કે એક તવજ્જુહમાં શયખે કામિલ સાલિકને ઈબ્તિદાથી લઈને ઈન્તિહા (આરંભથી લઈને અંત) સુધી મકામાત તય કરાવી દે છે.)

હઝરત ખ્વાજા મુહમ્મદ અશરફ રહમતુલ્લાહિ અલયહિ પોતાની 'બયાઝ' (રોજનીશી)માં લખે છે કે :

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ એક દિવસ મને ફરમાવ્યું કે :

"હવે મારા જીવનનું માત્ર એક વર્ષ બાકી છે, આવો ! હું તમારા પર એવી તવજ્જુહ કરું કે હમણાં સુધી કોઈએ પોતાના મુરીદ પર ન કરી હોય."

પછી આપે કામિલ તવજ્જુહ વડે નિસ્બત ઈલ્કા ફરમાવી.

તે પછી ફરમાવ્યું કે :

"અમે તમોને કમાલાતે ઈલાહીના અંત સુધી પહોંચાડી દીધા છે જેના આગળ વહેમ અને ખ્યાલ નહિવત છે."

હઝરતે :

- વિલાયતે સુગરા,
- વિલાયતે કુબ્રા,
- વિલાયતે ઉલિયા,
- કમાલાતે નુબુવ્વત,
- કમાલાતે રિસાલત,
- હકીકતે કઅ્બહ,
- હકીકતે કુર્આન,
- હકીકતે સલાત તથા
- સબાહત અને
- મલાહત વગેરે સર્વ મકામો એક જ સમયમાં એક જ તવજ્જુહમાં મને હાસિલ કરાવી દીધા અને હું એ સર્વ મકામાતનો અહેસાસ પોતાની અંદર પામું છું. **અલ્હમ્દુ લિલ્લાહિ અલા ઝાલિક.**

<u>નોંધ</u> :

[હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિએ ઉપર જણાવેલા તમામ મકામોમાંથી દરેક વિષે એક અલગ પ્રકરણ પોતાની મશહૂર કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં બનાવીને દરેક મકામની સરળ અને વિસ્તૃત

સમજૂતી લખેલી છે. રસ ધરાવનારા વાચકોને ત્યાં વાંચવા વિનંતી.]

## હઝરતે પોતાના મુરીદો અને ખલીફાઓને પોતાના સાહબઝાદાઓને સુપર્દ કર્યા

એ જ પ્રમાણે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ નીચે જણાવેલા ઈલાકાઓના પોતાના મુરીદોને અને ખલીફાઓને પોતાના સાહબઝાદાઓને સુપર્દ કર્યા :

- હઝરત ખ્વાજા મુહમ્મદ સિબ્ગતુલ્લાહ રહિમહુલ્લાહુને કાબુલ અને તેના આજુબાજુના સર્વ પઠાણ અને મુગલ ઈલાકાઓ સુપર્દ કર્યા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિને બદખ્શાં, તુર્કસ્તાન, દશ્તે કબ્ચાક, કાશ્ગર, ખતા, રૂમ, શામ અને યમનના સર્વ મુરીદો અને ખલીફાઓ સુપર્દ કર્યા.
- ઉપરાંત ખ્વાજા મુહમ્મદ હનીફ કાબુલી, ખ્વાજા મુહમ્મદ સિદ્દીક પેશાવરી, ખ્વાજા અબ્દુસ્સમદ, અખૂન મૂસા નન્ગરહારી, શયૂખ મુરાદ શામી, ખ્વાજા અરગૂન ખતાઈ વગેરે આપના સુપર્દ થયા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબયદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅહ રહમતુલ્લાહિ અલયહિને ખુરાસાન, મા વરાઉન્નહર, તૂરાન, દારગંજ, ગોરસદ,અન્દરાબ, કોહિસ્તાન, તિબરસ્તાન, સજિસ્તાનના ઈલાકાઓ સુપર્દ કર્યા અને શયૂખ અબૂલ્ મઝફર બુરહાનપૂરી, શયૂખ હબીબુલ્લાહ બુખારી સૂફી પાઈન્દહ તલા, શયૂખ અબૂલ્ કાસિમ બલ્ખી વગેરે અને હિન્દુસ્તાનના મોટા ભાગના મુરીદોને અને શહઝાદહ મુઅઝ્ઝમને પણ આપને સુપર્દ કરવામાં આવ્યા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ અશરફને દક્ષિણ અને પંજાબના ખલીફાઓ અને મુરીદો સુપર્દ કરવામાં આવ્યા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિને :

શહનશાહ ઔરંગઝૈબ આલમગીર,
શહઝાદહ આ'ઝમશાહ,
જઅફરખાં વઝીર,
શાઈસ્તહખાં,
નવાબ મુકર્રમખાં,
મુહતશિમખાં,
સુલતાન અબ્દુર્રહમાન
સુપર્દ કરવામાં આવ્યા.

- ઉપરાંત નીચે પ્રમાણેના ખલીફાઓ પણ આપના હવાલે કરવામાં આવ્યા :

અખૂન મીર મુહસિન સિયાલકોટી,
સૂફી પાઈન્દહ,
શયૂખ આદમ ભકરી વગેરે.

- હઝરત મુહમ્મદ સિદ્દીકને અરબ, બહરૈન અને હિન્દુસ્તાનના પૂર્વના અધિક ઈલાકાઓ સુપર્દ કરવામાં આવ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૩૮,૧૩૯]

## હઝરતે પોતાના તમામ ખુલફાને દુનિયાના વિવિધ ભાગોમાં મોકલ્યા

તે પછી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ પોતાના તમામ ખુલફાને દુનિયાના વિવિધ ભાગોમાં મોકલ્યા.

- એક હજાર સાતસો ખુલફા તુર્કિસ્તાન અને દશ્ત કબ્ચાકમાં મોકલ્યા. જેમના સરદાર ખ્વાજા મુહમ્મદ અમીન અને ખ્વાજા અબ્દુર્રહમાનને નક્કી ફરમાવ્યા.
- પાંચસો ખુલફા કાશ્ગર અને ખતાની તરફ મોકલ્યા. જેમના સરદાર ખ્વાજા અઝગૂનને બનાવ્યા.
- ચારસો ખુલફા શામ અને રૂમની તરફ મોકલીને તેમના સરદાર શયૂખ મુરાદને બનાવ્યા.

- સાતસો ખુલફા ખુરાસાન, બદખ્શાં અને તૂરાનમાં મોકલ્યા, જેઓ શયૂખ હબીબુલ્લાહની તા'બેદારીમાં હતા.
- એકસો ખુલફા કાબુલમાં મોકલ્યા.
- એકસો ખુલફા પેશાવરના આજુબાજુના વિસ્તારમાં મોકલ્યા.
- વીસ ખુલફા નન્ગરહારમાં મોકલ્યા અને એ તમામના સરદાર ખ્વાજા મુહમ્મદ હનીફ, ખ્વાજા મુહમ્મદ સિદ્દીક અને અખૂન મૂસાને નક્કી કર્યા.
- બાકી ખુલફાને હિન્દુસ્તાનના વિવિધ શહેરોમાં મોકલ્યા.

[સજ્જાદહનશીનીના બારમાં વર્ષમાં ખ્વાજા અઝગૂન છે.]

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૩૯]

## સજ્જાદાનશીનીનું પીસ્તાલીસમું વર્ષ

[પહેલી રબીઉલ્ અવ્વલ, ૧૦૭૮ હિજરી મુતાબિક ૧૬૬૭ ઈસ્વીસન]

### ખ્વાજા મુહમ્મદ હનીફ રહમતુલ્લાહિ અલયહિની વફાત

કાબુલમાં આ વર્ષે હઝરતના ખલીફા ખ્વાજા મુહમ્મદ હનીફ રહમતુલ્લાહિ અલયહિએ આ ફાની દુનિયાથી કૂચ ફરમાવી. હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂને તેમની વફાતનો ઘણો સદમો થયો અને પોતાના મોટા સાહબઝાદહ શયૂખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિને તઅઝિયતના માટે કાબુલ મોકલ્યા. ત્યાં તેમને ઘણી મકબૂલિયત હાસિલ થઈ અને ત્યાંના અધિક અવામ અને ખવાસ આપના મુઅતકિદ અને મુરીદ બની ગયા.

['રવઝતુલ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૪૦]

### હઝરતની બીમારી અને ઈલાજ

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને એક મુદ્દતથી

વજઉલ્ મફાસિલ (સાંધાઓના દુઃખાવા)ની તકલીફ હતી. હવે થોડા દિવસોથી આ રોગ ઘણો વધી ગયો. દરેક રીતે ઈલાજ કરવામાં આવ્યો, પણ કંઈ સુધારો ન થયો.

"મર્ઝ બળ્હતા ગયા જૂં જૂં દવા કી."

ઘૂંટણોના દુઃખાવામાં તીવ્રતા હોવાના કારણે તાવ પણ આવી ગયો. યૂનાની ઈલાજથી ફાયદો ન થયો તો શાહી ડોકટર અંગ્રેજી ઈલાજના માટે હાજર થયો અને તેણે ઓપરેશન મારફતે દવા મૂકી, પરંતુ તેનો કોઈ ફાયદો ન થયો.

છેવટે હઝરત ઈલાજ અને ઉપચારથી બેઝાર થઈ ગયા અને ફરમાવ્યું કે :

"હક સુબ્હાનહૂ વ તઆલાએ આ દવાઓમાંથી અસર ઉઠાવી લીધી છે. એટલા માટે હવે કોઈ દવા ફાયદો ન આપશે.

આ મારી અંતિમ બીમારી છે અને હું થોડા સમયમાં આ ફાની દુનિયાથી વિદાય થનાર છું."

આ સાંભળીને હાજરજનો પરેશાન થઈને રડવા લાગ્યા.

હઝરતે બધાંને તસલ્લી આપી.

બાદશાહ આલમગીર પણ આપની બીમારીથી ઘણો પરેશાન અને બેકરાર હતો. દરરોજ હઝરતની ખૈર અને આફિયત મા'લૂમ કરવાની વ્યવસ્થા કરેલી હતી. ઘણી વખત મિઝાજપુર્સીના માટે હાજર થવાનો ઈરાદો કર્યો પરંતુ હઝરતે મનાઈ ફરમાવી દીધી કે બાદશાહે સલતનતની બાબતોમાં મશ્ગૂલ રહેવું જોઈએ.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૬૦, ૧૬૧]

## હઝરતનો દુઃખદ ઈન્તિકાલ

### આશૂરહના દિવસે લોકોને ભેગા કરી આખરી નસીહતો અને વસિયતો ફરમાવી

૧૦, મુહર્રમુલ્ હરામ, ૧૦૭૯ હિજરીસન, આશૂરહના દિવસે ઈશરાકની નમાઝ પછી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ લોકોને હાજર થવાનો હુકમ આપ્યો. જેથી શહેર અને તેના આસપાસના તમામ અવામ અને ખવાસ હઝરતની ખાનકાહમાં ભેગા થઈ ગયા. તે સમયે હઝરતે આમ મજમામાં હમ્દ અને ષના પછી વઅઝ અને નસીહતો ફરમાવી.

અને ફરમાવ્યું કે :

હવે હું દુનિયાથી વિદાય થનાર છું, જેથી હું તમોને વસિયત કરું છું કે :

- કુર્આન, હદીષ, ઈજમાએ ઉમ્મત અને અકવાલે મુજતહિદીન પર અમલ કરજો.
- શરીઅત વિરોધી ફકીરોથી બચજો, કારણ કે તેઓ પોતે પણ ગુમરાહ થાય છે અને લોકોને પણ ગુમરાહ કરે છે વગેરે.

લોકો આ વાત સાંભળીને આક્રંદ અને વિલાપ કરીને રડવા લાગ્યા અને ઘણાં ગમગીન થયા.

### બીજા દિવસે પૂર્વજોની કબરોની ઝિયારત કરી ફાતિહાખ્વાની કરી

બીજા દિવસે હઝરત પોતાના પૂર્વજોની કબરો પર તશરીફ લઈ ગયા અને ફાતિહાખ્વાની કરી. વધુ સમય હઝરત મુજદ્દિદે અલ્ફેષાની

રહમતુલ્લાહિ અલયહિના અનવારથી ભરપૂર મઝાર પર વીતાવતા.

ઉપરાંત આ દિવસોમાં હઝરતે કેટલાક મશાઈખને લખ્યું કે :
"મારા માટે ઈમાન પર ખાતિમહની દુઆ કરો."

અકષર હઝરાતે જવાબમાં અર્ઝ કરી કે :

હઝરત ! અમારા માટે ખૈર પર ખાતિમહ થવાની દુઆ ફરમાવો.

એક સાહબે જવાબમાં આ શે'ર લખ્યો :

**યકીન મી દાં કે શેરાને શિકારી,**
**દરીં રહ ખ્વાસ્તન્દ અઝ મૂર યારી.**

[યકીન જાણો કે શિકાર કરનારા વાઘોએ આ માર્ગમાં કીડીઓથી મદદ તલબ કરી છે.]

**સફર મહિનામાં આપ પર બીમારીનો ઉગ્ર હુમલો થયો**

હઝરત પોતે સખ્ત બીમાર હોવા છતાં સફર મહિનામાં નિયમ અનુસાર હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિનો ઉર્સ કર્યો અને સારામાં સારું ખાવાનું, મેવાઓ અને હલવાઓ તૈયાર કરાવીને હઝરતની પુર ફુતૂહ રૂહના ઈસાલે સવાબ માટે તકસીમ કર્યા.

તે પછી આપ પર બીમારીનો એટલો ગલ્બહ થઈ ગયો કે હાથ–પગમાં હલનચલનની શક્તિ બાકી ન રહી. આ તીવ્ર બીમારીમાં ક્યારેય ઉફ (આહ) પણ ન કર્યું અને ક્યારેય બેકરારીનો ઈઝહાર પણ ન કર્યો. અહીં સુધી કે કોઈને આ પણ ખબર ન થતી હતી કે આપ બીમાર છે. આ સર્વ વાતો હોવા છતાં આપ નિયમ અનુસાર ઈબાદત અને રિયાઝતમાં મશ્ગૂલ રહેતા અને ફર્ઝ નમાઝ જમાઅતની સાથે અદા કરતા.

## આઠમી રબીઉલ્ અવ્વલે આંધી, વરસાદ અને ધરતીકંપ થયો

૮, રબીઉલ્ અવ્વલે જુમ્અહની નમાઝ જમાઅત સાથે અદા કરવા પછી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું :

"ઉમ્મીદ નથી કે હું કાલે આ સમય સુધી દુનિયમાં રહું."

તે પછી કેટલીક નસીહતો ફરમાવીને એકાંતમાં તશરીફ લઈ ગયા. સાંજના સમયે સખ્ત આંધી આવી અને ધરતીકંપ પણ મેહસૂસ થયો. તે પછી વરસાદ શરૂ થઈ ગયો.

## નવમી રબીઉલ્ અવ્વલના રોજ ઈશરાકની નમાઝ બા'દ સકરાતની હાલત શરૂ થઈ

- બીજા દિવસે ફજરની નમાઝ તઅદીલે અરકાનથી અદા કરીને મુરાકબહ કર્યો.
- તે પછી ઈશરાકની નમાઝ ઘણાં ખુશૂઅ અને ખુઝૂઅથી અદા કરી.
- તે પછી મૌતની સકરાતની નિશાનીઓ ઝાહિર થવા લાગી. શ્વાસમાં ઝડપ આવી ગઈ.

'કવાકિબે દુર્રિયહ'માં છે કે :

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની મુબારક ઝબાન અંતિમ સમયમાં ઘણી ઝડપથી ચાલુ હતી.

મેં કાન લગાવીને સાંભળ્યું તો હઝરત સૂરએ 'યા–સીન' પઢતા હતા.

'મિર્અતે જહાં નુમા'માં લખ્યું છે કે :

હઝરતે અંતિમ સમયે 'અસ્સલામુ અલય–ક યા નબિય્યલ્લાહ' ફરમાવ્યું.

## નવમી રબીઉલ્ અવ્વલના રોજ દુઃખદ ઈન્તિકાલ

હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદિસ સિર્રુહૂ જુમ્અહના દિવસે બપોરના સમયે ૯, રબીઉલ્ અવ્વલ, ૧૦૭૯ હિજરીસન મુતાબિક ૧૭, ઓગષ્ટ, ૧૬૬૮ ઈસ્વીસનના રોજ આ ફાની જગતથી ફિરદૌસે આ'લા તશરીફ ફરમાવી ગયા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

[હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના જન્મ અને વફાતની તારીખોમાં મતભેદ છે.]

- વિસાલના સમયે હઝરતના મુબારક ચહેરાથી મુસ્કુરાહટ ઘણી દેખાતી હતી.
- તે પછી લોકોમાં આહ અને રુદન છવાઈ ગયા અને સખ્ત બેકરારી તથા બેચેની ફેલાઈ ગઈ.

['રવઝતુલ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૬૩, ૧૬૪]

- હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની વિદાયના સમયે ધોધમાર વરસાદ પડી રહ્યો હતો.
- જે હવેલીમાં હઝરતનો વિસાલ થયો, તેમાં જ ગુસલ આપવામાં આવ્યું.
- ગુસલના સમયે આપના હોઠો પર તબસ્સુમ (સ્મિત) હતું.
- હાજી આશૂર, ખ્વાજા અબ્દુર્રહમાન, સૂફી અહમદ અને શયૂખ અનવર વગેરેએ હઝરતને ગુસલ આપ્યું અને ત્રણ કપડાંઓ (લિફાફા, તહબંદ અને કમીસ)માં કફન આપ્યું.
- જનાઝો ઉઠાવવામાં આવ્યો ત્યારે વરસાદ બંધ થઈ ગયો હતો.
- જનાઝામાં શરીક લોકો આક્રંદ અને રુદન કરતાં હતાં. કેટલાક ઘાયલની જેમ તડપી રહ્યા હતા અને કેટલાક પીડા અને દુઃખના કારણે ભાન ભૂલેલા હતા. મતલબ કે તે સમયની પરિસ્થિતિ વર્ણન

કરી શકાય એમ નથી.

'કવાકિબે દુર્રિયહ'માં લખ્યું છે કે :

- હઝરતનો મુબારક જનાઝો લોકોના ખભાઓ પર આપોઆપ ચાલતો હતો.
- મઅસૂમી હવેલીની ઉત્તર દિશામાં જનાઝાની નમાઝ અદા કરવામાં આવી. ઘણું વિશાળ મેદાન હોવા છતાં લોકોના જનસમૂહના કારણે જગ્યા તંગ થઈ ગઈ અને અકષર હઝરાત જનાઝહની નમાઝમાં શિર્કતથી વંચિત રહી ગયા.
- હઝરત ખ્વાજા ઉબયૂદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅહ રહમતુલ્લાહિ અલયહિએ જનાઝહની નમાઝની ઈમામત કરી.
- મઅસૂમી હવેલીથી દક્ષિણ દિશાની તરફ આપને દફન કરવામાં આવ્યા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુક્ન : ૨, પૃષ્ઠ : ૧૬૫ થી ૧૬૭]

### બીજા દિવસે ખ્વાબમાં હઝરતે પોતાના સાહબઝાદહને પોતાની વફાત બા'દની કૈફિયત જણાવી

વફાતના બીજા દિવસે હઝરત મુરવ્વિજુશ્શરીઅહને હકીકતમાં આપની ઝિયારત નસીબ થઈ તો આપથી કૈફિયત પૂછી.

હઝરતે ફરમાવ્યું :

"અત્યંત ખૂબસૂરત ફરિશ્તાઓ જેઓ પોતાની ખૂબસૂરતી અને સૌંદર્યમાં બે મિષાલ હતા, તેઓ ઉમ્દહ લિબાસમાં મારી પાસે આવીને અત્યંત અદબથી ઊભા રહ્યા. પછી પાછા ચાલ્યા ગયા, પરંતુ મને કોઈ પ્રશ્ન ન કર્યો."

તે પછી કબરની તંગી વિષે પૂછ્યું.

તો ફરમાવ્યું :

"મને તો રાહત અને ખૂશીના સિવાય કોઈ પ્રકારની તકલીફ ન થઈ." ['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૬૮]

## બાદશાહ આલમગીર તઅઝિયત માટે સરહિંદ શરીફ હાજર થયા

શયૂખ મુહમ્મદ તકી સઈદી ફરમાવે છે કે :

હું શાહજહાંઆબાદ (દિલ્હી)માં બાદશાહ ઔરંગઝૈબ આલમગીરની પાસેથી ઉઠીને ઘરે આવ્યો તો એક શખ્સે મને કહ્યું કે :

"હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુનો વિસાલ થઈ ગયો છે."

એવું મા'લૂમ થયું કે તે સમાચાર આપનારો શખ્સ ફરિશ્તો છે એટલે આ સમાચાર સાંભળતા જ હું ગભરાઈને બાદશાહની પાસે ગયો અને ઘટના બયાન કરી.

બાદશાહે કહ્યું કે :

"મારા માણસો દરેક જગ્યાએ બેઠા છે, જો એવું હોતે તો પ્રથમ મને ખબર પડતે."

તે પછી રાતના સમયે બાદશાહને હઝરતના વિસાલના સમાચાર પોતાના કાર્યકરો મારફતે પહોંચ્યા, તો બાદશાહની ઝબાનથી બેઈખ્તિયાર નિકળ્યું :

"નૂરે આલમ બ રફત વ આલમ તારીક શુદ."

[અર્થાત દુનિયાનું નૂર જતું રહ્યું અને દુનિયા અંધારી થઈ ગઈ.]

- બાદશાહ હઝરતની તઅઝિયત માટે સરહિંદ શરીફ આવ્યો.
- પ્રથમ હઝરતની કબર પર ફાતિહાખ્વાની કરી.
- તે પછી હઝરતના દરેક ફરઝંદની પાસે હાજર થઈને તઅઝિયત કરી.

● એ જ પ્રમાણે હઝરતના તમામ મુરીદો અને ખુલફા તથા સરદારો અને અમીરો (દરબારીઓ) તઅઝિયતના માટે આવતા રહ્યા અને આ પરંપરા મુદ્દત સુધી ચાલતી રહી.

● અકષર હઝરાતે વફાતની તારીખ લખી છે, દાખલા તરીકે : હઝરત મુરવ્વિજુશ્શરીઅહ રહમતુલ્લાહિ અલયહિએ :

**'હુ-વ ઈન્દ મલીકિમ્ મુકતદિર'** કહ્યું છે.

અને હઝરત શયખ અબ્દુલ્ અહદ રહમતુલ્લાહિ અલયહિએ :

**'રફતહ ઝ જહાં ઈમામ મઅસૂમી'** કહ્યું છે.

['રવઝતુલ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૭૦, ૧૭૧]

## હઝરતની કબર શરીફ પર રોશનઆરા બેગમે ખૂબ જ આલીશાન ઈમારત નિર્માણ કરાવી

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને જે સ્થળે દફન કરવામાં આવ્યા તે (સ્થળ) હઝરત મુરવ્વિજુશ્શરીઅત રહમતુલ્લાહિ અલયહિની માલિકીનું હતું. જયારે હઝરત મુરવ્વિજુશ્શરીઅહે તે સ્થળને નિર્માણ કરાવવાનો ઈરાદો કર્યો તો શાહજહાંની શાહઝાદી રોશનઆરા બેગમે આ સઆદત પોતે હાસિલ કરવાની દરખ્વાસ્ત કરી.

હઝરત મુરવ્વિજુશ્શરીઅહે મંઝૂર ફરમાવીને નિર્માણની ઈજાઝત આપી દીધી.

એટલે રોશનઆરા બેગમે અત્યંત ઉચ્ચ કક્ષાના નિર્માતા અને કારીગરો મેળવ્યા અને જે પ્રકારનો મહેલ બેગમે અગાઉ ખ્વાબમાં જોયો હતો કે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ તેમાં તશરીફ ફરમા છે. તેનો જ નકશો બનાવીને નિર્માતાઓને આપ્યો કે આ પ્રકારનો મહેલ તૈયાર કરવામાં આવે.

એટલે આપની કબર પર એક અત્યંત આલીશાન ઈમારત નિર્માણ કરવામાં આવી, જે અનેક પ્રકારના શૃંગારથી અંકિત હતી. મધ્યમાં સંગે રુખામનો આલીશાન ગુંબજ અને ચારેય દિશામાં બુર્જ બનાવવામાં આવ્યા.

મતલબ કે મુબારક રોઝહનું નિર્માણ આલીશાન ઈમારતના સ્વરૂપમાં થયું અને ઉચ્ચથી ઉચ્ચ કક્ષાનો સામાન વાપરવામાં આવ્યો અને આ તારીખ રોઝહ પર લખવામાં આવી.

**'મરકદે મહબૂબે હક કુતુબે ઝમાં.'**

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૭૨, ૧૭૩]

## હઝરતના રોઝહ શરીફમાં આવેલી આઠ કબરોની વિગતો

હઝરતના રોઝહ શરીફની અંદર આઠ કબરો છે :

[૧] હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહ
[૨] મુરવ્વિજુશ્શરીઅહ ખ્વાજા ઉબયૂદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ [હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ત્રીજા ફરઝંદ]
[૩] શય્ખ અબૂલ ઉલા રહમતુલ્લાહિ અલયહિ [હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિના મોટા ફરઝંદ]
[૪] હઝરત શય્ખ મુહમ્મદ અશરફ રહમતુલ્લાહિ અલયહિ [હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ચોથા ફરઝંદ]
[૫] હઝરત શય્ખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ [હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મોટા ફરઝંદ]
[૬] શય્ખ મુહમ્મદ હાદી રહમતુલ્લાહિ અલયહિ [હઝરત મુરવ્વિજુશ્શરીઅહ રહમતુલ્લાહિ અલયહિના મોટા ફરઝંદ]
[૭] શય્ખુલ્ ઈસ્લામ [મુહમ્મદ પારસાના ફરઝંદ]

[૮]નૂર મા'સૂમ [મુહમ્મદ પારસાના પૌત્ર]

અંતિમ ત્રણ કબરો પગની તરફ છે.

## હઝરતના મકતૂબાત શરીફના ત્રીજા ભાગનું પ્રકાશન

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ અંતિમ સમય સુધી જે મકતૂબાત લખ્યા, તેનો ત્રીજો ભાગ ૧૦૮૦ હિજરીસનમાં 'મકાતિબાતે ઝ કુતુબે ઝમાં'ના ઐતિહાસિક નામથી સંપાદિત થયો.

અલ્હમ્દુ લિલ્લાહ ! આપના મકતૂબાતના ત્રણેય ભાગો ફારસી ભાષામાં પણ મળે છે અને ઉર્દૂ અનુવાદો પણ પ્રકાશિત થઈ ગયા છે.

## હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિનો દેહ, દેખાવ, રીતભાત, અખ્લાક અને આદાબ

## હઝરતનો મુબારક દેહ અને દેખાવ

હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂ :

- ઊંચા કદના હતા.
- આપનો મુબારક દેહ માંસલ હતો.
- આપના દેહનો રંગ ઘઉં વર્ણો હતો.
- આપની આંખ ઉપરના ભવાં વિશાળ હતા.
- આપની આંખો મોટી હતી.
- આપનું નાક ઊંચું હતું.
- આપની દાઢી સફેદ હતી.
- આપના શરીરના તમામ અંગો સમતોલ હતા.

## હઝરતનો લિબાસ

● આપ અત્યંત ઉમદા લિબાસ પહેરતા હતા.
● આપ માથા ઉપર અમામહ (પાઘડી, ફેંટો) બાંધતા હતા.
● કોઈક વખત હિન્દી (હિન્દુસ્તાનના ઉલમામાં પ્રચલિત) લિબાસ પહેરતા હતા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૫૬]

## હઝરતનો મુબારક અવાજ

● હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂના મુબારક અવાજમાં આ કમાલ હતો કે નમાઝમાં કિર્અત પઢતા ત્યારે જેટલો બુલંદ અવાજ પ્રથમ સફવાળાઓને સંભળતો એટલો જ બુલંદ અવાજ અંતિમ સફવાળાઓને સંભળાતો હતો.
● કેટલીક વખતે હઝરતના પાછળ સો–સો સફો પણ થતી હતી, પરંતુ અવાજ બધાંને સમાન સંભળાતો હતો.
['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૪૬]

## હઝરત આપના મોટાભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિનો બેહદ અદબ કરતા હતા

હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂ પોતાના મોટાભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ કુદ્દિસ સિર્રુહૂનો એટલો અદબ અને એહતિરામ કરતા હતા કે જ્યારે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ કુદ્દિસ સિર્રુહૂ નિયમ અનુસાર સાંજના સમયે પાલખી (ડોલી)માં બેસીને તફરીહ (ફરવા) માટે તશરીફ લઈ જતા અને પાલખી હઝરતની હવેલી સામેથી પસાર થતી તો હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂ પાલખી જોઈને ઊભા થઈ જતા અને જ્યાં સુધી પાલખી નજરની સામે રહેતી ત્યાં સુધી ઊભા રહેતા.

ઘણી વાર અર્ઝ કરવામાં આવી કે :

"ન આપ હઝ઼રતને નજર આવો છો, અને ન હઝ઼રત આપને જુએ છે, તો આપે ઊભા થવાની શી જરૂરત છે ?"

આપ ફરમાવતા :

"દેખાડવું મકસૂદ નથી, અદબ મકસૂદ છે."

['ઉલમાએ હિન્દકા શાનદાર માઝ઼ી', પૃષ્ઠ : ૩૩૧]

એ જ રીતે આપના મકાનમાં બોરડીનું વૃક્ષ હતું. તેના બોર પ્રથમ હઝ઼રત ખ્વાજા મુહમ્મદ સઈદ કુદ્દિસ સિર્રુહૂને મોકલતા, પછી પોતે ખાતા અને બીજાઓને ખવડાવતા.

['ઉલમાએ હિન્દકા શાનદાર માઝ઼ી', પૃષ્ઠ : ૩૩૧]

## હઝ઼રત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની મુબારક અવ્લાદ એક નઝ઼રમાં

**સાહબઝ઼ાદાઓ**

હઝ઼રત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂના છ (૬) સાહબઝ઼ાદાઓ અને પાંચ (૫) સાહબઝ઼ાદીઓ હતી, જેની વિગતો નીચે પ્રમાણે છે :

| | નામ | પૈદાઈશ હિજરીસન | વફાત હિજરીસન |
|---|---|---|---|
| (૧) | હઝ઼રત શયૂખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ (રહ.) | ૧૧, રબી. આખર, ૧૦૩૨ | ૯, રબી. આખર, ૧૧૨૧ |
| (૨) | હઝ઼રત ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની હુજ્જતુલ્લાહ (રહ.) | ૭, રમઝ઼ાન, ૧૦૩૪ | ૨૯, મુહર્રમ, ૧૧૧૪ |

| | નામ | પૈદાઇશ હિજરીસન | વફાત હિજરીસન |
|---|---|---|---|
| (૩) | હઝરત શૈખ મુહમ્મદ ઉબૈદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅહ રહ. | ૨૧, શા'બાન, ૧૦૩૭ | ૧૯, રબી. અવ્વલ, ૧૦૮૩ |
| (૪) | હઝરત શૈખ મુહમ્મદ અશરફ મહબૂબુલ્લાહ રહ. | ૧૦૪૩ | ૨૭, સફર, ૧૧૧૮ |
| (૫) | હઝરત ખ્વાજા સયફુદ્દીન મુહ્યુસ્સુન્નહ રહિમહુલ્લાહ | ૧૦૪૯ | ૨૬, જમા. અવ્વલ, ૧૦૯૬ |
| (૬) | હઝરત શૈખ મુહમ્મદ સિદ્દીક મહબૂબે ઈલાહી રહમતુલ્લાહિ અલયહ | ૧૦૫૯ | ૧૦૩૧ |



**સાહબઝાદીઓ**

(૧) અમતુલ્લાહ બેગમ, એમના નિકાહ શાહ અબ્દુલ્લાહ બિન ખાઝિનુર્રહમહ રહમતુલ્લાહિ અલયહિ સાથે થયા હતા.

(૨) આઈશા બેગમ, એમના નિકાહ શાહ લુત્ફુલ્લાહ બિન ખાઝિનુર્રહમહ રહમતુલ્લાહિ અલયહિ સાથે થયા હતા.

(૩) આરિફા બેગમ, ગૈર કૌમના મિર્ઝા આફંદીની સાથે નિકાહ થયા હતા.

(૪) આકિલા બેગમ, એમના નિકાહ હઝરત સઅદુદ્દીન બિન ખાઝિનુર્રહમહ રહમતુલ્લાહિ અલયહિ સાથે થયા હતા.

(૫) સફિય્યહ બેગમ, એમના નિકાહ હાજી ફઝલુલ્લાહ બિન શયૂખ અબ્દુલકાદિર મખ્દૂમી રહમતુલ્લાહિ અલયહિ સાથે થયા હતા.

હઝરતની પાંચેય સાહબઝાદીઓ સાહિબે કમાલાતે ઝાહિરહ

અને ખવારિકે બાહિરહ હતી. પોતાના વાલિદ માજિદથી કમાલાતે નુબુવ્વતની ખૂશખબરી મેળવી હતી. અસંખ્ય ઔરતોએ તેમનાથી ફાયદો ઉઠાવ્યો.

## હઝરતની ઔલાદની વિસ્તૃત જીવન ઝરમર

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના પ્રથમ સાહબઝાદહ હઝરત શયખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ કુદ્દિસ સિર્રુહૂનું જીવનચરિત્ર

### જન્મ અને નામકરણ

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા ફરઝંદ છે. આપની પૈદાઈશ ૧૧, રબીઉલ્ આખર, ૧૦૩૨ હિજરીસનના રોજ સરહિંદ શરીફ મકામે થઈ હતી.

એ દિવસોમાં હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિ અજમેર શરીફમાં રોકાયા હતા.

જયારે હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહિમહુલ્લાહુ સરહિંદ શરીફ તશરીફ લાવ્યા તો હઝરતે આ નવજાત બાળકને જોઈને ફરમાવ્યું :

"અસ્સલામુ અલયકુમ યા સિબ્ગતલ્લાહ"

અને ફરમાવ્યું કે :

આ છોકરામાંથી શ્રેષ્ઠતાની બૂ આવે છે, એટલા માટે એનું નામ સિબ્ગતુલ્લાહ રાખો.

### હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિની આપના વિષે બશારત

હઝરત સિબ્ગતુલ્લાહ હજુ દૂધ પીતા બાળક જ હતા કે સખ્ત બીમાર થઈ ગયા. બીમારીનો એટલો તીવ્ર ગલ્બહ થયો કે જીવનની ઉમ્મીદ બાકી ન રહી.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુએ હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહિમહુલ્લાહુથી આ ફરઝંદની તંદુરસ્તી માટે દરખાસ્ત કરી.

હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું :

"આ ફરઝંદ વિષે કંઈ ચિંતા ન કરો. એની ઉંમર ઘણી લાંબી થશે અને ઘણો સાહિબે કમાલ થશે.

હું જોઈ રહ્યો છું કે એક વૃદ્ધના હાથમાં લાકડી છે અને પુષ્કળ લોકો તેની આજુબાજુ વર્તુળ બનાવીને ફાયદો પ્રાપ્ત કરવા માટે ઊભા છે."



ખરેખર હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહિમહુલ્લાહુનો આ ઈર્શાદ પૂર્ણ થયો અને આપની ઉંમર લગભગ બાણું (૯૨) વર્ષ થઈ અને કમાલાતે બાતિનીએ પહોંચીને લોકો માટે ફયૂઝના મરકઝ થયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૭૫]

## જાહેરી અને બાતિની ઈલ્મની તકમીલ તથા ખિલાફત અને કાબુલની કુતુબિયત

- નકલ છે કે ચાલીસ દિવસમાં આપે કુર્આને કરીમ હિફ્ઝ કરી લીધું હતું.
- તે પછી મઅકૂલ અને મન્કૂલ તથા ફુરૂઅ અને ઉસૂલના ઉલૂમમાં કામિલ દર્જા હાસિલ કરીને વાલિદ બુઝુર્ગવારની ખિદમતમાં બાતિની સુલૂકની તકમીલ કરી.
- દરેક મકામમાં મજબૂત કદમ અને ઈબાદત, વર્અ (પરહેઝગારી) અને તકવામાં કામિલ ઈસ્તિકામત રાખતા હતા.

- હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ આપ પર અત્યંત દર્જે શફીક અને મહેરબાન હતા અને ફરમાવ્યા કરતા હતા કે :

  "જો બાપે બેટાની તઅઝીમ કરવું યોગ્ય હોતે તો હું મારા આ બેટા સિબ્ગતુલ્લાહની તઅઝીમ કર્યા કરતે."

સુલૂકની પરિપૂર્ણતા પછી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ આપને ઈજાઝત અને ખિલાફતથી મુશર્રફ ફરમાવીને કાબુલ રવાના ફરમાવ્યા અને ત્યાંની કુત્બિયત પણ આપના હવાલે કરી. ત્યાં આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ. અલ્લાહ તઆલાના પુષ્કળ તલબગારોને ઉચ્ચ મકામાત પર પહોંચાડયા.

['હાલાતે મશાઈખે નકશબંદિય્યહ, મુજદ્દિદિય્યહ', પૃષ્ઠ : ૩૩૭]

## બાદશાહ ઔરંગઝૈબે આપને બોલાવ્યા પરંતુ આપ નહિ ગયા

ઉપરાંત નકલ છે કે એક દિવસ સુલતાન ઔરંગઝૈબ આલમગીરે આપને દિલ્હી બોલાવ્યા કે આપની ઝિયારતથી લાભદાયી થાય. જો કે સુલતાન આપના વાલિદ માજિદનો મુરીદ અને ખલીફા હતો.

સુલતાનના ખાદિમોના સરહિંદ શરીફ પહોંચવાથી અગાઉ જ આપ સુલતાનના ઈરાદાથી વાકિફ થઈ ગયા, એટલે (આપે) પાલકી મંગાવી અને તેના પર સવાર થઈને બગીચાની સે'ર માટે તશરીફ લઈ ગયા.

અને સ્વજનોથી ફરમાવ્યું કે :

"જયારે બાદશાહના માણસો મને બોલાવવા માટે આવે ત્યારે તેમને કહી દો કે આપ લોકોના પહોંચવાથી અગાઉ તેઓ કોઈ જગ્યાએ ચાલ્યા ગયા છે."

આ બનાવ પછી એક નિયાઝમંદે ખિદમતમાં અર્ઝ કરી કે :

"બાદશાહની આટલી ઈચ્છા હોવા છતાં તેની મજલિસથી આ દર્જે બેઝારીનું શું કારણ છે, જો કે આપના ભાઈ બાદશાહની સુહબત ધરાવતા હતા અને આ રીતે મખ્લૂકના કામ અંજામ આપતા હતા ? "

આપે જવાબમાં ફરમાવ્યું કે :

"અમારા ભાઈ નેક નિય્યત હતા. ફકીર એક દિલ ધરાવે છે જે હું એક બાદશાહ (અલ્લાહ)ને આપી ચુકયો છું. બીજું દિલ ધરાવતો નથી, જે બીજા બાદશાહને આપું."

તે પછી આરિફે જામ (હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી રહમતુલ્લાહિ અલયહિ)ની રુબાઈ કમાલે શોખની સાથે મુબારક ઝબાન પર લાવ્યા :



**રુબાઈ**

**એ આં કે બ કિબ્લએ બુતાં રૂસ્ત તુરા,**
**બર મગ્ઝ ચિરા હિજાબ શુદ પોસ્ત તુરા.**

**દિલ દર તલબ ઈં વ આં નિકૂસ્ત તુરા,**
**યક દિલ દારી બસ અસ્ત યક દોસ્ત તુરા.**

[હે શખ્સ ! તારું રુખ મૂર્તિઓના કિબ્લહની તરફ છે. તારી છાલ (શરીર)નો તારા દિલ પર પર્દો શા માટે થઈ ગયો ? !

તારા દિલનું 'આ' અને 'તે'ની તલબમાં ભટકવું સારું નથી. તું એક દિલ ધરાવે છે, તને એક દોસ્ત (અલ્લાહ) કાફી છે.]

['ઉમ્દતુલ્ મકામાત', પૃષ્ઠ : ૩૫૪]

## આપની વફાત અને દફન

આપની વફાત બાણું (૯૨) વર્ષની ઉંમરે જુમ્અહના દિવસે અસરની નમાઝના સમયે ૯, રબીઉલ્ આખર, ૧૧૨૧ હિજરીસનના થઈ. ['હદિયએ અહમદિય્યહ', પૃષ્ઠ : ૩૬]

આ તે ઝમાનો હતો કે સરહિંદ શરીફ પર શીખ લોકોનો ગલ્બહ હતો. તે છતાં હઝારો મુસલમાનો જનાઝહમાં શરીક હતા. અને ઘણાં એહતિરામ અને એહતિમામની સાથે આપનો જનાઝહ લઈ જઈને હઝરત ઉર્વતુલ્ વુસ્કાના ગુંબજમાં પશ્ચિમ તરફના દરવાજાની પાસે ખ્વાજા મુહમ્મદ અશરફના પેહલૂમાં દફન કરવામાં આવ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૭૬]

## હઝરત શયખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ચાર સાહબઝાદાઓનો ટૂંકો પરિચય

### (૧) શયખ અબૂલ્ કાસિમ:

- આપે સુલૂકની તકમીલ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુથી કરી.
- ઝાહિરી ઉલૂમ પોતાના વાલિદ બુઝુર્ગવાર અને ચાચાઓ પાસેથી હાસિલ કર્યા.
- આપ હઝરત હુજ્જતુલ્લાહના જમાઈ હતા.
- હઝરત મુરવ્વિજુશ્શરીઅહના આપ મુતબન્ના (દત્તક) હતા.
- હઝરત ખ્વાજા સયફુદ્દીનની ખાનકાહના સામાનના આપ અધ્યક્ષ પણ રહ્યા.
- આપ નિ:સંતાન હતા.
- ૧૦૮૧ હિજરીસનમાં આપની વફાત થઈ.
- હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુના ગુંબજમાં સૌથી પ્રથમ કબર આપની જ બની. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૭૭]

(૨) **શયખ મુહમ્મદ ઈસ્માઈલ :**

- આપ હઝરત મુરવ્વિજુશ્શરીઅહના જમાઈ હતા.
- ૧૧૩૬ હિજરીસનમાં આપની વફાત થઈ.
- આપની ઔલાદમાં ચાર સાહબઝાદાઓ અને પાંચ સાહબઝાદીઓ હતી. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૭૭]

(૩) **શયખ અહલુલ્લાહ :**

- આપની ઔલાદમાં માત્ર એક સાહબઝાદી હતી, જેના નિકાહ શયૂખ મુહમ્મદ બિન શાફિઉલ્ હાલ સાથે થયા હતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૭૯]

(૪) **શયખ મીર :**

આપે પોતાના વાલિદ માજિદની ખિદમતમાં બાતિની સુલૂક તય કરીને ખિલાફત મેળવી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૭૯]

**હઝરત શયૂખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની સાત સાહબઝાદીઓના નામો**

[૧] સાઈમા [૨] રાઝિયહ [૩] આલિયહ [૪] મારિયહ
[૫] રાફિઅહ [૬] બાકિય્યહ [૭] રોશનઆરા

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના બીજા સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ કુદ્દિસ સિર્રુહૂની જીવન ઝરમર

**જન્મ, નામ, કુનિયત, લકબ વગેરે**

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના બીજા ફરઝંદ છે. આપની મુબારક પૈદાઈશ જુમ્અહના દિવસે ૭, રમઝાન, ૧૦૩૪ હિજરીસન (મુતાબિક ૧૩, જૂન, ૧૬૨૫ ઈસ્વીસન)ના સરહિંદ શરીફમાં થઈ હતી.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ નવજાત ફરઝંદનું નામ મુહમ્મદ નકશબંદ, કુનિયત અબૂલ્ કાસિમ અને લકબ શર્ફુદ્દીન રાખ્યું અને શુક્રિયહ રૂપે ઘણું ખાવાનું પકાવીને હઝરત રિસાલતે પનાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક રૂહના નામ પર તકસીમ કર્યું. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૩]

## હિફ્ઝે કુર્આન અને જાહેરી ઉલૂમ મેળવવામાં મશ્ગૂલ

હઝરત હુજ્જતુલ્લાહ ટૂંકી મુદ્દતમાં કુર્આન શરીફ હિફ્ઝ કરીને જાહેરી ઉલૂમ મેળવવામાં મશ્ગૂલ થઈ ગયા.

આપે અકષર કિતાબો પોતાના મુહતરમ ચાચા હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ પાસે પઢી. એવી તહકીક અને તદકીક સાથે પઢયા કરતા હતા કે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ફરમાવ્યા કરતા હતા :

> "આ (ફરઝંદ) મારી પાસે પઢવા નથી આવતા, બલ્કે મને પઢાવવા આવે છે."

મતલબ કે આપે ફિકહ અને હદીષ તથા તમામ ઉલૂમે મુતદાવિલહ અત્યંત કોશિશથી પઢયા.

## ઈલ્મે બાતિન પોતાના વાલિદ બુઝુર્ગવારથી મેળવ્યો

ઈલ્મે કાલની સાથે ઈલ્મે હાલ પણ આપે પોતાના વાલિદ બુઝુર્ગવાર પાસેથી હાસિલ કરવાનું શરૂ કરી દીધું અને લાયકાતની

ઉચ્ચતાના કારણે થોડી મુદતમાં એવા હાલાત અને બનાવો પર પહોંચ્યા કે અક્કલ અને કલ્પનાથી બહાર છે.

## આપના પ્રથમ નિકાહ

હઝરત હુજ્જતુલ્લાહના પ્રથમ નિકાહ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ભાણેજ સાથે થયા હતા. આપની અકષર ઔલાદ એ જ પત્નીથી થઈ.

## આપના બીજા નિકાહ

બીજા નિકાહનો બનાવ આ પ્રમાણે છે કે ખુરાસાનના મશ્હૂર સય્યિદ મીર અબ્દુલ્લાહે હઝરત હુજ્જતુલ્લાહને ખ્વાબમાં જોયા તો ઝિયારતનો શૌખ પૈદા થયો. તે દિવસોમાં આપ પેશાવરમાં તશરીફ ફરમા હતા. મીર સાહબ અહીં હાજર થઈને મુરીદ થઈ ગયા. પછી શયૂખની મુહબ્બતનો ગલ્બહ થયો તો પોતાની સાહબઝાદી આઈશહ બેગમના નિકાહ આપની સાથે કરી દીધા. આ નિકાહ ૨૭, રબીઉલ્ અવ્વલ, ૧૦૮૦ હિજરીસન મુતાબિક ૧૬૬૯ ઈસ્વીસનના રોજ થયા.

## અરબના ઘણાં ઉલમા અને મશાઈખ આપથી બયઅત થયા

એ જ વર્ષે અરબના ઘણાં ઉલમા અને મશાઈખ જેમકે :

- શયૂખ અબ્દુલવહ્હાબ રઈસુલ્ મશાઈખ,
- શયૂખ ફખ્રુદ્દીન ખતીબ અને
- મૌલાના શમ્સુદ્દીન, અરબ ઉલમાના બાદશાહ વગેરે હાજર થઈને મુરીદ થયા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૯]

## આપનું કાબુલ તશરીફ લઈ જવું અને ત્યાં અસંખ્ય લોકોનું મુરીદ થવું

૧૦૮૧ હિજરીસન મુતાબિક ૧૬૭૦ ઈસ્વીસનમાં કાબુલવાસીઓએ હઝરત હુજ્જતુલ્લાહની ખિદમતમાં એક વિનમ્ર દરખાસ્ત લખી, જેમાં આપના દીદાર ફાઈઝુલ્ અનવારના ઈશ્તિયાક (આતુરતા) અને કાબુલમાં આપના આગમનની ઈચ્છાનો ઈઝહાર લખેલો હતો. હઝરત પણ કાબુલવાસીઓ પર ઘણાં મહેરબાન હતા, એટલે કાબુલ રવાના થઈ ગયા.

જયારે કાબુલવાસીઓને હઝરતના આગમનના સમાચાર મળ્યા તો ઘણી મંઝિલ આગળ આવીને આપનું સ્વાગત કર્યું.

કહે છે કે બદખ્શાં, ખુરાસાન, તૂરાન અને તુર્કસ્તાનના લોકો એટલા વિપુલ પ્રમાણમાં હઝરતની ખિદમતમાં હાજર થયા, જાણે તિડનું ઝુંડ હોય, અને એટલા શોખથી ધસારો કર્યો જેમકે પતંગિયા દીવા પર પડે છે.

દરરોજ હઝારો માણસો આપની ખિદમતમાં હાજર થઈને મુરીદ થતા. ઘણાં તુર્ક, મુગલ અને પઠાણ શર્ફે ઈરાદતથી મુશર્રફ થયા.

મતલબ કે દરરોજ સવારે અને સાંજે હઝરતના વર્તુળમાં અસંખ્ય માણસો શરીક થતા.

કાબુલના નિવાસ દરમિયાન રમઝાનુલ્ મુબારકનો મહીનો આવી ગયો. તરાવીહમાં લોકોની એટલી ભીડ થઈ ગઈ કે કાબુલની જુમ્અહ મસ્જિદ વિશાળ અને વિસ્તૃત હોવા છતાં બધાં નમાઝીઓના માટે કાફી ન હતી, એટલા માટે હઝરત શહેરની બહાર બગીચામાં તરાવીહની નમાઝ અદા ફરમાવતા હતા.

હઝરત હુજ્જતુલ્લાહ થોડો સમય કાબુલમાં દીનની તબ્લીગ ફરમાવીને સરહિંદ શરીફ પાછા તશરીફ લઈ આવ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૧]

## શાહજહાંની પુત્રી રોશનઆરા બેગમનો ઈન્તિકાલ

૧૦૮૨ હિજરીસનમાં જુમેરાતના દિવસે ૧૭, જમાદિલ્ અવ્વલના રોજ શાહજહાંની પુત્રી રોશનઆરા બેગમનો ઈન્તિકાલ થયો. ['મઆષિરે આલમગીરી', પૃષ્ઠ : ૭૭]

## આપના મોટા સાહબઝાદહ હઝરત અબૂલ્ ઉલા રહમતુલ્લાહિ અલયહિએ પોતાના ચહેરા પર નકાબ નાંખીને લોકોથી મળવાનું છોડી દીધું

૧૦૮૩ હિજરીસનમાં હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદહ હઝરત અબૂલ્ ઉલાએ પોતાના ચહેરા પર નકાબ નાંખી દીધો અને લોકોથી મળવાનું છોડી દીધું. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૭]

## હજ અને ઝિયારતે હરમૈન શરીફૈન માટે રવાનગી

૧૦૮૭ હિજરીસન મુતાબિક ૧૬૭૬ ઈસ્વીસનમાં હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ પોતાના કેટલાક દોસ્તો અને પ્રિયજનોની સાથે પહાડની તળેટીમાં સે'ર કરવા માટે તશરીફ લઈ ગયા. ત્યાં ફજરની નમાઝ પછી મોડે સુધી મુરાકબહ કર્યો. પછી ફરમાવ્યું કે :

> "આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હિજાઝના પ્રવાસની તાકીદ ફરમાવી રહ્યા છે."

આ બનાવ પછી આપ સરહિંદ શરીફ તશરીફ લઈ ગયા અને હરમૈન શરીફૈનની તૈયારી શરૂ કરી દીધી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૩૧]

## આપના મક્કા મુઅઝ્ઝમાના બનાવો

૧૦૮૮ હિજરીસન મુતાબિક ૧૬૭૭ ઈસ્વીસનમાં આપ હજ અને હરમૈન શરીફૈનની ઝિયારતના ઈરાદાથી રવાના થઈ ગયા.

કહે છે કે લગભગ સાત હઝાર માણસો આપની સાથે હતા.

જયારે આપ શાહજહાંઆબાદ (દિલ્હી)થી પસાર થયા ત્યારે આલમગીર બાદશાહે આપનું સ્વાગત કર્યું અને લાલ કિલ્લામાં આપના રોકાવવાની વ્યવસ્થા કરી. લગભગ એક વર્ષ બાદશાહે આપને મહેમાન રાખ્યા અને આપથી નવેસરથી બયઅત કરીને ફૈઝ હાસિલ કર્યા. તે પછી આપ હજના માટે રવાના થયા. સંજોગોવસાત માર્ગમાં ઘણી તકલીફોનો મુકાબલો કરવો પડયો અને સમય પણ ઘણો વધારે લાગી ગયો. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૩૫]

## આપના મદીનહ મુનવ્વરહના બનાવો

જયારે અરબવાસીઓને હઝરત હુજ્જતુલ્લાહ રહિમહુલ્લાહુના આગમનના સમાચાર મળ્યા તો પુષ્કળ અવામ અને ખવાસ ખાસ કરીને શયૂખુલ્ મશાઈખ અબ્દુલવહ્હાબ, શયૂખ ફખ્રુદ્દીન ખતીબ અને ઉલમાના સરદાર મૌલાના શમ્સુદ્દીન વગેરેએ આપનું સ્વાગત કર્યું.

શયૂખ મુરાદ શામી અન્ય ખલીફાઓ સહિત ખિદમતમાં હાજર થયા.

મક્કા મુઅઝ્ઝમાના કિયામ દરમિયાન લોકો મોટી સંખ્યામાં આપની ખિદમતમાં હાજર થઈને બયઅત થતા હતા. મસ્જિદે હરામમાં લોકો પાંચો સમય હઝરતના ઈન્તિઝારમાં રહેતા. જયારે હઝરત તશરીફ લાવતા તો આપની ઈમામતમાં જમાઅતની નમાઝ અદા કરતા.

જયારે હજના માટે અરફાત તશરીફ લઈ ગયા તો આપ જ

તમામ હાજીઓના કાફલાના અમીર હતા.

આપ ફરમાવતા હતા કે :

અરફાતમાં મારા પર અલ્લાહ તઆલાની એટલી ઈનાયતો થઈ છે કે વર્ણન કરી શકાય એમ નથી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૫૫]

૧૦૯૦ હિજરીસનમાં આપ હજની સઆદતથી મુશર્રફ થયા. તે પછી મદીનહ મુનવ્વરહ હાજર થયા.

હઝરત અબૂલ્ ઉલા 'મનાકિબે નકશબંદિય્યહ'માં લખે છે કે :

હું તે સમયે હઝરતની સાથે હતો. આપ રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝએ મુબારકની સામે ઊભા થઈને મોડે સુધી રડતા રહ્યા. પછી હુજરએ મુબારકહની પાસે બેસીને મુરાકબહ કર્યો અને મોડે સુધી રિસાલતના એહસાન અને ઈન્આમના સમુદ્રમાં ડૂબેલા રહ્યા અને આ કલિમાત અદા ફરમાવતા રહ્યા :

افدیت نفسی وروحی واولادی علیک
یا رسول اللّٰہ یا رسول اللّٰہ

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પણ લુત્ફ અને કરમના કમાલથી હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિને ખાસ ઈનાયતો અને ખાસ આદરસત્કારથી ગૌરવશીલ ફરમાવ્યા અને એ પ્રકારની મહેરબાની ફરમાવી જેને ગુપ્ત રાખવું જ બહેતર છે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૫૯]

પચ્ચીસ દિવસ મદીનહ મુનવ્વરહમાં કિયામ કરીને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે ઈજાઝત હાસિલ કરીને મક્કા મુઅઝ્ઝમા હાજર થયા, પછી થોડા દિવસ ત્યાં રોકાઈને

હિન્દુસ્તાન તશરીફ લઈ આવ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૬૬]

**હજથી વાપસી વખતે સૂરત બંદરગાહ ઉતરીને વતન ગયા**

૧૦૯૧ હિજરીસન મુતાબિક ૧૬૮૦ ઈસ્વીસનમાં જયારે હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ સૂરત બંદરગાહ પર પહોંચ્યા તો આપના સાહબઝાદહ હઝરત અબૂલ ઉલાએ જે નકાબ પોતાના ચહેરા પર નાંખેલો હતો (તે) ઉતારી નાંખ્યો.

હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ બંદરગાહથી વતનની તરફ રવાના થયા તો જે ગામ અથવા શહેરથી આપ પસાર થતા, ત્યાંના લોકો આપનું સ્વાગત કરતા.

બાદશાહ એ દિવસોમાં હુસ્ને અબ્દાલમાં હતો. હઝરતના આગમનના સમાચાર સાંભળીને સ્વાગત માટે શાહજહાંઆબાદ (દિલ્હી) જવા માટે રવાના થઈ ગયો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૬૮]

**આપની વાલિદહના ઈન્તિકાલ વખતે આપ સફરમાં હતા**

એ જ દિવસોમાં હઝરત હુજ્જતુલ્લાહ રહિમહુલ્લાહુની વાલિદહ માજિદહ (અર્થાત હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુની માનવંત બીવી સાહિબહ) આ ફાની દુનિયાથી શાશ્વત દુનિયાની તરફ કૂચ કરી ગઈ અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ગુંબજના પૂર્વ દિશા તરફના મહેરાબમાં દફન કરવામાં આવ્યા.

**તઅઝિયત માટે બાદશાહ પોતે સરહિંદ શરીફ આવ્યા**

જયારે આલમગીર બાદશાહ સરહિંદ શરીફ પહોંચ્યો તો હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના જે ફરઝંદ તે સમયે સરહિંદ શરીફમાં મૌજૂદ હતા, તેમની પાસે હાજર થઈ હઝરત હુજ્જતુલ્લાહની વાલિદહની તઅઝિયત કરી અને ફાતિહા પઢયા. તે પછી શાહજહાંઆબાદ (દિલ્હી) રવાના થઈ ગયો.

## તઅઝિયત બા'દ પાછા ફરતા બાદશાહ સાથે રસ્તામાં મુલાકાત

હઝરત હુજ્જતુલ્લાહ રહિમહુલ્લાહુ આપની વાલિદહ માજિદહના ઈન્તિકાલના સમાચાર સાંભળીને ઉદાસ દિલે સરહિંદ શરીફ આવી રહ્યા હતા ત્યારે થાનેસરમાં બાદશાહ સાથે મુલાકાત થઈ ગઈ. બાદશાહે પ્રથમ હઝરતની વાલિદહ માજિદહની તઅઝિયત કરી. પછી પોતાની સાથે શાહજહાંઆબાદ (દિલ્હી) આવવા આગ્રહ કર્યો.

હઝરત પણ લુત્ફ અને કરમના કમાલથી તેની વિનંતીને મંઝૂર ફરમાવીને શાહજહાંઆબાદ (દિલ્હી) તશરીફ લઈ ગયા.

બાદશાહે લાલ કિલ્લામાં આપના રહેવાનો ઈન્તિઝામ કર્યો અને સવારે અને સાંજે હઝરતની ખિદમતમાં હાજર થઈને ફૈઝ હાસિલ કર્યો.

થોડા સમય પછી હઝરતે બાદશાહ પાસે ઈજાઝત લઈ સરહિંદ શરીફ તશરીફ લઈ આવ્યા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૬૯]

## વિરોધીઓ સાથે મુનાઝરહ

એ જ વર્ષે કેટલાક વિરોધીઓએ હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત પર નુકતહચીની કરી અને મુનાઝરહ માટે તૈયાર થઈ ગયા. છેવટે મુનાઝરહ થયો અને વિરોધીઓ ખરાબ રીતે હારી ગયા.

તે પછી એ વિરોધીઓએ અરબના એક બરઝંજી આલિમને મોટી રકમ અને અનેક પ્રકારની લાલચો આપીને મુનાઝરહના માટે બોલાવ્યા, પણ હક સુબ્હાનહૂ વ તઆલાએ એવી મદદ ફરમાવી કે બરઝંજી અહલો અયાલ (પરિવાર) સહિત જહાઝની સાથે સમુદ્રમાં ડૂબી ગયો અને એ રીતે વિરોધીઓની હિમ્મતની કમર તૂટી ગઈ.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુક્ન : ૩, પૃષ્ઠ : ૭૭]

## આપના સાહબઝાદહ અબૂલ ઉલાની શાદી

એ જ વર્ષે અર્થાત ૧૦૯૧ હિજરીસનમાં હઝરત હુજ્જતુલ્લાહના સાહબઝાદહ હઝરત અબૂલ્ ઉલાની શાદી હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમહના પૌત્ર, શયૂખ સઅદુદ્દીનની સાહબઝાદી સાથે થઈ. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુક્ન : ૩, પૃષ્ઠ : ૬૭]

## શાહજહાંની પુત્રી જહાંઆરા બેગમનો ઈન્તિકાલ

શાહજહાંની પુત્રી જહાંઆરા બેગમનો ૩, રમઝાન, ૧૦૯૨ હિજરીસન (મુતાબિક ૬, સપ્ટેમ્બર, ૧૬૮૧ ઈસ્વીસન, મંગળવાર)ના ઈન્તિકાલ થયો અને મશાઈખના સુલ્તાન હઝરત નિઝામુદ્દીન અવલિયા રહમતુલ્લાહિ અલયહિના વરંડામાં તે જ સ્થળે દફન થઈ જે મર્હૂમાએ પોતાના જીવનમાં નિર્માણ કરાવ્યું હતું.

['મઆષિરે આલમગીરી', પૃષ્ઠ : ૧૪૫]

## આપની દુઆથી ઔરંગઝૈબની પોતાના પુત્ર સાથેની જંગમાં જીત

૧૦૯૨ હિજરીસન મુતાબિક ૧૬૮૧ ઈસ્વીસનમાં કેટલાક વિદ્રોહીના ઈશારા પર શહઝાદહ મુહમ્મદ અકબર પોતાના વાલિદ બુઝુર્ગવાર (આલમગીર)થી વિદ્રોહી થઈ ગયો અને પુષ્કળ લશ્કર ભેગું

કરીને યુદ્ધના માટે તૈયાર થઈ ગયો.

બાદશાહે હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં જીત અને સહાયતાની દુઆ માટે દરખાસ્ત કરી.

હઝરતે જવાબમાં લખ્યું કે :

અમે દુઆ તથા તવજ્જુહમાં મશ્ગૂલ છીએ. મન મજબૂત રાખો. અલ્લાહ તઆલા તમોને દુશ્મનો પર વિજય ઈનાયત ફરમાવશે. જયાં જશો (ત્યાં) વિજય મેળવશો. કશ્ફી નઝરમાં તમારી જીત પ્રકાશિત દિવસની જેમ દેખાય છે.

બાદશાહ આ બશારતથી ઘણો ખૂશ થયો અને તૈયારી કરીને યુદ્ધના મેદાનમાં પહોંચી ગયો. જયારે બન્ને લશ્કરોનો મુકાબલો થયો તો હક સુબ્હાનહૂ વ તઆલાએ શહઝાદહ મુહમ્મદ અકબરના દિલમાં બાદશાહનો એવો પ્રભાવ નાંખ્યો કે યુદ્ધ કરવા વગર ભાગી ગયો. શાહી લશ્કરે તેનો પીછો કર્યો, પણ શહઝાદહએ ઈરાન પહોંચીને દમ લીધો અને ત્યાં જ ૧૧૧૫ હિજરીસનમાં વફાત પામ્યો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુક્ન : ૩, પૃષ્ઠ : ૭૮, 'મઆષિરે આલમગીરી', પૃષ્ઠ : ૩૨૬, 'મુન્તખબુલ્લુબાબ' ૩ / ૨૪૭]

બાદશાહ આલમગીરે શહઝાદહ મુહમ્મદ અકબરના તરફથી સંતુષ્ટ થવા પછી દક્ષિણના દુશ્મનો તરફ ધ્યાનિત થયો અને ફિત્ના અને ફસાદ મિટાવવા માટે દક્ષિણમાં રહેવાનું અપનાવ્યું. તે પછી શાહજહાંઆબાદ (દિલ્હી) ન આવી શકયો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુક્ન : ૩, પૃષ્ઠ : ૭૯]

## આપના પૌત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિનો જન્મ

સોમવાર, ૫, ઝીલકદ, ૧૦૯૩ હિજરીસન મુતાબિક ૧૬૮૨ ઈસ્વીસનના હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત અબૂલ્ ઉલા રહમતુલ્લાહિ અલયહિના ઘરમાં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિનો જન્મ થયો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૪, પૃષ્ઠ : ૫]

## બીજી હજ માટે દક્ષિણ ભારતના માર્ગે રવાનગી અને સંજોગોવશાત્ ત્યાં લાંબો સમય રોકાણ અને બાદશાહ આલમગીરથી મુલાકાત

૧૦૯૫ હિજરીસન મુતાબિક ૧૬૮૪ ઈસ્વીસનમાં હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિને હક તઆલાની મોટી મોટી નેઅમતો હાસિલ થઈ, એટલા માટે આપે એ નેઅમતોના શુક્રિયહમાં હરમૈન શરીફૈનની ઝિયારતનો ઈરાદો કર્યો અને વિચાર્યું કે આ નવજાત નૂરુલ્ ઐન (ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ)ને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતથી મુશર્રફ કરાઉં.

હઝરત મુરવ્વિજુશ્શરીઅહ રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ ખ્વાજા મુહમ્મદ પારસા રહમતુલ્લાહિ અલયહિઅને ઉલમા તથા મશાઈખની મોટી જમાઅત પણ હજના ઈરાદાથી આપના સાથે રવાના થઈ. આપે દક્ષિણના રસ્તે સમુદ્રના કિનારે પહોંચવાનું વિચાર્યું. એ દિવસોમાં આલમગીર બાદશાહ પણ દક્ષિણમાં હતો.

બાદશાહે આપના આગમનના સમાચાર સાંભળીને આપનું ભવ્ય સ્વાગત કર્યું અને પોતાની સાથે શાહી લશ્કરમાં રોકયા. સવારે અને સાંજે હલ્કહ અને મુરાકબહની મજલિસ થવા લાગી.

થોડા દિવસ રોકાવા પછી આપે હિજાઝે મુકદસ રવાના થવાનો ઈરાદો કર્યો તો ખબર પડી કે ફિરંગીઓ સાથે યુદ્ધ છેડવાના કારણે

માર્ગ બંધ છે. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૮૨, ૮૩]

'મુન્તખબુલ્લુબાબ'ના લેખક લખે છે કે :

શાહજહાં બાદશાહના ઝમાનામાં હિન્દુસ્તાનના સમુદ્ર કિનારે પોર્ટુગલ ઈસાઈઓએ બંદરગાહો, સમુદ્ર કિનારેના શહેરો, પહાડો અને મુશ્કિલ સ્થળોએ કિલ્લા બનાવી લીધા હતા અને ગામડાઓ આબાદ કરી લીધા હતા. [પૃષ્ઠ : ૩૫૬]

પ્રજાને કોઈ પણ પ્રકારની તકલીફ આપતા ન હતા, પણ તેમણે તેમના ઈલાકામાં અઝાન અને નમાઝને કોઈ પણ રીતે પ્રચલિત થવા ન દીધી.

તેમના ઈલાકાની પ્રજામાંથી જ્યારે કોઈ મરી જતું હતું અને તેનો કોઈ મોટો છોકરો ન હોય અને નાબાલિગ ઔલાદ બાકી રહી જતી તો તે તેને સરકારી બંદી બનાવી લેતા હતા અને તેમને પોતાની ગિર્જાઓમાં જે તેમણે અનેક સ્થળે બનાવેલી હતી (ત્યાં) પહોંચાડી દેતા હતા. ગિર્જામાં પાદરી તે બાળકોને નસરાનીઓના ધર્મનું શિક્ષણ આપતા હતા અને તેમને (બાળકોને) ભલે તે કોઈ સય્યિદ મુસલમાનની ઔલાદ હોય અથવા હિન્દૂ બ્રાહ્મણની ઔલાદ હોય તેમને ઈસાઈ બનાવી લેતા હતા અને તેમના પાસે ગુલામોની જેમ ખિદમત લેતા હતા. (ગોવા) શહેર અને કિલ્લો તેમનું શાસકિય કેન્દ્રિય સ્થળ હતું. [પૃષ્ઠ : ૩૫૭]

જ્યારે આલમગીર બાદશાહને આ કૌમના દુષ્ટ કર્મોના સમાચાર મળ્યા તો ગુલશનઆબાદના ફોજદાર મુઅતબર ખાનના નામે હુકમ પ્રગટ થયો કે ફોજદારો અને હબશીઓની સહાય લઈને આ જિલ્લાના પહાડોમાંથી આ જૂથનો નિકાલ અમલમાં લાવે.

મુઅતબરખાને બે નાના કિલ્લાઓ પર સરળતાથી કબજો કરી

લીધો. [પૃષ્ઠ : ૩૫૮]

જયારે આ સમાચાર ગોવામાં ત્યાંના કેપટનને મળ્યા તો તે ઘણો પરેશાન થયો. અને તેણે ઘણી આજિઝી અને અત્યંત તઝર્રુઅની સાથે શાહી બારગાહમાં અરજી મોકલી કે અમે તો આપના પગાર વગરના નોકર છે. આ અરજીઓ તથા દરખાસ્તોની સાથે આલમગીર દરબારના માણસો અને અમીરો પાસે ઘણાં તોહફાઓ અને હદિયાઓ પણ રવાના કર્યા.

મતલબ કે બાદશાહે મુઅતબરખાનના નામે તેમના અપરાધોને માફ કરી દેવાના અને ફિરંગના કંદીઓને મુકત કરી દેવાના અહકામ સાદિર ફરમાવ્યા. ['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૩, પૃષ્ઠ : ૩૫૯]

એટલા માટે આપે માર્ગ ખુલી જવાના ઈન્તિઝારમાં ઘણી મુદ્દત ત્યાં કિયામ કર્યો. આ દરમિયાન આલમગીરને આપની દુઆની બરકતથી દક્ષિણમાં ઘણાં વિજયો પ્રાપ્ત થયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૯૭]

## હઝરત ખ્વાજા સયફુદ્દીન રહિમહુલ્લાહુની વફાત

૧૦૯૬ હિજરીસન મુતાબિક ૧૬૮૫ ઈસ્વીસનમાં હઝરત ખ્વાજા સયફુદ્દીન કુદ્દિસ સિર્રુહૂ વફાત પામ્યા.

## હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિના એક મુબારક પત્રના કેટલાક અંશો

એ જ દિવસોના હાલાત વિષે હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિના એક પત્રનું અવતરણ ધ્યાનપૂર્વક વાંચો :

"બીજું આ કે ફકીર હરમૈન શરીફૈનની ઝિયારતના ઈરાદાથી વતનથી રવાના થયો હતો. પ્રવાસ દરમિયાન બાદશાહ દીન

પનાહનું ફરમાન ખાસ દસ્તખતથી, જે કમાલે ઈશ્તિયાક અને ઈખ્તિસાસ પર શામિલ હતું (તે) મળ્યું.

બાદશાહ સલામતની મહેરબાનીઓના કારણે ફકીર તેમની ખિદમતમાં પહોંચ્યો. બાદશાહે અસીમ કૃપાઓ ફરમાવી અને હજની આ ઋતુમાં જવાની ઈજાઝત ન આપી અને શાહઝાદહ કામબખ્શને પોતાના દરબારમાં બોલાવીને આ ફકીરને સુપુર્દ કરી દીધા."

બાદશાહે પોતાના શાહઝાદહ કામબખ્શને કહ્યું કે :

"મેં પણ આ ઉચ્ચ તરીકાના બુઝુર્ગોની સુહબતથી ફૈઝ હાસિલ કર્યો છે, તમે પણ હઝરતથી ફૈઝ હાસિલ કરો. અને તેમની ખિદમતમાં મશ્ગૂલ રહો."

હુકમ અનુસાર ફકીરે શાહઝાદહને (ઝિક્ર વગેરેમાં) મશ્ગૂલ કર્યો. (તે) ઘણાં ખૂશ થયા. બીજા દિવસે બાદશાહે દીને પનાહના હુકમથી શાહઝાદો ગરીબખાના પર પણ પહોંચ્યો. કેટલીક વખત બાદશાહ પોતે પણ આવ–જા કરી. જે હાલતમાં બહેતરી હોય હક તઆલા નસીબ ફરમાવે અને અમોને અને અમારા દોસ્તોને સંપૂર્ણ રીતે પોતાની તરફ લગાવે. ['વસીલતુલ્ કુબૂલ' મકતૂબ : ૫૬, પૃષ્ઠ : ૬૮]

આ મકતૂબ વિષે શયખ ઈકરામ ફરમાવે છે કે :

આ મકતૂબ તે ઝમાનાનો છે જયારે આલમગીરે ગોલકંડહનો ઘેરાવો કરેલો હતો અથવા તેને હમણાં જ ફતેહ કર્યો હતો.

આ અવતરણથી સ્પષ્ટ જાહેર છે કે ઘેરાવાના સમયે આલમગીરે સરહિંદ શરીફના મહત્ત્વના શયખની સાથે ખાસ ભાઈબંધીનો ઈઝહાર કર્યો અને પોતાના પ્રિય બેટા કામબખ્શને એ જ રીતે તવજ્જુહ અપાવી,

જેવી રીતે તેણે પોતે ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના જીવનમાં હાસિલ કરી હતી. ['રૂદે કૌષર', પૃ. : ૪૮૬]

## હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ઈશારાથી બાદશાહે દક્ષિણનો પ્રદેશ જીતી લીધો

૧૦૯૭ હિજરીસન મુતાબિક ૧૬૮૬ ઈસ્વીસનમાં સુલતાન આલમગીરે હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ઈશારાથી દક્ષિણના ઈલાકા પર આક્રમણ કર્યું.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૮૩]

'મઆષિરે આલમગીરી'માં છે કે :

એક દિવસ હઝરત શય્ખ મુહમ્મદ નકશબંદ સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ બાદશાહે દીને પનાહની મુલાકાતના માટે આવ્યા.

હઝરત શય્ખે વાતચીત દરમિયાન કિબ્લએ આલમ (બાદશાહ)થી અર્ઝ કરી કે :

ફકીરે સાંભળ્યું છે :

હઝરત બીજાપૂર તશરીફ લઈ જઈ રહ્યા છે.

જહાં પનાહે હકારમાં જવાબ આપ્યો અને ૨૫, શા'બાન, ૧૦૯૭ હિજરીસનના રોજ શોલાપૂરથી બીજાપૂર રવાના થયા.

૪, ઝીલકદ, ૧૦૯૭ હિજરીસનના રોજ એ મહત્ત્વનું શહેર (બીજાપૂર) ફતેહ થયું.

બીજાપૂરનો શાસક (સિકંદર આદિલ) શાહી બારગાહમાં હાજર થયો.

કિબ્લએ દીનો દૌલતે (બાદશાહે) તેને :

રત્નજડિત ખંજર મરવારીદના ઈલાકા સહિત અને આવીઝએ ઝમરદ કીમતી તેર હઝાર અને રત્નજડિત કલગી અને રત્નજડિત લાઠી અર્પણ કર્યા. ['મઆષિરે આલમગીરી', પૃષ્ઠ : ૧૮૮, ૧૯૦]

## હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ બાદશાહના માટે ઈસ્તિખારહ કર્યો

૧૦૯૮ હિજરીસન મુતાબિક ૧૬૮૭ ઈસ્વીસનમાં બાદશાહ આલમગીરે હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને અબૂલ હસન તાનાશાહ પર ચઢાઈ કરવા વિષે અર્ઝ કરી.

હઝરતે ફરમાવ્યું કે :

આજે રાત્રે અમે આ વિષે ઈસ્તિખારહ કરીશું. જે કંઈક હક તઆલાના તરફથી જાહેર થશે તે બતાવી દેવામાં આવશે.

બીજા દિવસે બાદશાહ ખિદમતમાં હાજર થયો તો હઝરતે ફરમાવ્યું કે :

અલ્લાહ તઆલાના ફઝલો કરમથી તમોને ફતેહ હાસિલ થશે અને વિરોધીઓ રુસ્વા અને ઝલીલ થશે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૮૩]

છેવટે ગોલકંડહનો કિલ્લો ૨૪, ઝીલકદ, ૧૦૯૮ હિજરીસન મુતાબિક ૧૬૮૭ ઈસ્વીસનના અરધી રાત્રીના સમયે ફતેહ થયો.

સેનાપતિ નજિશુલ્ મલિક, અબૂલ હસન તાનાશાહની આરામગાહમાં પહોંચ્યો. અબૂલ હસન તાનાશાહી અને તેના સાથીઓ દીવારની પાસે ઊભા રહ્યા અને રૂહુલ્લાહખાન આ તમામને ઘરપકડ કરીને બહાર લાવ્યો અને શાહવાલા જાહની ખિદમતમાં પેશ કર્યા.

['મઆષિરે આલમગીરી', પૃષ્ઠ : ૨૦૧]

આલમગીરે આ (અબૂલ હસન તાનાશાહી)ની સાથે સારો વર્તાવ કર્યો અને ઘણાં માન–સન્માનની સાથે તેને રોકયો. થોડા દિવસો પછી બીજી વખત મુલાકાતની તકલીફ આપવા વગર તેને દૌલતઆબાદના કિલ્લામાં મોકલી આપ્યો અને તેના માટે અહકામ આપી દીધા કે સર્વ સમૃદ્ધિની વસ્તુઓ તેને આપવામાં આવે.

['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૩, પૃષ્ઠ : ૩૨૭]

## હઝરત હુજ્જતુલ્લાહના ફરઝંદ શય્ખ મુહમ્મદ ઉમરના નિકાહ

અબૂલ્ હસન તાનાશાહીની ત્રણ છોકરીઓ હતી. એક છોકરીના નિકાહ હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના બીજા ફરઝંદ શય્ખ મુહમ્મદ ઉમરની સાથે થયા. (જેમની પ્રથમ પત્નીનો ઈન્તિકાલ થઈ ગયો હતો) બીજી છોકરીના નિકાહ સિકંદરની સાથે, જેની તે મન્સૂબા હતી અને ત્રીજી છોકરીના નિકાહ આલમગીર બાદશાહના માસીના છોકરા સાથે થયા, જે એક સલતનતના સભ્ય હતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૮૮]

આ બનાવ 'મઆષિરે આલમગીરી'માં આ રીતે લખેલો છે :

અબૂલ્ હસન તાનાશાહીની ત્રણ છોકરીઓ હતી :

- પ્રથમ છોકરી સિકંદર આદિલ દુન્યાદાર બીજાપૂરના નિકાહમાં આપી.
- બીજી છોકરીના નિકાહ કુદવતુલ્ મશાઈખ શય્ખ મુહમ્મદ નકશબંદ રહિમહુલ્લાહુના છોકરા મુહમ્મદ ઉમરની સાથે કરવામાં આવ્યા.
- ઉમ્દતુલ્ મલિક અસદખાંના છોકરા ઈનાયતખાંને ત્રીજી છોકરી સાથે નિકાહ કર્યા. ['મઆષિરે આલમગીરી', પૃષ્ઠ : ૨૦૮]

['મુન્તખબુલ્લુબાબ' ભાગ : ૩, પૃષ્ઠ : ૩૬૨ પર પણ આ

બનાવ વિસ્તૃત લખેલો છે.]

આ બનાવોથી અનુમાન ફરમાવો કે આલમગીર શહેનશાહની નઝરોમાં હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિ અને તેમના નેક પૂર્વજોનું કેટલું સન્માન હતું.

તે પછી હઝરત સરહિંદ શરીફ તશરીફ લઈ આવ્યા.

## હજ્જે બયતુલ્લાહ માટે રવાનગી

૧૧૦૬ હિજરીસન મુતાબિક ૧૬૯૫ ઈસ્વીસનમાં હઝરત હુજ્જતુલ્લાહે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની કુદિસ સિર્રુહૂના ગુંબજમાં હજના સફર માટે ઈસ્તિખારહ કર્યો કે ઘણાં વર્ષથી હજનો ઈરાદો કરું છું, પણ કામિયાબી મળતી નથી.

ઈલ્હામ થયો કે આ સફરમાં વિલંબ તે ફરઝંદે અઝીઝના માટે છે જેના વિષે બશારતો આવી છે અર્થાત હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ હજુ પુખ્ત વયના ન થયા હતા, એટલા માટે આ સફરમાં વિલંબ થઈ રહ્યો હતો. હવે શાંતિથી સફર ઈખ્તિયાર કરો.

હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ આ ખૂશખબરી સાંભળીને અત્યંત ખૂશ અને પ્રસન્ન થયા અને હજના સફર માટે અકષર મશાઈખ દાખલા તરીકે : શયૂખ અબ્દુલ અહદ, શયૂખ ખલીલુલ્લાહ, ખ્વાજા મુહમ્મદ પારસા, શયખ મીર ('રવૂઝતુલ્ કય્યૂમિય્યહ'ના સંપાદકના ચાચા) અને ઘણાં ઉલમાની સાથે રવાના થયા.

## આપના ફરઝંદ શયૂખ અબૂલ ઉલાનો ઈન્તિકાલ

હજુ દિલ્હી પહોંચ્યા હતા કે આપના મોટા ફરઝંદ શયૂખ અબૂલ્ ઉલા બીમાર થયા અને ત્રણ મહિનાની બીમારી પછી ઈન્તિકાલ ફરમાવી ગયા.

હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિને સખ્ત રંજ અને ગમનો સામનો કરવો પડયો, પરંતુ સબ્ર અને શુક્રની સાથે શયૂખ અબૂલ્ ઉલાની લાશને સરહિંદ શરીફ મોકલી આપી અને ('રવૂઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખકના દાદા શયૂખ મુહમ્મદ હાદીને પત્ર લખ્યો કે શયૂખની લાશને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ગુંબજમાં મારી કબરના માટે જે જગ્યા મુકર્રર છે (ત્યાં) દફન કરી દો.

હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના ફરઝંદની વફાત પછી પોતાની તમામ તવજ્જુહ પોતાના પૌત્ર મુહમ્મદ ઝુબૈરની તરબિયત પર ખર્ચ કરવાની શરૂ કરી દીધી અને થોડી જ મુદ્દતમાં તે પૌત્ર અલ્લાહ તઆલાના ફઝલથી પોતાના વાલિદ બુઝુર્ગવારથી આગળ વધી ગયો.

હઝરત હુજ્જતુલ્લાહ રહિમહુલ્લાહુ ફરઝંદના તઅઝિયતના દિવસ વીતાવીને શાહજહાંઆબાદ (દિલ્હી)થી દક્ષિણ તરફ રવાના થયા.

બાદશાહ આલમગીર ત્યારે દક્ષિણમાં હતો. જયારે હઝરતના આગમનની ખબર આલમગીરને થઈ તો તેણે શહઝાદહ મુઅઝ્ઝમને હઝરતના સ્વાગત માટે મોકલ્યો. હઝરત પણ તેના પર અત્યંત મહેરબાન હતા. તેની સાથે શાહી લશ્કરમાં તશરીફ લઈ ગયા.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૧૧ થી ૧૧૩]

## હઝરત ઘોડા પર સવાર થયા અને બાદશાહ આપની સાથે પગપાળા ચાલવા લાગ્યા

૧૧૦૭ હિજરીસનના બનાવોમાં 'રવૂઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

હઝરત હુજ્જતુલ્લાહ (ખ્વાજા મુહમ્મદ નકશબંદ) રહમતુલ્લાહિ

અલયહિના એક ખાસ મુરીદ સૂફી અબ્દુલ વહ્હાબ ફરમાવે છે કે :

હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ ફજરની નમાઝ પછી પોતાના દોસ્તો સાથે મુરાકબહના હલ્કહ (વર્તુળ)માં બેઠા હતા કે બાદશાહ આલમગીર ખિદમતમાં હાજર થયો અને એક ખૂણામાં મુરાકિબ થઈને બેસી ગયો. તે સમયે કોઈએ આ પણ ન જાણ્યું કે કોણ આવ્યું છે ?

જયારે હઝરત મુરાકબહથી ફારિગ થયા તો બાદશાહ ખિદમતમાં હાજર થઈને આદાબ બજાવી લાવ્યો. હઝરતે પણ તેના પર ઘણી શફક્કત ફરમાવી.

બાદશાહે કહ્યું કે :

અલ્લાહ તઆલાનો શુક્ર છે કે આ ઝમાનામાં પણ તેનો એવો બંદો મૌજૂદ છે કે મારા જેવો બાદશાહ તેમજ ઈરાન, તૂરાન અને રૂમ વગેરેના બાદશાહો પણ તેના ડરથી ભાન ભૂલી જાય છે.

જયારે તેની મજલિસમાં હાજર થાઉં છું તો મારા નોકર–ચાકર પણ તે શયૂખની તઅઝીમને નજર સમક્ષ રાખીને મારી તવાઝુઅ નથી કરતા, બલ્કે આ પણ નથી જાણતા કે કોણ માણસ આવ્યો છે ?

તે પછી હઝરત ઘોડા પર સવાર થયા અને બાદશાહ આપના માનમાં પગપાળા હઝરતની સાથે ચાલવા લાગ્યો. તે સમયે માત્ર હઝરત જ સવાર હતા અને બધાં પગપાળા ચાલી રહ્યા હતા.

સૂફી અબ્દુલ વહ્હાબ ફરમાવે છે કે :

મારા દિલમાં વિચાર આવ્યો કે આલમગીર જેવો બાદશાહ જેની ઉપમા અને જોડ આખી દુનિયામાં મૌજૂદ નથી, તે અત્યારે હઝરતની સવારી સાથે પગપાળા ચાલી રહ્યો છે. હઝરતના દિલમાં

પણ આ વિચાર જરૂર આવ્યો હશે.

આ વિચાર આવતાં જ હઝરતે મારી તરફ ધ્યાનિત થઈને ફરમાવ્યું કે :

"અબ્દુલ વહ્હાબ ! જો આલમગીર જેવા લાખો બાદશાહ મારી સાથે પગપાળા ચાલે તો પણ મારા દિલમાં કોઈ વિચાર ન આવશે."

મેં અર્ઝ કરી કે :

"ખરેખર આં જનાબની ઝાત શરીફ એવી જ છે."

એ દરમિયાન બાદશાહે અર્ઝ કરી કે :

"શું આં જનાબને ખબર છે કે હું સુલૂક અને તવાઝુઅના આદાબ શા માટે કરું છું ?"

હઝરતે પૂછયું :

"શા માટે કરો છો ?"

અર્ઝ કરી :

"હું બાદશાહ છું અને આં જનાબ દુરવેશ છો. કિયામતના દિવસે મા'મલો તદ્દન વિપરીત હશે. આપ બાદશાહોની સાથે હશો અને હું ગુનેહગારોના જૂથમાં ઊભેલો હોઈશ. તે સમયે મારો પણ ખ્યાલ રાખજો."

હઝરતે ફરમાવ્યું :

"યકીન રાખો, અલ્લાહ તઆલા તમોને ગુનહગારોમાં રહેવા ન દેશે અને તમોને જરૂર બખ્શી દેશે."

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૧૩, ૧૧૪]

## કાબુલના હાકિમ અમીરખાંનો ઈન્તિકાલ

૧૧૦૭ હિજરીસનમાં સમાચાર મળ્યા કે કાબુલના હાકિમ અમીરખાનનો ઈન્તિકાલ થઈ ગયો.

બાદશાહે હઝરતની સાથે મશ્વરહ કરવા પછી શાહઝાદહ મુઅઝ્ઝમને બહાદુર શાહનો ખિતાબ આપીને કાબુલ મોકલ્યો અને હિન્દુસ્તાનનો આખો ઈલાકો તેને આપી દીધો અને પત્રોમાં તેને હિન્દુસ્તાનના શાસક લખવામાં આવ્યો. દક્ષિણનો ભાગ આ'ઝમ શાહને સુપુર્દ કર્યો.

શહઝાદહ મુઅઝ્ઝમ હઝરત પાસેથી વિદાય થવા લાગ્યો તો હઝરતે આખા હિન્દુસ્તાન અને દક્ષિણની સલ્તનતની ખૂશખબરી ઈનાયત ફરમાવી.

કહે છે કે :

વિદાય થતી વખતે મુઅઝ્ઝમ બહાદુર શાહે પોતાની સર્વ ઔલાદને હઝરતની ખિદમતમાં મુરીદ બનાવી.

## હિજાઝે મુકદ્દસ જવા માટે જહાઝમાં રવાનગી

તે પછી હઝરત હુજ્જતુલ્લાહ થોડી મુદત શાહી લશ્કરમાં કિયામ ફરમાવીને જુમ્અહના દિવસે ૫, શવ્વાલ, ૧૧૦૭ હિજરીસનના હિજાઝે મુકદસના માટે રવાના થઈ ગયા.

સમુદ્રમાં વાતાવરણ અનુકૂળ ન હોવાથી જહાઝ બે મહિને મુખ્ખહ બંદરગાહ (યમનની બંદરગાહ) પર પહોંચ્યું.

કહે છે કે દોઢ હઝાર મશાઈખ પોતાના મુરીદો સહિત હઝરતની સાથે હતા. ઉપરાંત ઘણી મોટી સંખ્યામાં શાહી લશ્કરના

લોકો પણ હઝરતની સાથે હજની નિય્યતથી રવાના થયા.

રવાના થતી વખતે આલમગીરે હઝરતને દરખાસ્ત કરી કે :

"મુકદ્દસ મકામાત પર અને ખાસ કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝહ પર સલાત અને સલામ પછી મારા માટે પણ દુઆ ફરમાવજો."

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૧૪, ૧૧૫]

**ત્રણ મહિના યમનમાં રહ્યા. તે પછી મક્કા મુઅઝ્ઝમા અને મદીનહ મુનવ્વરહ ગયા**

- સમુદ્રમાં તોફાનના લીધે જહાઝ ઘણું મોડું પહોંચ્યું એટલે હજનો સમય વીતી ગયો.
- ઉપરાંત યમનના ઈમામે આપનું ભરપૂર સ્વાગત કર્યું અને ઘણાં આગ્રહની સાથે થોડી મુદ્દત કિયામ કરવાની દરખાસ્ત કરી. એટલે લગભગ ત્રણ મહિના હઝરતે યમનમાં કિયામ ફરમાવ્યો.
- તે પછી મક્કા મુકર્રમાના માટે રવાના થઈ ગયા.
- ત્યાં પહોંચીને ઉમરહ કર્યો અને ત્યાંની બરકતોથી લાભદાયી થયા.
- તે પછી થોડો સમય કિયામ ફરમાવીને મદીનહ મુનવ્વરહ હાજર થઈ ગયા.
- ત્યાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઘણી શફકતો અને ઈનાયતો હાસિલ થઈ.

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુ ફરમાવે છે કે :

જે કૈફિયતો હઝરત પર વારિદ થતી, તેનું હું પણ અવલોકન કરતો હતો.

હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ વાયદા

અનુસાર આલમગીર બાદશાહના તરફથી હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરબારમાં સલાતો સલામ પેશ કર્યા અને અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆ કરી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૧૬ થી ૧૧૯]

તે પછી ૭, શા'બાન, ૧૧૦૮ હિજરીસનના મક્કા મુઅઝ્ઝમાના તરફ રવાના થઈ ગયા.

હઝરતના કિયામ દરમિયાન તરાવીહની નમાઝમાં મસ્જિદે હરામની અંદર એટલી ભીડ થતી કે લોકો એક બીજાની પીઠ પર સજદહ કરતા હતા.

મતલબ કે આ મુબારક મહિનામાં અજીબ બરકતો અને અનવાર, ઝુહૂર અને તજલ્લિયાત વારિદ થતા હતા કે કલમ તેને લખવા માટે અસમર્થ છે.

એ જ દિવસોમાં એક દિવસ હઝરત હુજ્જતુલ્લાહ રહિમહુલ્લાહુએ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુને 'ઝાતે મવ્હૂબહ'ની ખૂશખબરી આપી. પછી હજનો સમય આવ્યો તો આપે હજ અદા ફરમાવ્યો. હજથી ફારિગ થઈને પણ થોડો સમય મક્કા મુઅઝ્ઝમામાં કિયામ ફરમાવ્યો. તે પછી હિન્દુસ્તાન પાછા તશરીફ લઈ આવ્યા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૨૦, ૧૨૧]

## હજથી વાપસી અને સુરત બંદરગાહ પહોંચવું

૧૧૦૯ હિજરીસન મુતાબિક ૧૬૯૮ ઈસ્વીસનમાં જયારે હઝરત સુરત બંદરગાહ પર પહોંચ્યા તો આમ અને ખાસ માણસોએ આપનું ભરપૂર સ્વાગત કર્યું. આલમગીર બાદશાહે પણ આગળ વધીને આપનું સ્વાગત કર્યું. હઝરત પણ તેની સાથે અત્યંત મહેરબાનીથી પેશ

આવ્યા અને તેને ઘણી દુઆઓ આપી.

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

મારા વાલિદ બુઝુર્ગવાર ફરમાવતા હતા કે :

જયારે હઝરત હુજ્જતુલ્લાહ રહિમહુલ્લાહુના સુરતની બંદરગાહ પર પહોંચવાના સમાચાર મળ્યા, ત્યારે હું પોતાના વાલિદ માજિદની સાથે શહઝાદહ મુઅઝ્ઝમની ખિદમતમાં હતો. શહઝાદહએ અમારી સમક્ષ એક મુબારકબાદીનો પત્ર અને એક લાખ રૂપિયા તોહફા અને હદિયહ રૂપે પોતાના એલચીની સાથે હઝરતની ખિદમતમાં રવાના કર્યા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૨૨]

## બાદશાહને વિલાયતે કુબરાની ખૂશખબરી સંભળાવી

હઝરતે હિન્દુસ્તાન પહોંચીને થોડો સમય શાહી લશ્કરમાં કિયામ ફરમાવ્યો. તે પછી સરહિંદ શરીફ જવાનો ઈરાદો કર્યો, તો બાદશાહ આલમગીરે હજુ વધારે રહેવા માટે આગ્રહ કર્યો અને કહ્યું કે :

હવે મારી ઉંમર ૯૦ (નેવું) વર્ષની થઈ ચુકી છે. ખબર નથી કે ફરીથી કદમબોસી નસીબ થાય અથવા ન થાય, હજુ વધારે કિયામ ફરમાવો.

આપે તેનો સ્વીકાર ફરમાવ્યો.

તે ઝમાનામાં બાદશાહ ઔરંગઝૈબ આલમગીર અકષર રાત્રે હઝરતની ખિદમતમાં એકલો હાજર થઈને ફૈઝ હાસિલ કરતો.

સૂફી અબ્દુલ્લાહ ફરમાવતા હતા કે :

એક રાત્રે ખાનકાહની અંદર થોડા જવાન જેમાં નાસિર અલી શાઈર પણ હતો, (તેઓ) શે'ર કહેવામાં અને હંસી મઝાકમાં મશ્ગૂલ હતો અને વરસાદ ઘણો પડી રહ્યો હતો કે અડધી રાત પછી કોઈએ

ખાનકાહનો દરવાજો ખખડાવ્યો, પણ શે'રખ્વાનીમાં કોઈએ તેની પરવાહ ન કરી. ઘણી વખત ખખડાવવા પછી દરવાજો ખોલ્યો તો જોયું કે આલમગીર બાદશાહ પોતાના ખાદિમ સાથે તશરીફ લાવ્યા છે.

બાદશાહે કહ્યું કે :

મારા આવવાથી આપની મજલિસમાં ખલેલ પડી... વગેરે.

પછી હઝરતના વિષે પૂછયું તો બતાવ્યું કે હમણાં આરામ ફરમાવી રહ્યા છે, પણ જાગવાનો સમય નજીક છે.

જેથી બાદશાહે ઈન્તિઝાર કર્યો અને જયારે હઝરત જાગ્યા ત્યારે દુઆએ ખૈરની દરખાસ્ત કરી.

હઝરતે તહજ્જુદની નમાઝ પછી બાદશાહને બાતિની તવજ્જુહ આપી અને તેને 'વિલાયતે કુબરાની' ખૂશખબરી ઈનાયત ફરમાવીને અને ઘણી દુઆઓ આપીને વિદાય કર્યો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૨૩]

['વિલાયતે કુબરા'ની સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક', વિભાગ : ૩, પ્રકરણ : ૬]

## આપે પોતાના પૌત્ર ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિને પોતાના જાનશીન બનાવ્યા

એ જ વર્ષે શાહી લશ્કરના કિયામ દરમિયાન જ હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના પુત્ર શયૂખ અબૂલ ઉલા રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુને પોતાના પ્રતિનિધિ અને જાનશીન બનાવ્યા. અને સૂફી અબ્દુલ્લાહને બાદશાહની ખિદમતમાં છોડીને સરહિંદ શરીફના માટે રવાના થઈ ગયા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૨૫]

## શાહજહાંની બેટી ગવ્હરઆરાએ આપથી સુલૂકની તકમીલ કરી

૧૧૧૨ હિજરીસન મુતાબિક ૧૭૦૦ ઈસ્વીસનમાં હઝરત હુજ્જતુલ્લાહ રહિમહુલ્લાહુ શાહી લશ્કરથી રવાના થઈને બુરહાનપૂર, અકબરઆબાદ થઈને શાહજહાંઆબાદ (દિલ્હી) પહોંચ્યા. ત્યાં શાહજહાંની બેટી ગવ્હરઆરાએ હઝરતના કિયામની વ્યવસ્થા કરી અને સુલૂકની તકમીલ કરી. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૨૭]

## સરહિંદ શરીફમાં આલીશાન ખૂબસૂરત મસ્જિદ બનાવી

૧૧૧૩ હિજરીસન મુતાબિક ૧૭૦૧ ઈસ્વીસનમાં હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ સરહિંદ શરીફ પહોંચીને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ગુંબજથી ઉત્તર દિશા તરફ એક આલીશાન ખૂબસૂરત મસ્જિદ બનાવી.

કહે છે કે :

હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ આ મસ્જિદમાં ચાર જુમ્અહની નમાઝ અદા કરી. તે પછી બીમારીના ગલ્બહના કારણે જઈ શકયા નહિ. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૨૯]

## હઝરતનો ઈન્તિકાલ અને દફન

૧૧૧૪ હિજરીસન મુતાબિક ૧૭૦૨ ઈસ્વીસનના હાલાતમાં છે કે :

હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિને ઘણાં સમયથી પગના દુ:ખાવાની ફરિયાદ હતી. એટલા જ માટે આપની ઊંચાઈમાં થોડું વળાંક પણ આવી ગયું હતું. હવે થોડા દિવસથી બીમારી ઘણી વધી ગઈ. છેવટે ૮૧ (એકયાસી) વર્ષની ઉંમરમાં જુમ્અહની રાત્રે, ૨૯, મુહર્રમ,

૧૧૧૪ હિજરીસનના ઈશાની નમાઝથી ફારિગ થઈને 'હિસ્ને હસીન'માંથી અમુક દુઆઓ પઢી. તે પછી ઘણી વખત સૂરએ 'યાસી–ન' પઢી. જયારે રાતનો ત્રીજો ભાગ બાકી રહી ગયો તો તહજ્જુદની નમાઝ અદા કરીને મોડે સુધી ફાતિહા પઢતા રહ્યા. તે પછી સૂઈ ગયા અને ત્રણ વખત કલિમએ શહાદત પઢીને દાઈએ અજલને લબ્બૈક કહ્યું.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

હઝરતના ઈન્તિકાલની જાણ થતાં જ તમામ સંબંધીઓ ઘણાં ગમગીન થઈ ગયા. અને આખા શહેરવાસીઓ હઝરતની ખાનકાહમાં ભેગા થઈ ગયા. પોતપોતાના સંબંધના પ્રમાણે કોઈ ગમના કારણે બેભાન થઈ ગયો અને કોઈ અધમૂઆની જેમ તફડવા લાગ્યો.

તે પછી ગુસલ આપીને અને કફન પહેરાવીને જનાઝહની નમાઝ પઢાવીને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ગુંબજની ઉત્તર દિશા તરફ ત્રણ પ્રતાપના અંતરે ફત્હે બાગની નજીક આપને દફન કરવામાં આવ્યા.

**આપ રહિમહુલ્લાહુના ગુંબજમાંની ચાર કબરોની વિગતો**

તે પછી એક આલીશાન ખૂબસૂરત ગુંબજ બનાવવામાં આવ્યો, જેમાં ચાર કબરો છે :

(૧) હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની પોતાની કબર,
(૨) આપની પત્નીની કબર,
(૩) આપના ફરઝંદ મુહમ્મદ ઉમરની કબર,
(૪) આપની સાહબઝાદીની કબર.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૪૧ થી ૧૪૪]

**આપ રહમતુલ્લાહિ અલયહિની મુબારક અવલાદ**

આપના છ (૬) સાહબઝાદાઓ હતા. તેમના નામો નીચે પ્રમાણે છે :

(૧) શયૂખ અબૂલ ઉલા, (૨) શયૂખ મુહમ્મદ ઉમર,
(૩) શયૂખ મુહમ્મદ કાઝિમ, (૪) શયૂખ અબ્દુર્રહીમ,
(૫) શયખ અબ્દુર્રહમાન, (૬) મીર અબ્દુલ્લાહ.

૪, ૫, ૬ નંબરના સાહબઝાદાઓ બાળવયમાં જ વફાત પામ્યા હતા.

આપની બે સાહબઝાદીઓમાં હતી :

(૧) અમતુલ્ કરીમ, (૨) અમતુલ્ કય્યૂમ
જેઓ જીવની બેગમ નામથી મશહૂર હતી.

## હઝરત હુજ્જતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિના છ સાહબઝાદાઓનો પરિચય

### (૧) હઝરત શયૂખ અબૂલ ઉલા રહમતુલ્લાહિ અલયહિ

હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના તમામ ૬ (છ) સાહબઝાદાઓના જીવનચરિત્રો પછી હઝરત શયૂખ અબૂલ્ ઉલા રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર લખવામાં આવશે. ઈન્શા અલ્લાહ.

એનું કારણ નીચે પ્રમાણે છે :

- હઝરત શયૂખ અબૂલ્ ઉલાના પુત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ પોતાના ઝમાનાના કય્યૂમ હતા.
- તેઓ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હતા.
- અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ

રહમતુલ્લાહિ અલયહિના પ્રપૌત્ર હતા.

- એમનું જીવનચરિત્ર લખતી વખતે અનુસંધાન જાળવવા માટે પ્રથમ એમના પિતા હઝરત અબૂલ્ ઉલા રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર લખવામાં આવશે. ઈન્શા અલ્લાહ.

(૨) હઝરત શયૂખ મુહમ્મદ ઉમર

- આપ ૧૦૭૦ હિજરીસનમાં પૈદા થયા.
- આપની શાદી અબૂલ હસન તાનાશાહીની છોકરી સાથે થઈ હતી, જેનો ઉલ્લેખ હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના હાલાતમાં આવી ચુકયો છે.
- આપની એક છોકરી હતી.
- આપ ૧૧૧૮ હિજરીસનમાં વફાત પામ્યા.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૪૯, ૧૫૦]

(૩) હઝરત શયૂખ મુહમ્મદ કાઝિમ

- આપનો મખ્લૂકથી સંબંધ નામ પૂરતો હતો.
- ગરીબી અને બેનફસી આપનો પસંદીદહ તરીકો હતો.
- આપ ૧૧૨૫ હિજરીસનમાં ઔરંગાબાદમાં વફાત પામ્યા. અને ત્યાં જ દફ્ન થયા.
- આપની ઔલાદ થઈ, પરંતુ જીવંત ન રહી.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૪૯, ૧૫૦]

(૪) હઝરત શયૂખ અબ્દુર્રહીમ

- આપનો બાળવયમાં ઈન્તિકાલ થઈ ગયો હતો.

(૫) હઝરત શયૂખ અબ્દુર્રહમાન

- આપનો બાળવયમાં ઈન્તિકાલ થઈ ગયો હતો.

### (૯) મીર અબ્દુલ્લાહ

- આપનો બાળવયમાં ઈન્તિકાલ થઈ ગયો હતો.

### હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત શરીફ

હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત શરીફનો એક ગ્રંથ બે ભાગોમાં 'વસીલતુલ્ કુબૂલ'ના નામથી મુહતરમ જનાબ પ્રોફેસર ડોકટર ગુલામ મુસ્તફાખાં સાહબે પ્રકાશિત કર્યો છે, જેમાં અન્ય હઝરાત ઉપરાંત આલમગીર બાદશાહના નામે બાર (૧૨) મકતૂબ (પત્રો) છે.

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના ત્રીજા સાહબઝાદહ હઝરત શયખ મુહમ્મદ ઉબયદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅહ કુદ્દિસ સિર્રુહૂનું જીવનચરિત્ર

### જન્મ, લકબ, કુનિયત અને ઉપનામ વગેરે

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ત્રીજા ફરઝંદ છે. આપનો મુબારક જન્મ ૨૧, શા'બાન, ૧૦૩૭ હિજરીસનના રોજ થયો. ['હદિયએ અહમદિય્યહ', પૃષ્ઠ : ૫૭]

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુએ ભાગ્યશાળી નવજાત બાળકના જન્મની ખૂશખબરી સાંભળીને હક સુબ્હાનહૂ વ તઆલાનો શુક્ર અદા કર્યો અને આપનું મુબારક નામ મુહમ્મદ ઉબયદુલ્લાહ, લકબ બહાઉદ્દીન અને કુનિયત અબૂલ્ અબ્બાસ મુકર્રર ફરમાવી.

આપ પોતાના માતા–પિતાના માટે ઔલાદમાં સૌથી વધારે

લાડલા અને પ્યારા હતા.

હઝરતને આપથી એટલી મુહબ્બત હતી કે એક ક્ષણ માટે પણ પોતાનાથી જુદા ન કરતા, અહીં સુધી કે રાત્રે પોતાના પલંગ નજીક આપનો પલંગ બિછાવતા અને ફરમાવ્યા કરતા હતા કે :

"બેટા ! જયાં સુધી હું તમોને જોઈ ન લઉં ત્યાં સુધી મને ચેન નથી આવતું."

અને વધારે મુહબ્બતના કારણે આપને હઝરતજીવ સાહબ અથવા મિયાં સાહબ કહીને બોલાવ્યા કરતા હતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૮૧]

## બાળપણથી જ વિલાયતના લક્ષણો જાહેર થવા માંડ્યા

બાળપણથી જ વિલાયત અને હિદાયતના લક્ષણો મુબારક કપાળથી જાહેર હતા.

'મકામાતે મઅસૂમિય્યહ'માં લખ્યું છે કે :

આપ ૭ (સાત) વર્ષના હતા કે મૌલાના અબ્દુલ હકીમ સિયાલકોટી રહમતુલ્લાહિ અલયહિનું સરહિંદ શરીફ આવવાનું થયું.

તેમણે આપને પૂછ્યું કે :

"દિલ એક ગોશ્તનો ટુકડો છે, તે કેવી રીતે ઝિક્ર કરે છે ? બોલવાની સિફત તો ઝબાનની છે ? "

આપે તત્કાળ જવાબ આપ્યો કે :

"ઝબાન પણ એક ગોશ્તનો ટુકડો છે. જે અસીમ શક્તિશાળી (અલ્લાહ)એ તેને બોલવાની સિફત અતા કરી છે, શું તે દિલને આ સિફત નથી આપી શકતો ? "

મૌલાના આ જવાબ સાંભળીને ઘણાં ખૂશ થયા.

['હાલાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ' , પૃષ્ઠ : ૩૪૪]

## એક મહિનામાં કુર્આન શરીફ હિફ્ઝ કર્યું

નકલ છે કે આપે એક મહિનામાં કુર્આન શરીફ હિફ્ઝ કર્યું હતું અર્થાત રમઝાન શરીફમાં દિવસે દરરોજ એક પારહ યાદ કરી લેતા હતા અને રાત્રે સંભળાવી દેતા હતા.

## ઈલ્મ, અમલ અને તકવામાં બેનઝીર હતા

દીની તા'લીમ પછી સુલૂકની તકમીલ પોતાના વાલિદ માજિદ પાસે કરી. ઈલ્મ અને અમલ તથા તકવામાં પોતાની મિસાલ આપ હતા અને સર્વ મુજદ્દિદી ખસલતોથી મુશર્રફ હતા.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુ ફરમાવ્યા કરતા હતા કે :

"ઉરૂજ (ઉન્નતિ) અને નુઝૂલ (ફૈઝ નાઝિલ થવું) મારું અને તમારું બરાબર (સમાન) છે."

શહાદતની અને દરમિયાની આંગળીની તરફ ઈશારો કરીને ફરમાવતા હતા કે :

"તમે મારી સાથે આ રીતે જાઓ છો."

આપની સુહબત અત્યંત બરકતોથી ભરપૂર હતી અને આપના હલ્કહમાં મખ્લૂકની એટલી ભીડ થતી હતી કે બેસવાની જગ્યા મુશ્કિલથી મળતી હતી.

['હાલાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ' , પૃષ્ઠ : ૩૪૪]

## આપને વીંછીનું ડંખ મારવું

નકલ છે કે એક દિવસ આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા

રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં બેઠા હતા કે આપના ચહેરાનો રંગ બદલાઈ ગયો, પણ મજલિસના આદાબના કારણે કોઈએ આપથી એનું કારણ ન પૂછયું.

જયારે ઘણી વખત એવું થયું તો હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ પોતે પૂછયું કે :

"વારંવાર તમારો રંગ કેમ બદલાય છે ? "

આપે અર્ઝ કરી કે :

"કદાચ મારી પીઠમાં કોઈ જાનવર ડંખી રહ્યું છે."

જયારે કુર્તો હટાવીને જોયું તો વીંછીએ ડંખી ડંખીને આખી પીઠ છલની કરી દીધી હતી. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૯૭]

**આપને ગાળો આપનારને આપે પચાસ રૂપિયા આપ્યા**

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

મારા કિબ્લહગાહ ફરમાવતા હતા કે :

એક વખત એક માણસે આપને એટલું બુરું—ભલું કહ્યું કે ગુસ્સાથી તેનું મોઢું ફીણથી ભરાઈ ગયું, પણ આપ ખામોશ સાંભળતા રહ્યા અને જે લોકો તેને જવાબ આપવાનો ઈરાદો કરતા હતા, આપે તેમને પણ રોકી દીધા.

જયારે તે થાકી ગયો તો આપે એક માણસ પાસેથી પચાસ રૂપિયા કર્ઝ લઈને તેને આપવાનો ઈરાદો કર્યો. તેણે આપથી મોઢું ફેરવીને નફલ નમાઝની નિય્યત બાંધી લીધી.

આપે ઈન્તિઝાર કર્યો. તેણે સલામ ફેરવીને આપને ઊભા જોયા તો ફરીથી નમાઝની નિય્યત બાંધી લીધી.

અંતે જયારે તે નમાઝથી ફારિગ થયો તો હઝરતે ઘણી નમ્રતાથી ફરમાવ્યું કે :

"હવે તો ગુસ્સાને થૂકી દો ! કારણ કે ગુસ્સાથી તમારું દિમાગ ખાલી થઈ ગયું છે. આ રૂપિયા લો અને આ બદામ ખાઓ, જેથી તમારા દિમાગની કમઝોરી દૂર થાય."

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૯૭]

## સંજોગવશાત્ હજ મુલ્તવી થવાથી હજના નાણાં વડે મસ્જિદ બનાવી

૧૦૮૦ હિજરીસનમાં આપે હજનો ઈરાદો કર્યો તો દરેક મુરીદ અને મુખ્લિસે શકિત અનુસાર સફરના માટે રૂપિયા હદિયા રૂપે પેશ કર્યા.

સંજોગવશાત્ કેટલાક કારણસર સફરનો ઈરાદો મુલતવી કરવો પડયો.

તો આપે ફરમાવ્યું કે :

"આ રૂપિયા હજના સફર માટે ભેગા કર્યા હતા, જેથી પોતાના ખર્ચમાં ન લાવવું જોઈએ. બહેતર છે કે આ રૂપિયાથી એક મસ્જિદ બનાવવામાં આવે. જેથી થોડી જ મુદ્દતમાં અત્યંત ખૂબસૂરત અને આલીશાન મસ્જિદ તૈયાર થઈ ગઈ."

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૮૫]

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના કેટલાક ખલીફા અને દેશ-વિદેશના મોટા આલિમો આપથી બયઅત થયા

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના કેટલાક

ખલીફાઓએ પણ આપથી બયઅત લીધી, જેમાં હઝરત શયૂખ અબૂલ મઝફર બુરહાનપૂરી રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત શયખ અબ્દુર્રહમાન ખ્વારઝમી રહમતુલ્લાહિ અલયહિ વિશિષ્ટ રીતે ઉલ્લેખપાત્ર છે. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૮૨, ૧૮૬]

એ ઉપરાંત હઝરત શયૂખ શાહ મુહમ્મદ પણ આપથી મુરીદ થયા અને ખિલાફત મેળવી.

એ ઉપરાંત ખુરાસાન અને મા વરાઉન્નહરના ઘણાં લોકો આપથી મુરીદ થયા. ખાસ કરીને બુખારાના મહાન આલિમ હઝરત ખ્વાજા ઈબ્રાહીમ ખુરાસાની પણ આપની ખિદમતમાં હાજર થઈને મુરીદ થયા અને ખિલાફત મેળવી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૮૮]

## બાદશાહે આપને કિંમતી શાલ ભેટ આપી

નકલ છે કે :

જે ઝમાનામાં હઝરત મુરવ્વિજુશ્શરીઅહનો શાહજહાંબાદ (દિલ્હી)માં કિયામ હતો, (ત્યારે) આલમગીર બાદશાહે એક અત્યંત કિંમતી શાલ ભેટ રૂપે આપની ખિદમતમાં મોકલી. આપ તે શાલને ખભા પર નાંખીને મસ્જિદના એક ખૂણામાં અવ્વાબીનની નમાઝ અદા કરી રહ્યા હતા, એ દરમિયાન કોઈ શખ્સે પાછળથી આવીને તે શાલ ખેંચી અને લેવાનો ઈરાદો કર્યો. તે શાલનો એક ખૂણો આપના ડાબા હાથના નીચે હતો. આપે પણ તેને મજબૂતીથી દબાવી લીધો અને દિલમાં કહ્યું કે :

"જાણી જોઈને પોતાનો માલ કોઈને શા માટે આપું ? "

તેણે ઘણી તાકત લગાવી, પરંતુ શાલને ખેંચી ન શકયો.

મતલબ કે બન્ને તરફથી બળની અજમાઈશ થતી રહી. જયારે

સલામ ફેરવવાનો સમય નજીક આવ્યો તો આપે મેહસૂસ કર્યું કે હવે પેલા શખ્સનું બળ ખત્મ થઈ ચુકયું છે અને હવે તે ભાગવાના મુડમાં છે તો આપના દિલમાં ખ્યાલ આવ્યો કે :

"તેણે આટલી મહેનત કરી છે, તે બરબાદ જશે અને આ ખાલી હાથે જશે. ચાલો, છોડી દો."

એટલે આપે શાલ છોડી દીધી અને પેલો શખ્સ શાલને લઈને ચાલી ગયો.

આ બનાવને બયાન કરીને આપે ફરમાવ્યું કે :

"હું તે શખ્સને ઓળખું છું અને તે સવારે અને સાંજે મારી પાસે આવે છે." ['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૯૨]

**<u>બીમારીમાં બાદશાહે આપને પોતાની પાસે રાખી બેહતરીન હકીમો પાસે ઈલાજ કરાવ્યો</u>**

અંતિમ ઉંમરમાં આપને ક્ષય (ટી.બી.) રોગનો તાવ આવી ગયો. તો આલમગીર બાદશાહે આપની ખિદમતમાં દરખાસ્ત કરી કે જો વાતાવરણના ફેરફારના હેતુથી અહીં તશરીફ લાવો તો ઉમ્મીદ છે કે તંદુરસ્તી પર સારી અસર થશે.

ઉપરાંત અહીં નિષ્ણાંત હકીમો મૌજૂદ છે, એટલા માટે ઈલાજ પણ સારી રીતે થઈ શકશે. છેવટે આપ શાહજહાંઆબાદ (દિલ્હી) તશરીફ લઈ ગયા તો બાદશાહે ઘણાં માન-સન્માનની સાથે લાલ કિલ્લામાં કિયામની વ્યવસ્થા કરી અને શ્રેષ્ઠ હકીમોનો ઈલાજ શરૂ કરાવ્યો.

**<u>બાદશાહ, શાહી ખાનદાન, દરબારીઓ અને અનેક લોકો આપથી મુરીદ થયા</u>**

ઉપરાંત બાદશાહે આપથી ફૈઝ પ્રાપ્ત કર્યો અને આપની ઈલ્કાએ નિસ્બત અને બાતિની તવજ્જુહથી મુશર્રફ થઈને ઘણો ખૂશ થયો.

શાહી ખાનદાન, સલ્તનતના સભ્યો અને શહેરના મોટા ભાગના આમ અને ખાસ માણસો આપથી મુરીદ થયા અને હઝારો માણસો આપના હલ્કહમાં શરીક થવા લાગ્યા.

## બીમારી વધી ગઈ તો આપ વતન જવા માટે રવાના થયા અને રસ્તામાં ઈન્તિકાલ ફરમાવ્યો

યોગ્ય ઈલાજ કરવા છતાં આપની બીમારીમાં કોઈ સુધારો ન થયો. જયારે બીમારી ઘણી વધી ગઈ તો આપે બાદશાહ પાસે સરહિંદ શરીફ જવાની ઈજાઝત માંગી અને બાદશાહને કેટલીક નસીહતો અને દુઆઓ આપીને વતન રવાના થઈ ગયા. જયારે સંભાલકહના મકામ પર પહોંચ્યા તો ફજરની નમાઝ પછી ઈશરાકના સમયે જુમ્અહના દિવસે ૧૯, રબીઉલ્ અવ્વલ, ૧૦૮૩ હિજરીસનના રોજ પૂછયું કે :

"શું ઈશરાકનો સમય થઈ ગયો છે ? "

અખવંદ સજાવલે અર્ઝ કરી :

"જી હાં."

આપે તયમ્મુમ કર્યું અને પેશાની પર હાથ મૂકીને કહ્યું :

**"અસ્સલામુ અલયકુમ યા રસૂલલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ.'**

તે પછી નિય્યત બાંધી અને સજદહમાં ઈન્તિકાલ ફરમાવ્યો. તે પછી આપનો જનાઝો સરહિંદ શરીફ લઈ જઈને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ગુંબજમાં દફન કરવામાં આવ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૯૮ થી ૨૦૧, 'હાલાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ' : ૩૪૫]

**આપની કિતાબો**

- હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત (પત્રો) 'મકતૂબાતે મઅસૂમિય્યહ' દફતર અવ્વલના આપ સંપાદક છે.
- 'સફરનામએ હરમૈન' જેનું નામ 'યવાકીતુલ્ હરમૈન' છે તેના જામિઅ (સંપાદક) પણ આપ જ છે.
- ઉપરાંત આપનો એક ગ્રંથ ઈમામ રાઝીના રદમાં છે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૨૦૧]

**આપના પાંચ સાહબઝાદાઓનો પરિચય**

**(૧) શય્ખ મુહમ્મદ હાદી રહમતુલ્લાહિ અલયહિ**

- આપ હઝરત મુરવ્વિજુશ્શરીઅહના મોટા સાહબઝાદહ છે.
- આપ ૧૦૬૨ હિજરીસનમાં પૈદા થયા.
- આપે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ પાસે હદીષ શરીફ અને તફસીર પઢી અને સુલૂકની તકમીલ પણ કરી.
- આપ લેખક પણ હતા.
- 'કવાકિબે દુર્રિયહ' આપનો મશહૂર ગ્રંથ છે.
- મઅકૂલ અને મન્કૂલની અકષર કિતાબોના હાશ્યાઓ અને વિવેચનો પણ આપે લખ્યા હતા.
- આપ ૧૨, રબીઉલ્ અવ્વલ, ૧૧૨૧ હિજરીસનના રોજ વફાત પામ્યા.
- આપની અવલાદમાં છ છોકરાઓ અને બે છોકરીઓ હતી.
- 'રવઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક આપના જ પૌત્ર છે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૨૦૨, 'હદિયએ અહમદિય્યહ' : ૫૭]

### (૨) શયખ મુહમ્મદ પારસા રહમતુલ્લાહિ અલયહિ

- આપનો જન્મ ૧૦૬૪ હિજરીસનમાં થયો.
- હઝરત હુજ્જતુલ્લાહ રહિમહુલ્લાહુ પાસે સુલૂકની તકમીલ કરી.
- આપ અતિ આકર્ષક હતા. જે માણસ આપને જોઈ લેતો તે આપ પર મુગ્ધ થઈ જતો.
- ૯, રબીઉલ્ અવ્વલ, સોમવારની રાત્રે, ૧૧૪૨ હિજરીસનના રોજ આપ વફાત પામ્યા.
- આપની અવલાદમાં ચાર છોકરાઓ અને બે છોકરીઓ હતી.
- આપના એક ગ્રંથનું નામ 'ફિક્રે રસા' છે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૨૧૪, 'હદિયએ અહમદિય્યહ' : ૬૨]

### (૩) શયખ મુહમ્મદ સાલિમ રહમતુલ્લાહિ અલયહિ

- આપે સુલૂકની તા'લીમ હઝરત હુજ્જતુલ્લાહ પાસે હાસિલ કરી.
- આપ ૧૧૧૭ હિજરીસનમાં વફાત પામ્યા.
- આપની અવલાદમાં એક છોકરો અને એક છોકરી હતી.

### (૪) શયખ અબ્દુર્રહમાન રહમતુલ્લાહિ અલયહિ

બાળપણમાં જ આપની વફાત થઈ હતી.

### (૫) શયખ અબ્દુર્રહીમ રહમતુલ્લાહિ અલયહિ

બાળપણમાં જ આપની પણ વફાત થઈ હતી.

### હઝરત શયખ મુહમ્મદ ઉબૈદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ત્રણ સાહબઝાદીઓના નામો

(૧) ફઝલુન્નિસાઅ (૨) શાઈસ્તા બેગમ (૩) હુસ્નુન્નિસાઅ

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૨૨૦,
'હદિયએ અહમદિય્યહ' : ૬૫]

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના ચોથા સાહબઝાદહ હઝરત શયૂખ મુહમ્મદ અશરફ મહબૂબુલ્લાહ કુદ્દિસ સિર્રુહૂનું જીવનચરિત્ર

### જન્મ

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુના ચોથા ફરઝંદ છે. આપનો મુબારક જન્મ ૧૦૪૩ હિજરીસનમાં સરહિંદ શરીફમાં થયો.

### જાહેરી ઈલ્મમાં નિપુણતા

આપે મઅકૂલ અને મન્કૂલ, ફુરૂઅ અને ઉસૂલ, ફિકહ, કલામ, તફસીર અને હદીષ શરીફનો ઈલ્મ ખૂબ મહેનતથી હાસિલ કર્યો અને આ ઉલૂમની અકષર જાણીતી કિતાબો પર આપે વિવેચનો અને હાશ્યાઓ લખ્યા.

### હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિએ માત્ર એક જ તવજ્જુહમાં તમામ નિસ્બતે મુજદ્દિદિય્યહ ઈલ્કા ફરમાવી

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ પોતાની વફાતથી બે વર્ષ અગાઉ આપને ફરમાવ્યું કે :

"જો કે મારી ઉંમરની મુદ્દત હવે થોડી જ બાકી રહી ગઈ છે, પણ અલ્લાહ તઆલાની મહેરબાનીથી તમારું કામ એક જ તવજ્જુહમાં કરી દઈશ."

જેથી એક તવજ્જુહમાં :

- તમામ નિસ્બતે મુજદ્દિદિય્યહ,
- વિલાયતે સુગરા,
- વિલાયતે કુબ્રા,
- વિલાયતે ઉલયા અને
- કમાલાતે નુબુવ્વત વગેરે ઈલ્કા ફરમાવ્યા.

[મજકૂર તમામ મકામોની સમજૂતી 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં આપેલી છે.]

આપ દ્રઢતાની સાથે તરીકત અને શરીઅત તથા વર્અ અને તકવા, અને તાલિબાને ખુદાની હિદાયતમાં મશ્ગૂલ રહેતા હતા.

<u>વફાત અને દફન</u>

૭૫ (પંચોતેર) વર્ષની ઉંમરમાં ૨૭, સફર, ૧૧૧૮ હિજરીસનના રોજ સહેરીના સમયે આપ વફાત પામ્યા અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુની કબરની પશ્ચિમ દિશા તરફ દફન થયા.

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'માં આપની પૈદાઈશ ૧૦૪૮ હિજરીસન અને આપની વફાત ૧૧૧૭ હિજરીસનમાં થયેલ હોવાનું લખેલું છે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૨૨૧,
'હાલાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ' : ૩૪૫,
'હદિયએ અહમદિય્યહ' : ૬૮]

<u>આપના ચાર સાહબઝાદાઓનો પરિચય</u>

(૧) <u>શયૂખ મુહમ્મદ જઅફર</u>

- આપ અત્યંત મુત્તકી, પરહેઝગાર અને પોતાના વાલિદના મુરીદ હતા.
- શિખ લોકોના હુમલા સામે જંગ કરતા કરતા શહીદ થઈ ગયા.
- આપની અવલાદમાં એક છોકરો અને એક છોકરી હતી.

### (૨) શય્ખ મુહમ્મદ રૂહુલ્લાહ

- આપે સુલૂકની તા'લીમ હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ પાસે હાસિલ કરી.
- આપની અવલાદમાં પણ એક છોકરો અને એક છોકરી હતી.

### (૩) શય્ખ મુહમ્મદ હયાત

આપે પણ હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ પાસે સુલૂકની તકમીલ કરી.

### (૪) શય્ખ મુહમ્મદ શાફિઉલ્ હાલ

- આપે પણ હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ પાસે સુલૂકની તા'લીમની તકમીલ કરી.
- આપની ગણના મહાન મશાઈખમાંથી છે.
- આપ ૧૧૫૦ હિજરીસનમાં વફાત પામ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુક્ન : ૨, પૃષ્ઠ : ૨૨૩]

### હઝરત શય્ખ મુહમ્મદ અશરફ મહબૂબુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની સાહબઝાદીઓ

આપની ત્રણ સાહબઝાદીઓ હતી.

### (૧) પરહેઝબાનું

એમના નિકાહ હઝરત શય્ખ મુહમ્મદ ઉબૈદુલ્લાહના સાહબઝાદહ મુહમ્મદ હાદી સાથે થયા હતા.

### (૨) મુનીરા બેગમ

એમના નિકાહ હઝરત શય્ખ મુહમ્મદ ઉબૈદુલ્લાહના

સાહબઝાદહ હઝરત શયૂખ મુહમ્મદ પારસા સાથે થયા હતા.

(૩) ત્રીજી સાહબઝાદીનું નામ નજાબત બાનું હતું.

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના પાંચમાં સાહબઝાદહ હઝરત ખ્વાજા સયફુદ્દીન મુહ્યુસ્સુન્નહ કુદ્દિસ સિર્રુહૂનું જીવનચરિત્ર

### જન્મ તથા શિક્ષણ

- આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂના પાંચમાં ફરઝંદ છે.
- આપનો મુબારક જન્મ ૧૦૪૯ હિજરીસન મુતાબિક ૧૬૩૯ ઈસ્વીસનમાં સરહિંદ શરીફમાં થયો.
- જયારે આપ સમજણની વયે પહોંચ્યા તો થોડી મુદતમાં આપે કુર્આન મજીદ હિફ્ઝ કરી લીધું.
- તે પછી થોડા સમયમાં દરમિયાની કિતાબો પઢી.

### ૧૧ વર્ષની ઉંમરે ફનાએ કલ્બથી મુશર્રફ થઈ ગયા

- ૧૧ (અગિયાર) વર્ષની ઉંમરે આપના વાલિદ બુઝુર્ગવારે આપને ફનાએ કલ્બની બશારત આપી અને આપની ઉચ્ચ લાયકાતને ધ્યાનમાં રાખીને આપની પ્રગતિનો ઘણો ખ્યાલ રાખ્યો.
- આપ યુવાનીના આરંભમાં જ તમામ કમાલાત હાસિલ કરીને અલ્લાહ તઆલાની બારગાહમાં મકબૂલ થઈ ગયા.
- આપના સ્વભાવમાં અમ્ર બિલ મઅરૂફ અને નહી અનિલ મુન્કર (સારી વાતનો હુકમ કરવો અને ખરાબ વાતોથી રોકવું) હદથી વધારે હતું.
- શરીઅતના અહકામને પ્રચલિત કરવાનો અને બિદઅતને દૂર

કરવાનો ઘણો ખ્યાલ રાખતા હતા.

['હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ' : ૩૪૮]

## ઔરંગઝૈબ બાદશાહની બાતિની તરબિયતના માટે આપને શાહજહાંબાદ (દિલ્હી) મોકલવામાં આવ્યા

તે સમયના સુલતાન ઔરંગઝૈબ આલમગીરે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં દરખાસ્ત કરી કે :

> ''હું સલતનતના કામોમાં મશ્ગૂલ છું, એટલે આપની ખિદમતમાં સરહિંદ શરીફ હાજર નથી થઈ શકતો. જેથી આપ પોતાના ખાદિમોમાંથી અથવા ખલીફાઓમાંથી કોઈને મારી પાસે મોકલો, જેથી હું તેનાથી બાતિની ફૈઝ મેળવી શકું.''

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની પારદર્શી નિગાહે હઝરત ખ્વાજા સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિને જ પસંદ ફરમાવ્યા અને બાદશાહની તરબિયતના માટે આપને શાહજહાંબાદ (દિલ્હી) મોકલ્યા.

['હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ' : ૩૫૦]

એવું અનુમાન છે કે આપ ૧૦૭૬ હિજરીસનના આરંભમાં દિલ્હી તશરીફ લઈ ગયા હતા.

એવું મા'લૂમ થાય છે કે જયારે હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ શાહજહાંબાદ (દિલ્હી) પહોંચ્યા તો તે સમયે સંજોગવશાત આલમગીર બાદશાહ દિલ્હીમાં ન હતો, કારણ કે હઝરત ખ્વાજા સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિએ પોતાના વાલિદ બુઝુર્ગવાર હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં લખ્યું હતું કે :

**'બાદશાહ વ અહલે અસ્કર દરીં શહર નેસ્તન્દ'**

[બાદશાહ અને લશ્કરના સૈનિકો આ શહેરમાં નથી.]

પરંતુ દિલ્હીવાસીઓએ આપનું ભરપૂર સ્વાગત કર્યું. અત્યંત માન–સન્માનની સાથે આપને રાખ્યા અને મોટી સંખ્યામાં આપથી બયઅત થયા.

## બાદશાહે દરબારીઓ સાથે આપનું સ્વાગત કર્યું

આલમગીર બાદશાહ જયારે સફરથી પાછો દિલ્હી પહોંચ્યો અને હઝરત સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિના આગમનના સમાચાર મળ્યા તો સલતનતના દરબારીઓ સહિત જઈને આપનું સ્વાગત કર્યું અને અત્યંત માન–સન્માનની સાથે લાલ કિલ્લામાં પોતાની નજીક રાખ્યા.

આલમગીર બાદશાહના ભાઈ દારાશિકોહે પોતાના સમયમાં કિલ્લાની અંદર સોના અને ચાંદી જડિત તથા રંગબેરંગી તસવીરો બનાવી હતી અને દરવાજા પર પણ હાથીઓની પથ્થરની પ્રતિમાઓ લગાવેલી હતી.

જયારે હઝરત ખ્વાજા સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ કિલ્લામાં દાખલ થવા લાગ્યા અને આપની નજર તે હાથીની પથ્થરની પ્રતિમાઓ પર પડી તો આપે બાદશાહને ફરમાવ્યું કે :

> "અમે આ બુતખાના (જેમાં)માં ત્યાં સુધી દાખલ ન થઈશું જયાં સુધી આ તસવીરો અને પ્રતિમાઓને હટાવી દેવામાં ન આવે, કારણ કે જે ઘરમાં તસવીર હોય છે ત્યાં રહમતના ફરિશ્તા આવતા નથી."

જેથી બાદશાહે તત્કાળ તે પ્રતિમાઓને તોડી નાંખવાનો હુકમ આપ્યો, ત્યારે આપ કિલ્લામાં દાખલ થયા.

['હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ' : ૩૫૦]

## શાહજહાં બાદશાહનો ઈન્તિકાલ

હજુ શાહજહાંબાદમાં હઝરત ખ્વાજા સયૂફુદીન કુદિસ સિર્રુહૂના કિયામને વધારે સમય વીત્યો ન હતો કે સોમવારની રાત્રે ૨૬, રજબ, ૧૦૭૬ હિજરીસનના રોજ શાહજહાં બાદશાહનો આગ્રામાં ઈન્તિકાલ થઈ ગયો.

## શાહી ખાનદાનના લોકો આપથી બયઅત થયા

નકલ છે કે :

શાહજહાંબાદ (દિલ્હી)માં રહેવા દરમિયાન :

- બાદશાહ,
- શહઝાદહ મુહમ્મદ આ'ઝમ,
- શહઝાદહ મુહમ્મદ મુઅઝ્ઝમ,
- શહઝાદી રોશનઆરા,
- નવાબ મુકર્રમખાં,
- હઝરત હાફિઝ મુહમ્મદ મુહસિન (શયખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલ્વી રહમતુલ્લાહિ અલયહિના નવાસા)
- હાજી અબ્દુર્રઊફ (ફતેહપૂરી મસ્જિદના ઈમામ)

અને બીજા પુષ્કળ લોકો આપથી બયઅત થયા. તે સમયે આપની ઉંમર ૨૭ (સત્તાવીસ) વર્ષની હતી.

['હઝરત મુજદ્દિદ રહિમહુલ્લાહુ ઔર ઉનકે નાકિદીન' : ૩૪૦]

## બાદશાહે સુલૂકમાં હાસિલ કરેલા દર્જાઓ વિષે હઝરત ખ્વાજા સૈફુદ્દીન રહિમહુલ્લાહુએ વાલિદને લખેલો પત્ર

હઝરત ખ્વાજા સયૂફુદીન કુદિસ સિર્રુહૂએ પોતાના વાલિદ બુઝુર્ગવારની ખિદમતમાં બાદશાહના સુલૂકના સોપાનનો હાલ પોતાના

એક પત્રમાં આ પ્રમાણે લખ્યો હતો :

- અલ્લાહ સુબ્હાનહૂની હમ્દ (પ્રશંસા) છે કે બાદશાહે દીને પનાહ (આલમગીર)ને હઝરત (આં જનાબ)ની ખિદમતમાં એક ખાસ પ્રકારનો ઈખ્લાસ છે. તે લતાઈફના ઝિક્ર અને ઝિક્રે સુલતાની (સુલતાનુઝ્ઝિક્ર)થી પસાર થઈને નફી અને ઈસ્બાતના ઝિક્રની સાથે પાબંદ છે.
- બાદશાહે મને જણાવ્યું છે કે : કેટલીક વખતે તેમને ખતરો બિલ્કુલ નથી આવતો અને કયારેક આવે પણ છે તો કરાર નથી રહેતો. એ કારણસર તેઓ ઘણાં ખૂશ છે અને કહે છે કે :

  "એથી અગાઉ વસવસાઓના ઘેરાવાથી મારું દિલ તંગ હતું."
- તે આ નેઅમતનો શુક્ર બજાવી લાવે છે અને આ તરીકએ આલિયહ (મુજદ્દિદિય્યહ)ની બીજા તરીકાઓ પર ફઝીલત બયાન કરે છે અને ફકીરને વિદાય કરવા પર રાઝી નથી.
- ટૂંકમાં આ છે કે અમે હઝરતની ગાઈબાનહ તવજ્જુહના ઉમ્મીદવાર છીએ.
- ઉમ્મીદ છે કે મહેરબાની ફરમાવીને કોઈ નિગાહ આ તરફ ફરમાવશો અને કોઈ બાબત મા'લૂમ હોય તો ફકીરના ઈનાયતનામા (પત્ર)માં લખશો. ['મકતૂબાતે સયૂફિય્યહ', મકતૂબ : ૨]

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિનો જવાબી પત્ર

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ મજકૂર પત્રના જવાબમાં લખ્યું કે :

"આપે બાદશાહે દીન પનાહ સલ્લમહૂના અહેવાલ વિષે જે કંઈ લખ્યું છે અર્થાત :

- લતાઈફમાં ઝિક્રનું સરાયત કરવું,
- સુલતાનુલ્ અઝકાર અને રાબિતહનું હાસિલ થવું,
- વસવસાઓનું ઓછું થવું,
- હક વાતને કબૂલ કરવું,
- કેટલીક શરીઅત વિરુદ્ધ બાબતોનું દૂર થવું અને
- તલબના લવાઝિમનું જાહેર થવું,

તે બધું જાણ્યું.

અલ્લાહ જલ્લે શાનુહૂનો શુક્ર બજાવી લાવ્યો. બાદશાહોની કક્ષાના શખ્સમાં આ પ્રકારની બાબતો કિમતી હિરાનો હુકમ ધરાવે છે.

હદીષ શરીફમાં આવ્યું છે કે :

"જેણે મારી સુન્નતને જે મૃત થઈ ચુકી હોય (તેને) જીવંત કરી, તો તેના માટે ૧૦૦ (એકસો) શહીદોનો સવાબ છે."

હે અલ્લાહ ! તેમના (બાદશાહના) માટે તવફીક અને તલબ, શૌખ અને તરક્કીના એ'તિબારથી પોતાના કુર્બના મર્તબાઓમાં વધારો ફરમાવ.

દુઆ અને તવજ્જુહથી જે કંઈ ફકીરનો મા'મૂલ છે, તેનાથી આ ફકીર ફારિગ નથી અને તેમની (આલમગીર બાદશાહની) જાહેરી અને બાતિની બેહતરીનો તલબગાર છે. તેમના બાતિનને અકાબિરની નિસ્બતની સાથે મઅમૂર જોઈ છે.

આ ફકીર ઉમ્મીદ રાખે છે કે થોડા સમયમાં તેઓ ફનાએ કલ્બથી મુશર્રફ થઈ જશે, જે વિલાયતના દર્જાઓમાંથી પ્રથમ દર્જો છે અને આ અર્થને તેમના હકમાં હાસિલ થવાના નજીક પામે છે.

['મકતૂબાતે મઅસૂમિય્યહ', દફતર : ૩, મકતૂબ : ૨૨૦]

## બાદશાહનો હઝરત ઉર્વતુલ્ વુસ્કાને પત્ર

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિનો આ મકતૂબે ગિરામી જયારે હઝરત ખ્વાજા સયૂફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિએ આલમગીર બાદશાહને બતાવ્યો, તો તે ખૂશીથી ફૂલાયેલો ન સમાયો અને હક તઆલાના દરબારમાં શુક્રનો સજદો બજાવી લાવ્યો. તે પછી એક દરખાસ્ત આલમગીર બાદશાહે પોતે પોતાના બાતિની અહવાલ વિષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુની ખિદમતમાં લખીને મોકલી.

કોશિશ કરવા છતાં બાદશાહનો એ પત્ર હમોને ન મળી શકયો. અલબત્ત, તેનો જવાબ મકતૂબાતે મઅસૂમિય્યહમાં મૌજૂદ છે.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ આલમગીર બાદશાહની દરખાસ્તના જવાબમાં લખ્યું :

> "આપનો આલીશાન મકતૂબ (પત્ર) જે પરિપૂર્ણ ઈનાયત અને મહેરબાનીની સાથે અંબરની કલમથી લખવામાં આવ્યો છે (તે પત્ર) ખ્વાજા મુહમ્મદ શરીફ બુખારીએ મને અઝીઝતરીન ઝમાનામાં પહોંચાડયો."

(કેટલીક લીટીઓ પછી લખ્યું છે : )

- અલ્લાહ તઆલાના હમ્દ અને અહેસાન છે કે ફકીરઝાદહ (ખ્વાજા સયૂફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ આપની) કુબૂલિયતની નજરમાં મંઝૂર થઈ ગયો અને તેની સોહબતની અસર હાસિલ થઈ ગઈ છે.
- નેકીનો હુકમ કરવો અને બુરાઈથી રોકવું, એ ફકીરઝાદહની આદત છે, તેના પર આપે શુક્ર અને રઝામંદીનો ઈઝહાર કર્યો છે.
- આ ઈનામ (શુક્રના ઈઝહાર) પર અલ્લાહનો શુક્ર બજાવી લાવ્યો અને આ અમ્ર (કામ) દુઆ આપવામાં વધારાનું નિમિત્ત બન્યું છે.

કેવી અજીબ નેઅમત છે કે બાદશાહતની આ શાનો શૌકત અને સલતનતના આ રો'બ હોવા છતાં હક વાતને આપે કબૂલ ફરમાવી અને એક અશકય વાત અસરકારક સાબિત થઈ !

(અલ્લાહ તઆલા ફરમાવે છે : )

"બસ, મારા તે બંદાઓને ખૂશખબરી આપી દો, જેઓ (સારી) વાતને સાંભળે છે અને તે પછી સૌથી સારી વાતની પૈરવી કરે છે, આ તે લોકો છે જેમને અલ્લાહ તઆલાએ હિદાયત આપી અને આ જ લોકો બુદ્ધિશાળી છે."

['મકતૂબાતે મઅસૂમિય્યહ', દફતર : ૩, મકતૂબ : ૨૨૧]

**બાદશાહના શહઝાદહ મુહમ્મદ આ'ઝમની શાદી હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની ઈચ્છા અનુસાર સાદગીથી કરવામાં આવી**

એ જ દિવસોમાં શહઝાદહ મુહમ્મદ આ'ઝમની શાદી દારાશિકોહની છોકરી સાથે થઈ.

હઝરત શયૂખ સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

"આ મજલિસમાં શરીઅત વિરુદ્ધ કોઈ કામ ન થવું જોઈએ."

જેથી શહઝાદાએ આપના ઈર્શાદનો ઘણો ખ્યાલ રાખ્યો. અહીં સુધી કે આતશબાઝી વગેરે જે આ પ્રકારની વસ્તુઓ તૈયાર કરવામાં આવી હતી, તેનું પણ પ્રદર્શન કરવામાં ન આવ્યું અને શાદી સારી રીતે સાદગીથી થઈ ગઈ. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૧૪૦]

આ શાદી વિષે 'મઆષિરે આલમગીરી'માં છે કે :

- ૨૦, રજબ (૧૦૭૮ હિજરીસન)ના રોજ શાહઝાદહ મુહમ્મદ આ'ઝમના નિકાહની તૈયારી શરૂ થઈ.

- ૧૦, શા'બાનના રોજ કિબ્લએ આલમ (આલમગીર શહેનશાહ)એ ઝોહરની નમાઝ બા'દ દીવાને ખાસમાં ઈજલાસ ફરમાવ્યો.
- શાહઝાદહ મુહમ્મદ આ'ઝમ દિવસના પાંચ વાગ્યા પછી અત્યંત શાનો શૌકતની સાથે પોતાની હવેલીથી કિબ્લએ આલમના દરબારમાં હાજર થયો.
- જહાંપનાહ મસ્જિદમાં તશરીફ લાવ્યા.
- મીર સય્યિદ મુહમ્મદ કનોજીની વકાલત અને મુલ્લા ઈવઝ વજીહ અને શયૂખ સયૂફુલ્લાહ સરહિંદી (અર્થાત હઝરત શયૂખ સયૂફુદ્દીન)ની શહાદતમાં શયૂખ અબ્દુલ વહ્હાબે નિકાહનો ખુત્બો પઢયો.
- છ (૬) લાખ રૂપિયા મહેરની રકમ મુકર્રર કરી.

['મઆષિરે આલમગીરી', પૃષ્ઠ : ૫૭]

બાદશાહ આલમગીરના દિલમાં હઝરત ખ્વાજા સયફુદ્દીન કુદ્દિસ સિર્રુહૂની ઈઝ્ઝત અને એહતિરામ (માન–સન્માન)નો આ વાતથી પણ અંદાઝો કરો કે આપને શહઝાદહ મુહમ્મદ આ'ઝમની શાદીમાં નિકાહના એક ગવાહ બનાવ્યા.

## બાદશાહનો હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિને બીજો પત્ર

એ પછી આલમગીર બાદશાહે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુની ખિદમતમાં એક બીજો પત્ર લખ્યો, તે પણ હમોને મળ્યો નથી, પણ તેનો જવાબ પણ હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂના મકતૂબાત શરીફના દફતર : ૩ ના મકતૂબ નંબર : ૨૨૭ માં મૌજૂદ છે.

આ પત્રોથી સ્પષ્ટ રીતે જાહેર છે કે આલમગીર બાદશાહે હઝરત ખ્વાજા સયૂફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિના હકપરસ્ત હાથ

પર હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂની બયઅત કરી અને સિલસિલએ આલિયહના સબક તય કર્યા.

અમે અહીં હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના બન્ને જવાબી પત્રોની ઈબારતનો માત્ર તે ભાગ નકલ કર્યો છે જે હઝરત ખ્વાજા સયૂફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિથી સંબંધિત હતો.

**'મકતૂબાતે મા'સૂમિયહ' અને 'મકતૂબાતે સયૂફિયહ'માં બાદશાહના નામે પત્રો**

- એ ઉપરાંત હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂએ આલમગીર બાદશાહને ચાર મકતૂબ બીજા પણ લખ્યા છે અર્થાત કુલ ૭ મકતૂબ (પત્રો) 'મકતૂબાતે મઅસૂમિયહ'માં બાદશાહના નામે છે.
- હઝરત ખ્વાજા સયૂફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિએ આલમગીર બાદશાહને લગભગ ૨૦ (વીસ) મકતૂબ લખ્યા હતા, જે 'મકતૂબાતે સયૂફિય્યહ'માં મોજૂદ છે.
- ઉપરાંત બાદશાહના હાલાત વિષે અન્ય શખ્સોના મકતૂબાતમાં પણ ઉલ્લેખ મળે છે, જેમકે મૌલાના મુહમ્મદ બાકિર લાહોરી રહમતુલ્લાહિ અલયહિ લખે છે :

"પ્રિય ભાઈઓ ! ઈર્શાદે પનાહી મિયાં મુહમ્મદ બાકિરના સલામે આફિયત અંજામ કબૂલ ફરમાવો. અહીંના હાલાત બિલમુશાફહ બયાન કરવાથી સંબંધ ધરાવે છે.

ટૂંકમાં આ કે :

- બાદશાહે દીન પનાહે શનિવારની રાતે, જે આ મહિનાની ત્રીજી રાત હતી, ત્યારે ફકીરોની મંઝિલમાં આવીને ખાવાનું જે કંઈ હાજર હતું, તે બેધડક ખાઈ લીધું.
- આપ મજલિસમાં લાંબો સમય હાજર રહ્યા.

- સુકૂત (મુરાકબહ)ની મજલિસ પણ થઈ.
- બકાના મા'મલા વિષે જે તેમની સમજમાં આવે છે તેને સંપૂર્ણ સ્પષ્ટતાની સાથે ફરમાવે છે.

**શહઝાદહ મુહમ્મદ આ'ઝમની બાતિની તરક્કી વિષે હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિએ એક પત્રમાં કરેલો ઉલ્લેખ**

હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિએ પોતાના એક પત્રમાં લખ્યું છે :

- શહઝાદહ સુલતાન મુહમ્મદ આ'ઝમે આલમગીર બાદશાહની તરગીબ (પ્રેરણા) અને રહનુમાઈથી તરીકએ આલિયહમાં દાખલ થવાની સઆદત હાસિલ કરી લીધી છે.
- લતાઈફના ઝિક્ર અને ઝિક્રે સુલતાની (સુલતાનુઝ્ઝિક્ર)ના વિષે તેમના અહેવાલ ઘણાં બુલંદ છે.
- કલ્બમાં વિશાળતા થયાનું જણાવે છે.
- બાદશાહ સલામત આ માટે શુક્રનો ઈઝહાર કરે છે અને શાહઝાદહના અહેવાલની પૂછપરછ કરે છે.

ટૂંકમાં ઉમ્મીદ છે કે તરીકએ આલિયહ નકશબંદિય્યહની પ્રણાલિકા પ્રમાણે મુખ્લિસીનની ઈચ્છા અનુસાર અહેવાલ જાહેર થશે.

['મકતૂબાતે સયફિય્યહ', મકતૂબ : ૧૪૨]

**ફુયૂઝ અને અસરાર વિષે હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુનો એક મહત્ત્વનો મુબારક પત્ર**

હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂએ એક પત્રમાં હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિને લખ્યું છે :

''આપે લખ્યું હતું કે :

- મજાલિસે સુલતાનીમાં એવા અદ્ભુત ભેદોના દર્શન થાય છે જેને ગુપ્ત રાખવું જરૂરી છે.
- આ મહેફિલોમાં દાખલ થતાં જ ખાસ ઉરૂજ અને નુઝૂલની સાથે મુમ્તાઝ કરી દેવામાં આવે છે.
- બેશક, કમાલવાળાઓ દરેક બકાથી આ બકાના મુનાસિબ ફુયૂઝ અને અસરાર પ્રાપ્ત કરે છે અને દરેક ઝમીનથી તે ઝમીનના મુનાસિબ કમાલ હાસિલ કરે છે.
- કોઈ ઝમીનને ફનાના મુઆમલાતની સાથે મુનાસિબત હોય છે અને કોઈ ઝમીનને બકાના કમાલાતની સાથે મુવાફિકત હોય છે.
- કોઈ ભાગ એવો છે જે ઉરૂજથી મુનાસિબત ધરાવે છે અને કોઈ ભાગ નુઝૂલથી મુનાસિબત ધરાવે છે.
- હરમે મક્કાના કમાલાત અલગ છે અને હરમે મદીનાના ફુયૂઝ અને મુઆમલાત અલગ.

**હર ખૂશ પિસરે રા હરકાતે દિગરત.**

[દરેક સારા ફરઝંદની હરકતો અનન્ય હોય છે.]

આપે મને હઝરત (આલમગીર બાદશાહ)ના અહેવાલ વિષે લખ્યું હતું કે :

- (બાદશાહ) લતીફએ અખ્ફાની વિશાળતા અને તેની સાથે તેમની મુનાસિબતે કામિલાની ખબર આપે છે.
- તેના અભ્યાસથી ઘણી ખૂશી થઈ.
- લતીફએ અખ્ફા સૌથી ઉચ્ચ લતીફા છે.
- તેની વિલાયત બધી વિલાયતોના ઉપર છે.
- આ લતીફાને સરવરે કાઈનાત વ ફખ્રે મૌજૂદાત અલયહિ વ અલા

આલિહિસ્સલવાતુ વત્તસ્લીમાતુ વલ્ બરકાતુની સાથે એક ખાસ ખુસૂસિયત છે.

- ફકીર પણ તેમની થોડી મુનાસિબત લતીફએ અખ્ફાની સાથે પ્રાપ્ત કરે છે.
- ગૈબનો ઈલ્મ તો અલ્લાહ તઆલાને જ છે."

[‘મકતૂબાતે મઅસૂમિય્યહ’, દફતર : ૩, મકતૂબ : ૨૩૨]

## આલમગીર બાદશાહની બાતિની તરક્કી વિષે હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુનો જવાબી પત્ર

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ બાદશાહના વિષે એક બીજા મકતૂબમાં લખ્યું છે :

- આપે બાદશાહ દીને પનાહ (આલમગીર)ના અહેવાલ વિષે જે કંઈક લખ્યું હતું (તે) સ્પષ્ટ થયું.
- સુલતાનોના તબકામાં આ પ્રકારની બાબતોનું જાહેર થવું આ ઝમાનાની અદ્દ્ભુત વસ્તુઓમાંથી છે.

**‘અલ્લાહુમ્મ ઝિદ’** [હે અલ્લાહ ! ઘણું વધારે અર્પણ કર.]

- આપે લખ્યું હતું કે :

તેમણે (બાદશાહે) પોતાના મબ્દએ તઅય્યુનને અને સિફતે ઈલ્મને જોયો છે અને ફરમાવે છે કે :

"આ મુબારક સિફતની સાથે (મેં) ઘણી વધારે મુનાસિબત પ્રાપ્ત કરી છે."

આ ફકીર તે વાંચીને ઘણો ખૂશ થયો. લગભગ એવું લાગતું હતું કે ઝુમવા લાગે.

હક સુબ્હાનહૂ આ સિફતે આલિયહની બરકતોથી

(બાદશાહને) કામિલ હિસ્સો અતા ફરમાવે.''

['મકતૂબાતે મઅસૂમિય્યહ', દફતર : ૩, મકતૂબ : ૨૪૨]

## આલમગીર બાદશાહ રાત્રે હઝરત ખ્વાજા સયૂફુદ્દીન રહિમહુલ્લાહુની ખિદમતમાં હાજર થઈ ફયૂઝ મેળવતો

દીને પનાહ આલમગીર બાદશાહનો હઝરત ખ્વાજા સયૂફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થવાનો હાલ 'મઆષિરે આલમગીરી'માં આ રીતે લખ્યો છે :

કિબ્લએ આલમ (આલમગીર શહેનશાહ) ૧૩, મુહર્રમ, (૧૦૭૯ હિજરીસન)ના રોજ રાતનો એક ભાગ વીતવા પછી હયાત બખ્શના માર્ગથી શયૂખ સયૂફુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિના ઉતારા પર તશરીફ લઈ ગયા અને મોડે સુધી હકાઈક અને મઆરિફની વાતચીત ફરમાવીને દૌલતખાનહ પર પાછા આવ્યા.

['મઆષિરે આલમગીરી', પૃષ્ઠ : ૬૧]

આ અવતરણથી સ્પષ્ટ થાય છે કે હઝરત ખ્વાજા સયૂફુદ્દીન ૧૩, મુહર્રમ, ૧૦૭૯ હિજરીસનના રોજ શાહજહાંબાદ (દિલ્હી)માં રોકાયેલા હતા અર્થાત લગભગ ત્રણ વર્ષ સુધી દારુલ્ ખિલાફહ (રાજધાની), શાહજહાંબાદ (દિલ્હી)માં કિયામ રહ્યો.

## બાદશાહના હોઝની માછલીની પ્રતિમાઓ હઝરતે તોડાવી નાંખી

શાહજહાંબાદ (દિલ્હી)ના કિયામ દરમિયાન એક વખત આલમગીર બાદશાહે હઝરત ખ્વાજા સયૂફુદ્દીન રહિમહુલ્લાહુને હયાત બખ્શ બાગની સે'રની તકલીફ આપી. ત્યાં આપે હોઝમાં માછલીઓની સોનાની પ્રતિમાઓ જોઈ, જેની આંખોમાં ઝવેરાત જડેલા હતા.

આપે તેને જોઈને ફરમાવ્યું કે :

જ્યાં સુધી આ માછલીઓ તોડવામાં ન આવશે ત્યાં સુધી હું અહીં બેસવાનો નથી.

બગીચાના ચોકીદારોએ આશંકા કરી, પરંતુ બાદશાહે કહ્યું કે :

શૈખનું દિલ ખૂશ રાખવામાં ઘણો ફાયદો છે.

અને તે જ સમયે બાદશાહે તે પ્રતિમાઓ તોડાવી નાંખી.

['હાલાતે મશાઈખે નકશબંદિય્યહ', પૃષ્ઠ : ૩૫૦]

## ગાવા–બજાવવાની મજલિસ બંધ કરાવવા જાતે ગયા

તે જ ઝમાનામાં હઝરત ખ્વાજા સયૂફુદ્દીન કુદ્દિસ સિર્રુહૂને ખબર પડી કે બાદશાહના ઉસ્તાદ સય્યિદ મુહમ્મદ કનોજીએ હઝરત ખ્વાજા કુતબુદ્દીન બખ્તિયાર કાકી રહમતુલ્લાહિ અલયહિના મઝાર પર સિમાઅની મજલિસ કાઈમ કરેલી છે અને તે મજલિસમાં ગાવા બજાવવાવાળા છે અને નાચ–ગાન કરી રહ્યા છે.

હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ અમ્ર બિલ્ મઅરૂફ (સારા કામનો હુકમ આપવા) અને નહી અનિલ્ મુન્કર (બુરા કામથી રોકવા)ના માટે પોતાના મુરીદો સહિત ત્યાં તશરીફ લઈ ગયા.

જ્યારે સય્યિદ મુહમ્મદ કનોજીને ખબર પડી કે આપ તશરીફ લાવી રહ્યા છે તો તે પોતે અને મજલિસના બીજા લોકો પણ ગાવા–બજાવવાનો સામાન છોડીને ચાલ્યા ગયા.

તે પછી જ્યાં સુધી હઝરતનો ત્યાં (દિલ્હીમાં) કિયામ રહ્યો, કોઈને એવી મજલિસ આયોજિત કરવાની હિમ્મત ન થઈ.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૧૪૦]

## હઝરતની મજલિસમાં લોકોની ભીડ રહેતી હતી

'બરકાતે મઅસૂમી'માં છે કે :

એક દિવસ શાહઝાદહ મુહમ્મદ આ'ઝમ હઝરત ખ્વાજા સયૂફુદ્દીન રહિમહુલ્લાહુની ખિદમતમાં હાજર થયો. દરવાજા પર મુખ્લિસ લોકોની ભીડ હતી, જે કારણસર શહઝાદહની પાઘડી પડી ગઈ.

આ સમાચાર બાદશાહ સુધી પહોંચ્યા. બાદશાહે અલ્લાહ તઆલાનો શુક્રિયહ અદા કર્યો કે આ ઝમાનામાં એવા બાકમાલ માણસ પણ મૌજૂદ છે કે મખ્લૂક તેના પર પતંગિયાની માફક પડી રહી છે.

['બરકાતે મઅસૂમી', પૃષ્ઠ : ૩૧૪, ૩૧૮,
બ હવાલા : 'હઝરત મુજદ્દિદ ઔર ઉનકે નાકિદીન' : ૨૩૬]

- ['મકામાતે મઅસૂમી' મઅરૂફ બિહી 'બરકાતે મઅસૂમી', સંપાદક : સફર અહમદ બિન ફઝલુલ્લાહ બિન અબ્દુલકાદિર બિન મુહમ્મદ અમીન બિન અબ્દુર્રઝ્ઝાક (હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિના મોટા ભાઈ).
- 'મકામાતે મા'સૂમી'ના લેખક શયૂખ સફર અહમદ હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂના નવાસા હતા.
- ૧૧૩૨ હિજરીસનમાં એ કિતાબના સંપાદનનો આરંભ થયો હતો અને એ કિતાબના ૪૯૨ પૃષ્ઠો છે.] ['મકામાતે ખૈર', પૃષ્ઠ : ૨૩]

## હઝરતે મોટાભાઈના હાથ પોતે ધોવડાવ્યા

ઉપરાંત લખ્યું છે કે :

એક વખત શાહઝાદહ મુહમ્મદ આ'ઝમે હઝરત ખ્વાજા સયૂફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની દા'વત કરી. આ દા'વતમાં આપના મોટાભાઈ શયૂખ મુહમ્મદ અશરફ પણ આમંત્રિત હતા.

ખાવાના સમયે શાહઝાદહ આપના હાથ ધોવડાવવા માટે ચિલમચી લાવ્યો.

હઝરત ખ્વાજા સયફુદ્દીનને શાહઝાદહ પાસે ચિલમચી લીધી અને પોતાના ભાઈ શયૂખ મુહમ્મદ અશરફના હાથ પોતે ધોવડાવ્યા. તે પછી ચિલમચી શાહઝાદહને હવાલે કરી અને તેણે આપના હાથ ધોવડાવ્યા.

['બરકાતે મઅસૂમી', પૃષ્ઠ : ૩૧૪, ૩૧૮,
બ હવાલા : 'હઝરત મુજદ્દિદ ઔર ઉનકે નાકિદીન' : ૨૩૬]

## <u>હઝરત શયૂખ અબ્દુલ અહદ વહદત પણ દિલ્હી તશરીફ લાવ્યા</u>

ઉપરાંત લખ્યું છે કે :

આપનું રોકાણ દિલ્હીમાં જ હતું કે આપના મુહતરમ ચાચા હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુના ફરઝંદ શયૂખ અબ્દુલ અહદ વહદત પણ દિલ્હી તશરીફ લાવ્યા, જેઓ સાહિબે ફઝલ અને કમાલ તથા શાઈરે શુઅલહ બયાન (જોશીલા કાવ્યો લખનારા કવિ) હતા.

આપના વાલિદ માજિદને જયારે આ પરિસ્થિતિની જાણ થઈ તો ફરમાવ્યું :

"સુબ્હાનલ્લાહ ! અબ્દુલ અહદ બ ઈ શીરીં કલામ મૌસૂફ અસ્ત વ સયફુદ્દીન બ ઈ તમ્કીન વ વકાર મઅરૂફ, વ કુબૂલિયતે બ ઈ નસીબ ગશ્તહ.

[અબ્દુલ અહદ એમની મધુર વાણી (શાઈરી)થી પ્રખ્યાત છે અને સયફુદ્દીન પોતાના ગૌરવ અને વકારથી જાણીતા છે અને કુબૂલિયત એના (સયફુદ્દીનના) નસીબમાં આવી છે.]

['હઝરત મુજદ્દિદ ઔર ઉનકે નાકિદીન' પૃષ્ઠ : ૨૩૬]

## ઉર્દૂ ભાષાના વિકાસમાં નકશબંદી બુઝુર્ગોનો મહત્ત્વનો ફાળો

- આ મૌકા પર આ કહેવું અયોગ્ય ન થશે કે હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂની હૈસિયત બર્રે સગીર (લઘુખંડ અર્થાત્ હિન્દુસ્તાન)ના ઈતિહાસમાં 'નૂરના એક મીનારા' જેવી છે.
- આપે અને આપની કુલીન અવલાદે તથા આપના સિલસિલાના બુઝુર્ગોએ શરીઅત અને તરીકતની પ્રણાલિકા અને ફેલાવા ઉપરાંત પણ જીવનના દરેક ક્ષેત્રમાં ઊંડી અસરો નાંખી છે અને તેમનામાં આપના ફૈઝનો સિલસિલો પ્રચલિત છે.
- જો ઉર્દૂ ભાષા અને અદબ (સાહિત્ય) તથા શાઈરીને જોવામાં આવે તો તેને પણ ઉદયની છત સુધી પહોંચાડવામાં મુજદ્દિદી હઝરાત આગળ આગળ નજર આવે છે.
- આ જ હઝરત ખ્વાજા અબ્દુલ અહદ વહદત રહમતુલ્લાહિ અલયહિ જેઓ 'શાહે ગુલ'ના નામથી મશહૂર છે, તેઓ હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર છે, જેઓ પોતાના ઝમાનાના ઘણાં મોટા મધુર વાણીના શાઈર, અદીબ (સાહિત્યકાર) અને ફાઝિલ (વિદ્વાન) તથા સાહિબે કમાલ હતા.
- તેમના જ ખલીફા શાહ સઅદુલ્લાહ ગુલશન હતા, જેમની અનુમતિથી વલીએ દકનીએ ઉર્દૂએ મુઅલ્લામાં અશ્આર કહ્યા અને પછી તેમના સમર્થનમાં દિલ્હી અને ઉત્તર હિન્દુસ્તાનમાં કાયદેસર ઉર્દૂ શાઈરીનો આરંભ થયો.
- આ સિલસિલામાં સૌથી વધુ મહત્ત્વ હઝરત મિર્ઝા મઝહરે જાનેજાનાં કુદ્દિસ સિર્રુહૂને હાસિલ થયું.
- મિર્ઝા સાહબ રહમતુલ્લાહિ અલયહિના વિષે તમામ તઝકિરહ નિગાર (જીવનચરિત્રના લેખકો) સર્વસંમત છે કે :

તેમણે ઉર્દૂ શાઈરોને સીધા માર્ગ પર નાંખ્યા, નહિતર તેઓ વહેમના ચક્કરમાં ફંસેલા હતા.

- હઝરત મિર્ઝા સાહબ રહિમહુલ્લાહુના મુરીદો અને મુઅતકિદો તથા શાગિર્દોનો એક મોટો સિલસિલો છે, જેમણે તસવ્વુફની સાથે ઉર્દૂ અદબ (સાહિત્ય)ને પ્રગતિ આપવાનું કામ ચાલુ રાખ્યું.
- તેઓમાં ઈન્આમુલ્લાહખાં યકીન પણ અગત્યની હૈસિયત ધરાવે છે, જેઓ હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂની જ અવલાદમાંથી છે, જેમનો દીવાન (કાવ્ય સંગ્રહ) આજે પણ ખિરાજે તહસીન (પ્રશંસા) હાસિલ કરી રહ્યો છે.
- ઉપરાંત અહસનુલ્લાહ બયાન અને દર્દમંદ ફકીહે પણ ઉર્દૂ શાઈરીના ગુલદસ્તહને બનાવી શણગારીને પેશ કર્યો.
- ખ્વાજા મીર દર્દ રહમતુલ્લાહિ અલયહિએ સૌથી પ્રથમ અત્યંત પ્રબંધની સાથે તસવ્વુફને ઉર્દૂ શાઈરીના વસ્ત્રો પહેરાવ્યા.
- તેમના ભાઈ મીર મુહમ્મદ અષરે તેમના પછી ન માત્ર તેમના સજ્જાદહને ઝીનત (શોભા) આપી બલ્કે ઉર્દૂ શાઈરીમાં પણ તેમના સહીહ પ્રતિનિધિ બન્યા.
- ગઝલમાં એક આકર્ષક રીતભાત કાઈમ કરી. એ સિવાય મષનવી ખ્વાબ અને ખ્યાલમાં એવી લખી કે ઝબાન અને બયાનના એ'તિબારથી ન માત્ર ટંકસાલી ચીઝ છે, બલ્કે અન્યોના માટે પણ એક અનુસરણના લાયક નમૂનો બની.
- જો આ બન્ને ભાઈઓની સાથે તેમના વાલિદ બુઝુર્ગવાર ખ્વાજા નાસિર અંદલીબને પણ શામિલ કરી લેવામાં આવે તો એક જ ખાનદાનમાંથી એક સારો ત્રિકોણ તૈયાર થઈ જાય છે અને આ તમામ નકશબંદી, મુજદ્દિદી સિલસિલાના બુઝુર્ગો છે.
- આ હાલાતમાં અમારો આ દા'વો કરવો ખોટો ન હશે કે ઉર્દૂ ઝબાન

અને અદબ તથા શાઈરીની ઉત્તર હિન્દુસ્તાનમાં જ નહીં, બલ્કે આખા બર્રે સગીર (લઘુખંડ)માં હયાતી. આજ ખાનવાદાની બદૌલત છે.

• કાઈમ ચાંદપૂરીના કૌલ અનુસાર એથી અગાઉ ઉર્દૂ શું હતી ?

**એક બાત લચર સી બ ઝબાને દકની થી.**

**હઝરત ખ્વાજા સય્ફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ સરહિંદ શરીફ પાછા આવ્યા ત્યારે આપના ભાઈઓ આપને આવકારવા માટે આવ્યા**

ઉપરાંત 'બરકાતે મઅસૂમી'માં લખ્યું છે કે :

હઝરત ખ્વાજા સય્ફુદ્દીનને આપના વાલિદ માજિદ હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિથી મુહબ્બત હતી અને તેમને પણ આપની સાથે બેપનાહ મુહબ્બત હતી. જયારે આપ દિલ્હીથી સરહિંદ શરીફ જવા રવાના થયા ત્યારે આપના વાલિદ બુઝુર્ગવાર પગના દુઃખાવાના કારણે ચાલી શકતા ન હતા. જો મસ્જિદમાં નમાઝ માટે જતા તો ડોલી (પાલકી)માં જતા હતા.

જયારે સરહિંદ શરીફમાં હઝરત ખ્વાજા સય્ફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિનું આગમન થયું તો પુષ્કળ લોકો આપના સ્વાગતના માટે શહેરથી બહાર ગયા, પરંતુ આપના મોટા ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ જેઓ આપથી પંદર વર્ષ મોટા હતા તેઓ ઝઈફી અને નાના ભાઈના સ્વાગત માટે જવામાં કદાચ સંકોચના કારણે ગયા નહિ.

આપના વાલિદ માજિદે મખ્દૂમઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદને તો કંઈ ન કહ્યું, અલબત્ત પોતાની પત્નીને ફરમાવ્યું કે :

"જો મારા પગમાં દુઃખાવો ન થતે તો હું જરૂર સય્ફુદ્દીનના

સ્વાગતના માટે જતે."

જયારે મખ્દૂમઝાદાને (મોટા ભાઈને) વાલિદ માજિદની આ વાત પહોંચી તો તેઓ પણ આપના સ્વાગતના માટે ગયા.

['હઝરત મુજદ્દિદ ઔર ઉનકે નાકિદીન' : ૨૩૮]

## આપનો તરીકો શાહાના હતો

- આપનો તરીકો શાહાના હતો.
- નફીસ (ઉમદા) લિબાસનો ઉપયોગ કરતા હતા.
- દસ્તરખ્વાન પણ અત્યંત વિસ્તૃત હતું.
- આપના આત્મ ગૌરવ અને વકારને જોઈને કોઈએ કહ્યું કે :

"જનાબ શય્ખમાં મોટાઈ છે."

જયારે આપ સુધી આ વાત પહોંચી તો આપે ફરમાવ્યું :

**"તકબ્બુરે મા ઝિલ્લે કિબ્રિયાઈએ ઊસ્ત જલ્લ જલાલહૂ."**

[મારી આ સર્વ મોટાઈ અલ્લાહ જલ્લે શાનુહૂની કિબ્રિયાઈના કિરણો છે.]

- અલ્લાહ તઆલાની મખ્લૂકની મુશ્કિલીઓને દૂર કરવા અને તેમને ફાયદો પહોંચાડવામાં આપ મશહૂર હતા.
- નિકટજનો અને પ્રિયજનોની સાથે સદ્વર્તન કરવામાં અજોડ હતા.
- મોટાઓનો અત્યંત અદબ કરતા અને નાનાઓ પર દયાળુ અને મહેરબાન હતા.

## પોતાના ઈન્તિકાલ વિષે આપની આગાહી સાચી પડી

- આપના મોટા ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ હજના માટે રવાના થયા.
- તેઓ આપથી પંદર વર્ષ મોટા હતા.

- તેમની પૈદાઈશ ઝીલકદ, ૧૦૩૪ હિજરીસનમાં થઈ હતી.
- આપ એક મંઝિલ સુધી તેમની સાથે ગયા.
- જયારે જુદાઈનો સમય આવ્યો તો હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ આપથી કહ્યું કે :

"ભાઈ ! હવે મારી વૃદ્ધાવસ્થા છે અને ફના થનારા આ જીવન પર કંઈ વિશ્વાસ નથી. તમે મારા બાળકોનો ખ્યાલ રાખજો."

આપે તેમને કહ્યું :

"ભાઈ સાહબ ! મને અલ્લાહ તઆલાથી ઉમ્મીદ છે કે આપની ઉંમર લાંબી થશે અને આપ લાંબી મુદત જીવતા રહેશો. અલબત્ત, મને પોતાના જીવનની ઉમ્મીદ નથી. જેથી આપથી ગુઝારિશ છે કે મારા બાળકોનો ખ્યાલ રાખજો."

'બરકાતે મઅસૂમી'ના લેખક લખે છે કે :

તે બન્ને ભાઈઓની તે પછી મુલાકાત ન થઈ.

હઝરત સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ દુનિયાથી કૂચ કરી ગયા અને હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ તેમના પછી પણ ૧૯ (ઓગણીસ) વર્ષ હયાત રહ્યા.

## અંતિમ દિવસોમાં આપનો મઅમૂલ

અને આ પણ લખ્યું છે કે :

એક મુદતથી આપનો આ મઅમૂલ થઈ ગયો હતો કે,

અરધી રાત પછી હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેષાની રહિમહુલ્લાહુના નૂરથી ભરપૂર મઝાર પર હાજર થતા અને જઝબહ તથા શૌખની હાલતમાં પવિત્ર કબરની આજુબાજુ ફરતા અને ફરમાવતા :

**સગે દરગાહે મુજદ્દિદે અલ્ફેષાની રહિમહુલ્લાહુ અમ.**

[હું હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિની દરગાહનો કૂતરો છું.]

અને કયારેક આ શબ્દો ઝબાન પર જારી રહેતા હતા :

**સગે દરગાહે બંદગી શયૂખ અહમદ રહમતુલ્લાહિ અલયહિ કાબુલી સરહિંદી અમ.**

[હું શયૂખ અહમદ કાબુલી સરહિંદી રહમતુલ્લાહિ અલયહિની દરગાહનો કૂતરો છું.]

અને કયારેક પોતાના વાલિદ માજિદના પવિત્ર રોઝહ પર હાજર થતા અને આ શે'ર પઢતા :

**મન કીસ્તમ કે બા તૂ દમે બંદગી ઝનમ,**
**ચંદીં સગાને કૂએ તૂ યક કમતરીં મનમ.**

[હું કોણ છું જે આપની ગુલામીનો દમ ભરું ? આપની ગલીના ઘણાં કૂતરાઓમાંથી એક કમતરીન કૂતરો હું છું.]

['મકામાતે ખૈર', પૃષ્ઠ : ૬૫, ૬૬]

**હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ વિષે બાળપણમાં આગાહી**

ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ બાળપણમાં એક વખત સખ્ત બીમાર થઈ ગયા. હઝરત ખ્વાજા સયૂફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ તેમની બીમારપુર્સી માટે તશરીફ લઈ ગયા.

તેમની ખાલાએ આપથી તંદુરસ્તીની દુઆ માટે અર્ઝ કરી.

આપ મુતવજ્જિહ થયા અને ફરમાવ્યું કે :

"આ છોકરાનો અલ્લાહ તઆલા રક્ષક અને સહાયક છે. એવું

મા'લૂમ થાય છે કે આ છોકરો મહાન શયૂખ બનશે અને હઝારો માણસો તેના હલ્કહમાં હાજર થશે.''

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૨૬, 'મશાઈખે નકશબંદિય્યહ', પૃષ્ઠ : ૩૫૫]

## નકશબંદી સિલસિલાના બુનિયાદી બે કામો

નકલ છે કે એક માણસે ખોરાકનું પ્રમાણ ઘટાવનો ઈરાદો કર્યો.

આપે ફરમાવ્યું કે :

''ખોરાક ઓછો કરવાની જરૂરત નથી. અમારા બુઝુર્ગોએ કામની બુનિયાદ (૧) 'દવામે વુકૂફે કલ્બી અને (૨) 'સુહબતે શયૂખ' પર મૂકી છે. ઝુહદ અને મુશ્કિલ મુજાહદહનો લાભ ખર્કે આદાત અને તસર્રુફાત છે. અમારે ત્યાં એની જરૂરત નથી. અહીં નિરંતર ઝિક્ર અને અલ્લાહ તઆલાની તરફ તવજ્જુહ તથા સુન્નતની ઈત્તિબાઅ છે.''

['હાલાતે મશાઈખે નકશબંદિય્યહ', પૃષ્ઠ : ૩૫૪]

## આપની બીમારી

આપનો મા'મૂલ હતો કે ઝોહર અને અસરના દરમિયાન ઓરતોને અહાદીષે શરીફ સંભળાવ્યા કરતા હતા.

એક દિવસ મા'મૂલ વિરુદ્ધ વઅઝ અને નસીહતોને જલ્દી ખતમ કરી દીધા.

ઓરતોએ અર્ઝ કરી કે :

''હજુ ઘણો સમય છે, કંઈક વધારે પઢો.''

આપે ફરમાવ્યું :

"વધારે મુહમ્મદ આ'ઝમ (આપના મોટા સાહબઝાદહ) પાસે પઢાવશો."

તે પછી આપ બીમાર થઈ ગયા અને હદીષ શરીફ સંભળાવવાનો મોકો ન મળ્યો ['હાલાતે મશાઈખે નકશબંદિય્યહ', પૃષ્ઠ : ૨૫૬]

કહે છે કે અંતિમ સમયે હઝરત શયખની ખિદમતમાં એક ડોકટરને લાવવામાં આવ્યો, જે અહલે સુન્નત વલ્ જમાઅતનો વિરોધી હતો.

આપે ફરમાવ્યું કે :

"આ અંતિમ સમયે અહલે સુન્નત વલ્ જમાઅતના વિરોધીને મારી પાસે શા માટે લાવ્યા છો ? તેને અહીંથી લઈ જાઓ."

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૨૬]

## આપનો ઈન્તિકાલ અને મઝાર

હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિનો સુડતાલીસ (૪૭) વર્ષની ઉંમરમાં ૨૬, જમાદિલ્ અવ્વલ, ૧૦૯૬ હિજરીસન મુતાબિક ૧૬૮૫ ઈસ્વીસનના રોજ ઈન્તિકાલ થયો.

['મશાઈખે નકશબંદિય્યહ', પૃષ્ઠ : ૩૫૬]

આપની પૈદાઈશ અને વફાતની તારીખોમાં મતભેદ છે. કોઈએ પૈદાઈશનું વર્ષ ૧૦૫૫ હિજરીસન લખ્યું છે અને વફાતનું વર્ષ ૧૦૯૫ હિજરીસન અથવા ૧૦૯૮ હિજરીસન લખ્યું છે.

આપનો મઝાર હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહિમહુલ્લાહુના રોઝહ મુબારકથી દક્ષિણ દિશા તરફ થોડા અંતર પર છે. મઝાર પર અત્યંત આલીશાન ગુંબજ છે, જેની ફરતે બગીચો બનાવેલો છે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૨૬]

## આપ, આપની અવલાદ અને આપના સિલસિલાના બુઝુર્ગોથી હિન્દુસ્તાનમાં શરીઅત અને તરીકતમાં વિપુલ તરક્કી થઈ

હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂના સાહબઝાદાઓમાં હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદાઓમાં હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિને જે મકબૂલિયત હાસિલ થઈ છે તે બયાન કરવું શકય નથી.

હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની જ અવલાદ અને સિલસિલાના બુઝુર્ગોના ઝરીએ હિન્દુસ્તાનમાં શરીઅત અને તરીકતને ઘણી ઉન્નતિ પ્રાપ્ત થઈ અને ઈસ્લામી તા'લીમાતને પ્રચલિત કરવામાં જે રીતે આ બુઝુર્ગોએ સંઘર્ષો કર્યા છે, તેનું ઉદાહરણ મળવું અશકય છે. જેથી :

### આપની જ અવલાદ દર અવલાદમાં :

શાહ અબ્દુલગની બિન શાહ અબૂ સઈદ બિન સફિયુલ કદ્ર બિન અઝીઝુલ્ કદ્ર બિન શાહ મુહમ્મદ ઈસા બિન હઝરત સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન વગેરે બુઝુર્ગો થયા છે.

### [૧] હઝરત શાહ અબ્દુલગની રહમતુલ્લાહિ અલયહિ:

હઝરત શાહ અબ્દુલગની મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ દારુલ ઉલૂમ, દેવબંદના સ્થાપકો હઝરત મૌલાના રશીદ અહમદ ગંગોહી અને હઝરત મૌલાના મુહમ્મદ કાસિમ નાનોતવી કુદ્દિસ સિર્રુહુમા જેવી મહાન શખ્સિયતોના ઉસ્તાદે હદીષ હતા.

[૨] હઝરત મૌલાના શાહ મુહમ્મદ રફીઉદ્દીન દેવબંદી (રહ.) :

● હઝરત મૌલાના શાહ મુહમ્મદ રફીઉદ્દીન દેવબંદી સુમ્મલ્ (બા'દમાં મદની રહમતુલ્લાહિ અલયહિ દારુલ ઉલૂમ, દેવબંદના મુહતમિમ પણ હતા અને હઝરત શાહ અબ્દુલગની કુદ્દિસ સિર્રુહૂના મહાન ખલીફામાંથી હતા.

● એમના ખલીફા હઝરત મુફતી અઝીઝુર્રહમાન ઉસ્માની દેવબંદી, રહમતુલ્લાહિ અલયહિ દારુલ ઉલૂમ, દેવબંદના મહાન મુફતી હતા.

● હઝરત મૌલાના આશિક ઈલાહી મીરઠી કુદ્દિસ સિર્રુહૂએ 'તઝકિરતુર્રશીદ'માં લખ્યું છે :

"આ વાત મશહૂર છે કે શાહ (અબ્દુલગની રહમતુલ્લાહિ અલયહિ )ને પોતાના શાર્ગિદોમાં સૌથી વધારે મુહબ્બત હઝરત મૌલાના (રશીદ અહમદ) ગંગોહી રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત મૌલાના (મુહમ્મદ કાસિમ) નાનોતવી રહમતુલ્લાહિ અલયહિની સાથે હતી.

● મુરીદોમાં ખાસ કૃપાને પાત્ર હઝરત મૌલાના મૌલવી શાહ રફીઉદ્દીન સાહબ રહમતુલ્લાહિ અલયહિ (મુદર્રિસ : મદ્રસહ આલિયહ ઈસ્લામિય્યહ, દેવબંદ) હતા."

ઉપરાંત ફરમાવે છે :

હઝરત મૌલાના (રશીદ અહમદ) ગંગોહી કુદ્દિસ સિર્રુહૂને હઝરત શાહ અહમદ સઈદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ (હઝરત શાહ અબ્દુલગની રહમતુલ્લાહિ અલયહિના મોટા ભાઈ)ના પણ શાગિર્દ હોવાનો શર્ફ હાસિલ હતો. [પૃષ્ઠ : ૩૧]

[૩] હઝરત મૌલાના ખલીલ અહમદ સાહબ રહિમહુલ્લાહ :

● હઝરત મૌલાના ખલીલ અહમદ સાહબ, સદર મુદર્રિસ :

મઝાહિરુલ ઉલૂમ, સહારનપૂર (જેમના ખલીફા શય્ખુલ્ હદીષ હઝરત મૌલાના ઝકરિયા સાહબ મદ્દ ઝિલ્લુહલ્ આલી હતા) તેમને પણ હઝરત શાહ અબ્દુલ ગની કુદ્દિસ સિર્રુહૂથી હદીષ શરીફની સનદ હાસિલ કરવાનો શર્ફ હાસિલ હતો.

- હઝરત મૌલાના આશિક ઈલાહી મીરઠી રહમતુલ્લાહિ અલયહિ 'તઝકિરતુલ્ ખલીલ' પૃષ્ઠ : ૪૪ માં લખે છે કે :

(હઝરત મૌલાના ખલીલ અહમદ રહમતુલ્લાહિ અલયહિએ) મદીનતુર્રસૂલમાં મુહદ્દિષે દારુલ હિજરત ઉસ્તાદુલ્ કુલ હઝરત મૌલાના અશ્શાહ અબ્દુલ ગની અલમુહાજિર અન્નકશબંદીને તમામ હદીષ શરીફની કિતાબોના અવાઈલ સંભળાવીને બિલ્ ઈજમાલ અને કુબૂલિયતે દુઆ ઈન્દલ્ મુલ્તઝિમની તફસીલથી ઈજાઝત હાસિલ કરી.

- ઉપરાંત હઝરત મૌલાના આશિક ઈલાહી અલયહિર્રહમહએ 'તઝકિરતુલ્ ખલીલ'માં હઝરત શાહ અબ્દુલ ગની કુદ્દિસ સિર્રુહૂનું હઝરત મૌલાના ખલીલ અહમદ કુદ્દિસ સિર્રુહૂને અર્પણ કરેલ ઈજાઝતનામું અને દુઆ ઈન્દલ્ મુલ્તઝિમની સનદની નકલ પણ લખી છે.

### [૪] <u>હઝરત ખ્વાજા મુહમ્મદ આફાક રહમતુલ્લાહિ અલયહિ</u> :

- હઝરત ખ્વાજા મુહમ્મદ આફાક રહમતુલ્લાહિ અલયહિ પણ હઝરત ખ્વાજા સયફુદ્દીન કુદ્દિસ સિર્રુહૂની અવલાદ દર અવલાદમાં હતા.
- એમના ખલીફએ મુજાઝ હઝરત મૌલાના ફઝલુર્રહમાન ગંજ મુરાદાબાદી કુદ્દિસ સિર્રુહૂ હતા.
- તેમના ખલીફાઓમાં :
  - હઝરત મૌલાના મુહમ્મદ અલી મૂંગીરી રહમતુલ્લાહિ અલયહિ, સ્થાપક : દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનવ અને

- હઝરત મૌલાના સય્યિદ અબ્દુલ્હય કુદ્દિસ સિર્રુહૂમા, નાઝિમ : નદવતુલ્ ઉલમા, લખનવ પણ હતા.
- તેમના અતિ પ્રિય હઝરત મૌલાના અબૂલ હસન અલી નદવી મદ્દ ઝિલ્લુહુલ્ આલી હતા.
- મતલબ કે હિન્દુસ્તાનના આ મોટા મોટા દારુલ ઉલૂમો ઈલ્મી અને રૂહાની રીતે ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂથી બિલ્ વાસ્તહ ફૈઝયાબ છે અને એ જ બુઝુર્ગોની વાડીના ફળો ખાનારા અને અહેસાન મંદ છે.
- ઉપરાંત તરીકતના સિલસિલાની પણ અસંખ્ય શાખાઓ છે, જે હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિના વાસ્તાથી સિલસિલએ આલિયહ નકશબંદિયહ મુજદ્દિદિયહ સાથે નિસ્બત ધરાવે છે.
- ખૂદ હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિના ખલીફા મખ્દૂમ અબૂલ કાસિમ ઠઠવીએ સિંધમાં સિલસિલએ આલિયહ નકશબંદિયહ મુજદ્દિદિયહની ઘણી તબ્લીગ અને પ્રચાર કર્યો.
- એનાથી પહેલાં મખ્દૂમ આદમ ઠઠવી જેઓ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓમાંથી હતા, તેમણે સિંધમાં આ સિલસિલાની બુનિયાદ મૂકેલી હતી.
- આપના જ સિલસિલએ આલિયહમાં :

હઝરત મિર્ઝા મઝહરે જાનેજાનાં અને

હઝરત શાહ ગુલામ અલી કુદ્દિસ સિર્રુહૂમા પણ હતા.

- તેમના એક ખલીફા મૌલાના ખાલિદ રૂમી કુદ્દિસ સિર્રુહૂના મારફતે અરબસ્તાન, રૂમ અને શામ વગેરેમાં સિલસિલએ આલિયહ નકશબંદિયહ મુજદ્દિદિયહને ઘણી મકબૂલિયત હાસિલ થઈ.
- 'રદ્દુલ મુહતાર શર્હે દુર્રુલ મુખ્તાર'ના લેખક અલ્લામહ શામી જેવી મહાન શખ્સિયત પણ હઝરત મૌલાના ખાલિદ રૂમી રહમતુલ્લાહિ

અલયહિના મુરીદ છે.

- ઉપરાંત હાલના બુઝુર્ગોમાં :

હઝરત મૌલાના અબ્દુલ ગફૂર અબ્બાસી મદની કુદ્દિસ સિર્રુહૂના કારણે અરબસ્તાન અને અરબસ્તાન સિવાયના દેશોમાં આ સિલસિલએ આલિયહને અધિક ઉન્નતિ હાસિલ થઈ.

તેઓ મદ્રસહ અમીનિય્યહ, દિલ્હીના ફારિગુત્તહસીલ મહાન આલિમ અને ઉસ્તાદ તથા હઝરત ખ્વાજા મુહમ્મદ ફઝલ અલી કુરૈશી નકશબંદી, મુજદ્દિદી, સિરાજી, મિસ્કીનપૂરી કુદ્દિસ સિર્રુહૂના ખૂબ જ પ્રભાવશાળી ખલીફાઓમાંથી હતા.

## હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિના મકાતીબ (પત્રો)

હઝરત ખ્વાજા સયફુદ્દીન કુદ્દિસ સિર્રુહૂના એકસો નેવું (૧૯૦) મકાતીબે શરીફાને આપના મોટા ફરઝંદ અને જાનશીન શયખ મુહમ્મદ આ'ઝમ રહમતુલ્લાહિ અલયહિએ સંપાદિત કર્યા હતા, જેમને મુહતરમ જનાબ પ્રોફેસર ડોકટર ગુલામ મુસ્તફાખાં સાહબ મદ ઝિલ્લુહૂએ 'મકતૂબાતે સયફિય્યહ'ના નામથી પ્રગટ કર્યા છે.

## આપના આઠ સાહબઝાદાઓનો ટૂંકો પરિચય

### [૧] શયખ મુહમ્મદ આ'ઝમ :

- આપ હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદા છે.
- સુલૂકની તકમીલ પોતાના વાલિદ બુઝુર્ગવારથી હાસિલ કરીને ઉલૂમે ઝાહિરીમાં પણ કમાલ હાસિલ કર્યો.
- આપ લેખક હતા.
- અકષર લોકોએ આપથી સુલૂકની તકમીલ કરીને ખિલાફત મેળવી.

- આપની અવલાદમાં ત્રણ છોકરાઓ અને બે છોકરીઓ હતી.

[૨] શયૂખ મુહમ્મદ શુઐબ:

- આપે પોતાના વાલિદ બુઝુર્ગવાર પાસે સુલૂકની તકમીલ કરી.
- આપનો એક છોકરો અને ત્રણ છોકરીઓ હતી.

[૩] શયૂખ મુહમ્મદ હુસૈન:

- આપ પણ પોતાના વાલિદ બુઝુર્ગવારના મુરીદ હતા.
- આપના બે છોકરાઓ અને બે છોકરીઓ હતી.

[૪] શયૂખ મુહમ્મદ ઈસા :

- આપે પોતાના ભાઈ શયૂખ મુહમ્મદ આ'ઝમ પાસે સુલૂકની તકમીલ કરી.
- આપના ત્રણ છોકરાઓ અને એક છોકરી હતી.

[૫] શયૂખ મુહમ્મદ મૂસા:

- આપ પોતાના ચાચાના મુરીદ હતા.
- આપના બે છોકરાઓ અને બે છોકરીઓ હતી.

[૬] શયૂખ કલિમતુલ્લાહ :

- આપ પોતાના ચાચા મુહમ્મદ સિદ્દીકના મુરીદ હતા.
- આપનો માત્ર એક છોકરો હતો.

[૭] મુહમ્મદ ઉસમાન :

આપને કોઈ સંતાન ન હતા.

[૮] અબ્દુર્રહમાન :

આપને કોઈ સંતાન ન હતા.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૨૭ થી ૨૨૯]

## હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની છ સાહબઝાદીઓ

(૧) બીબી જન્નત, (૨) બીબી હબીબહ, (૩) બીબી સારહ,
(૪) બીબી ઝોહરા, (૫) બીબી રફઉન્નિસાઅ,
(૬) નામ મા'લૂમ થઈ શકયું નથી.

# હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના છઠ્ઠા સાહબઝાદહ હઝરત શયખ મુહમ્મદ સિદ્દીક મહબૂબે ઈલાહી કુદ્દિસ સિર્રુહૂનું જીવનચરિત્ર



## જન્મ

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના સૌથી નાના અને છઠ્ઠા ફરઝંદ છે. આપનો મુબારક જન્મ ૧૦૫૭ અથવા ૧૦૫૯ હિજરીસનમાં સરહિંદ શરીફમાં થયો. આપ પોતાના વાલિદ માજિદથી સંપૂર્ણ મળતાપણું ધરાવતા હતા.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને પોતાના વૃદ્ધાવસ્થાના કારણે આપની તરબિયતની ઘણી ફિક્ર અને ચિંતા હતી કે કદાચ મા'મલો અપકવ રહી જાય અને ભાઈઓના મુહતાજ થાય.

## તા'લીમ

જયારે આપ તા'લીમ પ્રાપ્ત કરવાની ઉંમરે પહોંચ્યા ત્યારે થોડી મુદ્દતમાં કુર્આન શરીફ ખત્મ કરીને દરમિયાની કિતાબો પઢવામાં મશ્ગૂલ થઈ ગયા અને ઉલૂમે અકલિયહ અને નકલિયહ થોડી મુદ્દતમાં હાસિલ કરીને વાલિદ બુઝુર્ગવારની ખિદમતમાં સુલૂક તય કરવામાં

મશ્ગૂલ થઈ ગયા.

## ૧૮ વર્ષની ઉંમરે વાલિદે આપને વિલાયતે અહમદીની બશારત આપી

● અઢાર (૧૮) વર્ષની ઉંમરમાં હઝરતે આપને વિલાયતે અહમદીની બશારત આપી.

● વીસ (૨૦) વર્ષની ઉંમરમાં તમામ કમાલાત અને તરીકાની ખુસૂસિયતોથી પોતાના ભાઈઓની જેમ સરફરાઝ થયા.

## બીમાર રહેતા હોવાથી ખાવામાં ઘણી પરેજી કરતા હતા

આપ મોટા ભાગે બીમાર રહેતા હતા, એટલા જ માટે મનપસંદ ભોજન, સ્વાદિષ્ટ ફળો વગેરેથી ઘણી પરેજી કરતા હતા.

આપ ફરમાવ્યા કરતા હતા કે :

“દહી મને વધારે પસંદ છે, પણ તેર (૧૩) વર્ષથી ખાધું નથી.”

● આપ અત્યંત સાબિર (ધૈર્યવાન) અને શાકિર (શુક્રગુઝાર) હતા.

● ઈલ્મ અને અમલ, વર્અ (પરહેઝગારી) અને તકવા, હુસ્ને ખુલુક (સુસભ્યતા) અને કસરે નફસીથી સંપૂર્ણ રીતે સુશોભિત હતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૩૦,
'ઉમ્દતુલ્ મકામાત', પૃષ્ઠ : ૩૯૫]

## હજ માટે તશરીફ લઈ ગયા

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની વફાતના થોડા વર્ષો પછી આપ હજના માટે તશરીફ લઈ ગયા. ત્યાં ઘણો લોકો આપથી મુરીદ થયા.

## હજથી વાપસીમાં શાહજહાંબાદ (દિલ્હી)માં સ્થાયી થયા

હજથી વાપસીમાં શાહજહાંબાદ (દિલ્હી)માં રહેવાનું પસંદ ફરમાવ્યું અને અંતિમ શ્વાસ સુધી ત્યાં જ રહ્યા. અસંખ્ય માણસોએ આપથી ફાયદો ઉઠાવ્યો અને ઘણાં લોકો ખિલાફતથી મુશર્રફ થયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૩૦,
'ઉમ્દતુલ્ મકામાત', પૃષ્ઠ : ૩૯૫]

## ફર્રૂખ સિયર બાદશાહ આપનો મુરીદ હતો

ફર્રૂખ સિયર બાદશાહ પણ આપનો મુરીદ હતો.

['ઉમ્દતુલ્ મકામાત', પૃષ્ઠ : ૩૯૫]

## ઈન્તિકાલ દિલ્હીમાં, દફન સરહિંદ શરીફમાં

૫, જમાદિલ્ અવ્વલ, ૧૧૩૦ હિજરીસનના દિલ્હીમાં આપનો ઈન્તિકાલ થયો અને જનાઝો સરહિંદ શરીફ પહોંચાડવામાં આવ્યો. આપના મઝાર પર પણ એક આલીશાન ગુંબજ બનાવવામાં આવ્યો.

## આપના બે સાહબઝાદાઓનો ટૂંકો પરિચય

**[૧] શયખ મુહમ્મદ મહદી :**

આપે બાતિની સુલૂક પોતાના વાલિદ બુઝુર્ગવાર પાસે હાસિલ કરીને ઝાહિરી ઉલૂમમાં પણ કમાલ હાસિલ કર્યો. આપની અવલાદમાં એક છોકરો અને એક છોકરી હતી.

**[૨] શયખ અબ્દુલ બાકી :**

આપ પણ પોતાના વાલિદ બુઝુર્ગવારથી મુરીદ હતા. કુર્આન શરીફ હિફ્ઝ કરીને ઝાહિરી ઉલૂમમાં કમાલ હાસિલ કર્યો. અવલાદમાં માત્ર એક છોકરો હતો, જેનું નામ મા'સૂમ અહમદ હતું. ['રવઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૩૧]

### હઝરત શયખ મુહમ્મદ સિદીક રહમતુલ્લાહિ અલયહિની બે સાહબઝાદીઓ

(૧) મહરુન્નિસાઅ, જે દુનિયાને ત્યાગીને ઈબાદતમાં મશગૂલ રહી.
(૨) અઝીમુન્નિસાઅ.

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હઝરત અબૂલ્ ઉલા રહમુતલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર

### જન્મ, જાહેરી તા'લીમ અને મુજાહદહ

હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ કુદિસ સિર્રુહૂના સાહબઝાદહ હઝરત અબૂલ્ ઉલાનો જન્મ ૧૦૬૩ હિજરીસન મુતાબિક ૧૬૫૨ ઈસ્વીસનમાં સરહિંદ શરીફમાં થયો.

['હદિયએ મુજદ્દિદિયહ', પૃષ્ઠ : ૫૫]

- ઝાહિરી ઉલૂમથી ફારિગ થઈને આપે મુજાહદહ શરૂ કર્યો.
- ૧૦૮૩ હિજરીસન મુતાબિક ૧૬૭૨ ઈસ્વીસનમાં આપે પોતાના ચહેરા પર નકાબ નાંખી દીધો અને લોકોની સાથે મળવાનું છોડી દીધું.
- જયારે આપના મુહતરમ વાલિદ સાહબ હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત અબૂલ્ ઉલા રહિમહુલ્લાહુથી ચહેરા પર નકાબ નાંખવાનું કારણ પૂછયું તો આપે અર્ઝ કરી કે :

"હઝરત સરવરે કાઈનાત અલયહિસ્સલાતુ વત્તસ્લીમાત મારી સામે (સતત) તશરીફ ફરમા છે, એટલે હવે હું ન કોઈની તરફ જોઈ શકું છું અને ન કોઈની સાથે વાત કરી શકું છું."

હઝરત વાલિદ સાહબે વધુમાં પૂછયું કે :

"શું અત્યારે પણ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આપની સામે તશરીફ ફરમા છે ? "

અર્ઝ કરી :

"જી, હાં !" ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૩, પૃષ્ઠ : ૧૭]

- હઝરત અબૂલ્ ઉલા રહમતુલ્લાહિ અલયહિ આઠ વર્ષ સુધી નકાબ નાંખીને રહ્યા. આ મુદતમાં આપે ન કયારે આરામ કર્યો અને ન તકિયો લગાવીને બેઠા. હંમેશા કિબ્લહ રૂખ બેસી રહેતા. માત્ર નમાઝના માટે ઉઠતા.
- આલમગીર બાદશાહે અનેક રીતે આપની સાથે વાત કરવાનો ઈરાદો કર્યો, પરંતુ શકય ન બન્યું.
- માત્ર પોતાની વાલિદહ માજિદહ અથવા વાલિદ બુઝુર્ગવારથી કેટલાક જરૂરી કામોના માટે વાતચીત કરતા.
- કહે છે કે આપ ઝાહિરી આંખોથી હઝરત સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરબારમાં હાજર રહેતા હતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૩, પૃષ્ઠ : ૧૮]

## હજના માટે તશરીફ લઈ જવું અને વાપસીમાં સૂરતમાં નકાબ ઉતારવું

હઝરત અબૂલ્ ઉલા રહમતુલ્લાહિ અલયહિ એ જ નકાબ પહેરેલી હાલતમાં પોતાના વાલિદ માજિદ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની સાથે હજના માટે તશરીફ લઈ ગયા. વાપસીમાં જયારે સૂરતની બંદરગાહ પર પહોંચ્યા તો નકાબ ઉતારી નાંખ્યો.

## આપની શાદી

તે પછી સરહિંદ શરીફ પહોંચીને ૧૦૯૧ હિજરીસન મુતાબિક ૧૬૮૦ ઈસ્વીસનમાં હઝરત અબૂલ્ ઉલા રહમતુલ્લાહિ અલયહિની હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત કુદિસ સિર્રુહૂના સાહબઝાદહ શયૂખ સઅદુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની દુખ્તરે નેક અખ્તર સાથે શાદી થઈ. ['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુક્ન : ૩, પૃષ્ઠ : ૬૭]

તે પછી આપના ફરઝંદ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુ આલમે વુજૂદ (દુનિયા)માં તશરીફ લાવ્યા (પેદા થયા).

મા'લૂમ થયું કે હઝરત સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જેઓ હઝરત અબૂલ્ ઉલા રહમતુલ્લાહિ અલયહિની તરબિયત ફરમાવી રહ્યા હતા, તે આટલા જ માટે હતી કે તેમનાથી હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર જેવા મોતી પૈદા થાય, જેઓ હકીકતે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મઝહરે અતમ્મ અને કમાલાતે અહમદી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુતમ્મિમ હોય. ['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુક્ન : ૩, પૃષ્ઠ : ૧૮]

## ૪૩ વર્ષની યુવાન વયે વફાત

હઝરત અબૂલ્ ઉલા રહમતુલ્લાહિ અલયહિ ૧૩, શા'બાન, ૧૧૦૬ હિજરીસનમાં તેંતાલીસ (૪૩) વર્ષની યુવાન ઉંમરમાં પોતાના વાલિદ માજિદની હયાતીમાં વફાત પામ્યા.

વસીલતુલ્ કુબૂલ (મકતૂબાતે હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિ) પૃષ્ઠ : ૪ ના હાશિયહ પર આપના ઈન્તિકાલની હિજરીસન ૧૧૦૮ લખી છે.

## અવલાદ

અવલાદમાં એક સાહબઝાદહ ખ્વાજા મુહમ્મદ ઝુબૈર

રહમતુલ્લાહિ અલયહિ અને બે સાહબઝાદીઓ : તાજુન્નિસાઅ અને ફકીરહ ખાનમ છોડી. ['હદિયએ અહમદિયહ', પૃષ્ઠ : ૫૫]

હઝરત અબૂલ્ ઉલા કુદ્દિસ સિર્રુહૂના ઈન્તિકાલ પછી હઝરત હુજ્જતુલ્લાહ કુદ્દિસ સિર્રુહૂએ પોતાની સંપૂર્ણ તવજ્જુહ પોતાના પૌત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર કુદ્દિસ સિર્રુહૂની તરબિયત પર લગાવી.

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના પ્રપૌત્ર અને પોતાના સમયના કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર કુદ્દિસ સિર્રુહૂનું જીવનચરિત્ર



### જન્મ, નામ, કુનિયત

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિનો મુબારક જન્મ સોમવારના દિવસે, ૫, ઝીલકદ, ૧૦૯૩ હિજરીસનમાં થયો. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૫]

આપનું મુબારક નામ મુહમ્મદ ઝુબૈર અને કુનિયત અબૂલ્ બરકાત તથા લકબ શમ્સુદ્દીન રાખવામાં આવ્યું.
['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૮]

### પ્રાથમિક તા'લીમ

જયારે આપની ઉંમર ચાર વર્ષ અને ચાર માસની થઈ, તો આપને એક સઆદતમંદ અદીબ અને તાલિઅમંદ મુઅલ્લિમના હવાલે કરવામાં આવ્યા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૩]

### ૧૩ વર્ષની ઉંમરે દાદાની સાથે હજ પઢવા ગયા

આપ ૧૩ (તેર) વર્ષની ઉંમરમાં પોતાના દાદા હઝરત ખ્વાજા

મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની સાથે હજના માટે તશરીફ લઈ ગયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૭]

## આપના દાદા હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ બીજા (હુજ્જતુલ્લાહ)એ આપને આપના જાનશીન બનાવ્યા

હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂને જે વર્ષે 'તજદીદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિ'નો હોદ્દો અર્પણ થયો હતો, તેના પૂરા ૧૦૦ (એકસો) વર્ષ પછી ૧૧૧૧ હિજરીસન મુતાબિક ૧૬૯૯ ઈસ્વીસનમાં હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિને પોતાના ખલીફા બનાવીને કુતુબુલ્ અકતાબી અને કય્યૂમિય્યતનો ખિલ્અત (પોષાક) પહેરાવીને પોતાના વલીઅહદ (ગાદીવારસ) બનાવ્યા અને પોતાના તમામ મુરીદો તથા ખલીફાઓને બાતિની તરબિયતના માટે આપના હવાલે કર્યા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૨]

## હઝરત મિર્ઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિનો જન્મ અને શહાદત

- તે વર્ષે અર્થાત ૧૧, રમઝાનુલ્ મુબારક, ૧૧૧૧ હિજરીસન, જુમ્અહના દિવસે, ફજરના સમયે હઝરત મિર્ઝા મઝહરે જાનેજાનાં કુદ્દિસ સિર્રુહૂનો જન્મ થયો.
- ૯, મુહર્રમ, ૧૧૯૫ હિજરીસનના જુમ્અહના દિવસે, જુમ્અહની નમાઝ બા'દ શહાદત થઈ અને પોતાની ખાનકાહે મઝહરિયહ, દિલ્હીમાં દફન થયા.

## દાદા સાહબનો ઈન્તિકાલ અને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુનું મન્સબે કય્યૂમિય્યત પર બેસવું

તે પછી ૨૯, મુહર્રમ, ૧૧૧૪ હિજરીસન મુતાબિક ૧૭૦૩ ઈસ્વીસનના રોજ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ રહિમહુલ્લાહુનો ઈન્તિકાલ થઈ ગયો અને શનિવારના દિવસે, ૧, સફર, ૧૧૧૪ હિજરીસન મુતાબિક ૧૭૦૨ ઈસ્વીસનના રોજ માત્ર ૨૧ (એકવીસ) વર્ષની ઉંમરે આપ ઈર્શાદે કય્યૂમિય્યતની મસ્નદ પર જલ્વહઅફરોઝ થયા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૬]

## શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલ્વી રહમતુલ્લાહિ અલયહિનો જન્મ અને વફાત

- તે જ વર્ષે ૪, શવ્વાલ, ૧૧૧૪ હિજરીસન મુતાબિક ૧૦, ફેબ્રુઆરી, ૧૭૦૩ ઈસ્વીસનના બુધવારના દિવસે સૂર્યોદય સમયે હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલ્વી રહમતુલ્લાહિ અલયહિનો ફુલત કસ્બહ, જિલ્લા : મુઝફ્ફરનગર, (યૂ.પી.)માં જન્મ થયો.
- ૨૯, મુહર્રમ, ૧૧૭૬ હિજરીસન, ઝોહરના સમયે એકસઠ (૬૧) વર્ષની ઉંમરમાં દિલ્હીમાં ઈન્તિકાલ થયો.

## આપને ત્યાં ફરઝંદનો જન્મ (મુહમ્મદ અઝીઝ)

બીજા વર્ષે ૧૧૧૫ હિજરીસન મુતાબિક ૧૭૦૩ ઈસ્વીસનના રોજ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિને ત્યાં પ્રથમ ફરઝંદ મુહમ્મદ અઝીઝનો જન્મ થયો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૯]

## હઝરત શયૂખ મુહમ્મદ અશરફનો ઈન્તિકાલ

૨૭, સફર, ૧૧૧૮ હિજરીસનના બુધવારના દિવસે મગરિબના સમયે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમુતલ્લાહિ અલયહિના ચોથા સાહબઝાદહ હઝરત શયૂખ મુહમ્મદ અશરફ રહમતુલ્લાહિ

અલયહિનો ઈન્તિકાલ થઈ ગયો.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૩૧]

## કાબુલ તશરીફ લઈ ગયા

૧૧૧૮ હિજરીસન મુતાબિક ૧૭૦૭ ઈસ્વીસનમાં કાબુલના રહેવાસીઓએ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં કાબુલ તશરીફ લાવવા માટે પુષ્કળ દરખાસ્તો લખી. હઝરત તેમની દરખાસ્ત કબૂલ ફરમાવીને કાબુલ તશરીફ લઈ ગયા. તે દિવસોમાં બાદશાહ આલમગીરનો પુત્ર શાહઝાદહ મુહમ્મદ મુઅઝ્ઝમ બહાદુર શાહ કાબુલનો હાકિમ હતો, તે પણ હઝરતના સ્વાગત માટે પેશાવર સુધી આવ્યો.

## આલમગીર બાદશાહનો ઈન્તિકાલ

એ જ દરમિયાન જુમ્અહ, ૨૮, ઝીલકદ, ૧૧૧૮ હિજરીસન મુતાબિક ૧૭૦૭ ઈસ્વીસનના આલમગીર બાદશાહનો ઈન્તિકાલ થઈ ગયો, પરંતુ લગભગ એક માસ પછી શાહઝાદહ મુઅઝ્ઝમને વાલિદના ઈન્તિકાલના સમાચાર મળ્યા.

શાહઝાદાએ તે જ સમયે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને અર્ઝ કરી કે :

મારા હકમાં દુઆ અને તવજ્જુહ ફરમાવો કે હક સુબ્હાનહૂ વ તઆલા મારી ઈઝ્ઝત અને આબરૂ સલામત રાખે અને દુશ્મન પર સફળતા મેળવીને હિન્દુસ્તાનની સલતનત મારા હાથમાં આવે.

હઝરતે મોડે સુધી દુઆએ ખૈર કરી અને શહઝાદહને હિન્દુસ્તાનની સલ્તનતની ખૂશખબરી આપી.

શહઝાદહ આ ખૂશખબરીથી ઘણો ખૂશ થયો.

## સરહિંદ શરીફ વાપસી

શહઝાદાએ હઝરતને પોતાની સાથે હિન્દુસ્તાન આવવા આગ્રહ કર્યો. શહઝાદહની આજિઝી અને વિનંતી તથા દિલજૂઈના કારણે હઝરત પણ તેની સાથે સરહિંદ શરીફ તશરીફ લઈ આવ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૩૨]

## શાહઝાદહ મુહમ્મદ મુઅઝ્ઝમ અને મુહમ્મદ આ'ઝમ વચ્ચે યુદ્ધ

હિન્દુસ્તાનના બાદશાહ (આલમગીર રહમતુલ્લાહિ અલયહિ)ના ઈન્તિકાલ પછી તેનો બીજો ફરઝંદ મુહમ્મદ આ'ઝમ બાપની જગ્યાએ સલતનતના તખ્ત પર બેઠો. સલતનતના તમામ સભ્યો અને સરદારોએ તેની તા'બેદારી સ્વીકારી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૩૨]

મતલબ કે મુહમ્મદ આ'ઝમ તમામ સભ્યો અને સુલતાની ફૌજ સહિત મુહમ્મદ મુઅઝ્ઝમની સાથે યુદ્ધ કરવા માટે દક્ષિણથી રવાના થયો. મુહમ્મદ મુઅઝ્ઝમની પાસે ફૌજ ઘણી ઓછી હતી. અહીં સુધી કે મુહમ્મદ આ'ઝમના માણસો કહેતા હતા કે અમે મુહમ્મદ મુઅઝ્ઝમને જીવતો પકડીને લઈ આવીશું.

મુહમ્મદ મુઅઝ્ઝમ આવી અફવાઓ સાંભળીને ઘણો ગભરાયેલો હતો અને ઘણી વખત હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં દુઆ માટે હાજર થતો રહેતો હતો.

હઝરત બરાબર તસલ્લી આપતા અને ફરમાવતા કે :

યકીન રાખો, અલ્લાહ તઆલા તમોને જ સફળતા અર્પણ ફરમાવશે અને તમે જ હિન્દુસ્તાનના બાદશાહ થશો.

જયારે શહઝાદો લાહોર પહોંચીને શાહી તખ્ત પર બેઠો તો હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિએ જ પોતાના મુબારક હાથથી શહઝાદહના માથા પર શાહી તાજ મૂકયો.

એ દરમિયાન મુહમ્મદ મુઅઝ્ઝમનો મોટો છોકરો મુઈઝ્ઝુદ્દીન, જે મુલતાનનો હાકિમ હતો તે પણ એક મોટું લશ્કર લઈને બાપની સાથે મળી ગયો.

હઝરત પોતે લાહોર રોકાઈ ગયા અને શહઝાદહને સફળતા અને સહાયની ખૂશખબરી અતા ફરમાવીને રુખસત કર્યા.
['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૩૪]

મુહમ્મદ મુઅઝ્ઝમ લાહોરથી સરહિંદ શરીફ આવ્યો તો હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમુતલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદહ હઝરત મુહમ્મદ સિબ્ગતુલ્લાહ રહિમહુલ્લાહુએ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુની મુબારક પાઘડી શહઝાદહના માથા પર બાંધી. શહઝાદહ તેને મહાન નેઅમત સમજીને ફૂલાયેલો ન સમાયો. તે પછી શાહજહાંબાદનો રુખ કર્યો. પછી અકબરઆબાદ (આગ્રા) પહોંચી ગયો. એ જ દરમિયાન મુહમ્મદ આ'ઝમ પણ અકબરઆબાદની નજીક પહોંચી ગયો. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૩૫]

મુહમ્મદ મુઅઝ્ઝમે મુહમ્મદ આ'ઝમને સંદેશો મોકલ્યો કે વાલિદ માજિદે મને હિન્દુસ્તાનનો બાદશાહ મુકર્રર કર્યો છે, એટલે હું હિન્દુસ્તાન લઉં છું, દક્ષિણના રાજય પર તમે સંતોષ માનો.

મુહમ્મદ આ'ઝમે આ વાતને સ્વીકારવાથી ઈન્કાર કરી દીધો.

તે પછી મુહમ્મદ આ'ઝમે કહેવડાવ્યું કે :

"ઝઘડો તો આપણે ભાઈઓમાં છે. શા માટે નાહક અલ્લાહ

તઆલાની મખ્લૂકનું લોહી વહાવો છો ? હું તમારી સાથે શાહી રીતે લડવા માંગું છું.''

મુહમ્મદ આ'ઝમ પોતાની બહાદુરી અને ફોજની અધિકતા પર ઘમંડી હતો. છેવટે ઘણી જોરદાર લડાઈ થઈ.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૩૬]

- મુહમ્મદ મુઅઝ્ઝમ બહાદુર શાહ વિજયી થયો.
- મુહમ્મદ આ'ઝમ અને તેનો છોકરો બેદારબખ્ત માર્યા ગયા.
- બહાદુર શાહને ભાઈ–ભત્રીજાના માર્યા જવાનો ઘણો અફસોસ થયો, અહીં સુધી કે તે આ સદમાથી બેહોશ થઈ ગયો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૩૯]

તે પછી બહાદુર શાહે આ વિજયના શુક્રિયહમાં ભેટ–સોગાદ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુની ખિદમતમાં મોકલ્યા અને સરહિંદ શરીફના તમામ હઝરાતની ખિદમત માટે પુષ્કળ ધન–દૌલત મોકલ્યું. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૪૦]

## શાહઝાદહ મુહમ્મદ મુઅઝ્ઝમ અને કામબખ્શ (ભાઈ) વચ્ચે યુદ્ધ

- આ વિજય પછી બહાદુર શાહ (મુહમ્મદ મુઅઝ્ઝમ)એ દક્ષિણનું રુખ કર્યું.
- આલમગીર બાદશાહે પોતાના નાના પુત્ર કામબખ્શને હૈદરાબાદનો ઈલાકો આપ્યો હતો.
- બાપના ઈન્તિકાલ પછી તેણે પણ તખ્ત પર બેસીને પોતાના નામનો સિક્કો પ્રચલિત કરી દીધો હતો.

આ વાત મુહમ્મદ મુઅઝ્ઝમ બહાદુર શાહને ગમી નહિ. જેથી

તે મંઝિલો તય કરીને હૈદરાબાદ પહોંચી ગયો અને યુદ્ધની નોબત આવી ગઈ.

અહીં પણ બહાદુર શાહનો વિજય થયો અને કામબખ્શ પુષ્કળ ઝખ્મોના કારણે બેહોશ થઈ ગયો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૪૦]

જયારે બહાદુર શાહની સામે તેને પેશ કરવામાં આવ્યો તો તેણે કામબખ્શની સેવા–સુશ્રુસામાં ઘણું ધ્યાન આપ્યું. ઝખ્મોને ટાંકા લગાવ્યા અને ઈલાજમાં સંપૂર્ણ ધ્યાન આપવાની તા'કીદ કરી.

પરંતુ જયારે કામબખ્શને થોડો હોશ આવ્યો, તેણે બહાદુર શાહને કહ્યું કે :

"હું તારું મોઢું જોવા નથી માંગતો."

તેણે ગુસ્સામાં આવીને પોતાના હાથો વડે પોતાના ઝખ્મોના ટાંકાઓ ખોલી નાંખ્યા અને ઈલાજ કરવા ન દીધો. છેવટે બે–ત્રણ કલાક પછી મરી ગયો.

બહાદુર શાહને તેના મરવાનો પણ ઘણો સદમો થયો અને તેની અવલાદની પણ ઘણી ઈઝ્ઝત કરી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૪૧]

### લાંબો સમય લાહોરમાં રોકાયા બા'દ હઝરતની સરહિંદ શરીફ વાપસી

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર કુદ્દિસ સિર્રુહૂ ઘણો સમય લાહોરમાં રોકાયા અને હઝરતના હલ્કહમાં ઘણો મજમો થવા લાગ્યો. હઝારો માણસો આપના મુરીદ થયા અને ઘણી જમાઅતોએ ખિલાફત મેળવી. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૪૨]

## ખલ્વતનશીની (એકાંતવાસ)

તે પછી આપ પોતાના ખલીફા શયૂખ અબ્દુર્રહીમને ખિલાફત ઈનાયત ફરમાવીને અને લાહોરના તમામ મુરીદો અને ખલીફાઓ તેમને સોંપીને સરહિંદ શરીફ તશરીફ લઈ આવ્યા. અહીં પહોંચીને હઝરત ખલ્વતનશીન (એકાંતવાસી) થઈ ગયા. માત્ર નમાઝો માટે મસ્જિદ તશરીફ લઈ જતા અથવા કયારેક બગીચાની સે'ર માટે તશરીફ લઈ જતા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૪૩]

આવી હાલત હોવા છતાં ઘણાં લોકો હઝરતથી મુરીદ થયા, જેમાં ઉલ્લેખપાત્ર શખ્સો અઈઝ્ઝખાં અને આદિલખાં વગેરે છે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૪૭]

પરંતુ સરહિંદ શરીફના કેટલાક જાહિલ સૂફીઓએ ત્યાં હઝરતની વિરુદ્ધ ગલત વાતો ફેલાવી દીધી એટલે શહેરના અકષર રહેવાસીઓ પોતાની બદબખ્તી અને કમનસીબીના કારણે હઝરતના મુઅતકિદ ન થઈ શકયા, બલ્કે આપથી નફરત અને બેઈઝ્ઝતી કરવા લાગ્યા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૫૦]

## આવનારી આફતોથી લોકોને ચેતવ્યા

તે પછી આપે ત્યાં ઉતરનારી અચાનક આફતો અને આસમાની તકલીફોથી ત્યાંના લોકોને સંપૂર્ણ રીતે ચેતવ્યા, પરંતુ લોકોએ પોતાની જહાલત અને ખૂદપરસ્તીના કારણે કોઈ અસર ન લીધી. ['રવઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૫૩]

## હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર અને હઝરત ખ્વાજા અબ્દુલ અહદ દિલ્હી હિજરત કરી ગયા

છેવટે જયારે આ અચાનક બલાનો મુકર્રર સમય આવી

પહોંચ્યો તો હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર પોતાના સગા–સંબંધીઓ સહિત શાહજહાંબાદ (દિલ્હી)ની તરફ રવાના થઈ ગયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૫૫]

ઉપરાંત શયૂખ અબ્દુલ અહદે પણ મુસીબતના બદલે હિજરતને અગ્રતા આપી અને પ્રિય વતનને છોડી દીધું.

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ ૧૫, રજબ, ૧૧૨૧ હિજરીસનમાં શાહજહાંબાદમાં સોમવારના દિવસે દાખલ થયા અને શહેરના બહાર એક ઉજજડ મસ્જિદની નજીક આપે કિયામ ફરમાવ્યો. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૫૬]

તે પછી હઝરતના કિયામની બરકતથી હઝારો મુગલ ખાનદાનના લોકો ત્યાં આબાદ થઈ ગયા. (કદાચ એ જ જગાનું નામ મુગલપૂરહ છે.) ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૫૮]

## આપના બીજા ફરઝંદ અબ્દુલકાદિરનો જન્મ

એ જ વર્ષે અર્થાત ૧૧૨૧ હિજરીસનમાં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિને ત્યાં બીજા સાહબઝાદહનો જન્મ થયો, જેનું નામ અબ્દુલકાદિર રાખવામાં આવ્યું.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૫૮]

## શયૂખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ અને શયૂખ મુહમ્મદ હાદીનો ઈન્તિકાલ

અને તે જ વર્ષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદહ શયૂખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિનો અને શયૂખ મુહમ્મદ ઉબયદુલ્લાહ મુરવ્વિજુશશરીઅહ રહમતુલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદહ શયૂખ મુહમ્મદ હાદીનો

ઈન્તિકાલ થયો અને બન્નેને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ગુંબજમાં દફન કરવામાં આવ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૫૯]

## બાદશાહત મળતાં જ મુહમ્મદ મુઅઝ્ઝમ અભિમાન અને તકબ્બુરથી ઈતરાવા લાગ્યો

જ્યારે મુહમ્મદ મુઅઝ્ઝમ બહાદુર શાહને મહાન વિજય પ્રાપ્ત થઈ ગયો અને આખા હિન્દુસ્તાનનો બાદશાહ બની ગયો તો અભિમાન અને તકબ્બુરથી ઈતરાવા લાગ્યો. જો કે બાદશાહ પોતે પણ ઘણો મોટો આલિમ હતો. લગભગ ૧૨૦૦૦ (બાર હઝાર) અહાદીષ શરીફ શાને નુઝૂલ સહિત તેને મોઢે યાદ હતી.

તે વિચારતો હતો કે શરીઅતમાં કોઈ એવી નવીનતા કરું કે, કિયામત સુધી તે મારી યાદગાર રહે.

જેથી તેણે ઉલમાને બોલાવીને કહ્યું કે :

- "આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીષ શરીફમાં હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હુને 'વસી' કહેવામાં આવ્યા છે, એટલા માટે ખુત્બહમાં પણ 'અલલ્ વસી' કહેવું જોઈએ અને
- કુર્આન મજીદને ઉતરવાના ક્રમ અનુસાર ગોઠવવું જોઈએ." વગેરે.

ઉલમાએ કહ્યું કે :

"એથી અગાઉ આપના કરતાં બેહતર મુજતહિદ ઉલમા થયા છે. જે ઈલ્મ અને તકવા તેમને હાસિલ હતો, તે (ઈલ્મ અને તકવા) આપને હાસિલ નથી. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઝમાનાની નિકટતાના કારણે નુબુવ્વતના અખબારાતની તસ્હીહ જે તેમને હાસિલ હતી તે આપને

હાસિલ નથી.

બસ, જે કંઈ હક અને સત્ય હતું, તેમણે મુકર્રર કરી દીધું. હવે તમે શા માટે તેમનો વિરોધ કરો છો ? ”
['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૬૦]

બાદશાહે પોતાના દા'વાના સુબૂતમાં દલીલો અને પુરાવાઓ પેશ કર્યા. ઉલમાએ ઈલ્મી દલીલોથી તેને રદ કર્યા અને સખ્ત ગુસ્સે થઈને બાદશાહની પાસેથી ઉઠી ગયા.

તમામ મુસલમાનોએ ઉલમાને સાથ આપ્યો અને હક મઝહબ પર તૈયાર થઈ ગયા. અહીં સુધી કે બાદશાહના પુત્રોએ પણ ઉલમાને કહેવડાવ્યું કે અમે પણ તમારી સાથે છીએ.
['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૬૧]

## મુહમ્મદ મુઅઝ્ઝમના ખિલાફ હઝરતની બદ દુઆ અને તેનું મૃત્યુ

જયારે લોકોએ આ હાલત જોઈ તો હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુની ખિદમતમાં સુલતાનની હલાકત માટે બદ દુઆ કરાવવા હાજર થયા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૬૨]

હઝરતે પણ દીની હમિય્યત (મદદ)ના જોશમાં આવીને બદ દુઆ ફરમાવી.

ખરેખર વધારે મુદત વીતી ન હતી કે બહાદુર શાહ મરી ગયો.
['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૬૩]

બહાદુર શાહ સિત્તેર (૭૦) વર્ષથી અધિક ઉંમરે ૮, મુહર્રમ, ૧૧૨૩ હિજરીસનની રાત્રે મા'મૂલી બીમારી પછી વફાત પામ્યો. ચાર વર્ષ અને બે માસ હુકૂમત કરી અને હઝરત ખ્વાજા કુતુબુદ્દીન

બખ્તિયાર કાકીના મઝારની પાસે દફન કરવામાં આવ્યો ['પૃ. : ૧૧૭]

તેના પુત્રોના નામો આ છે :

(૧) મુઈઝુદ્દીન જહાંદાર શાહ (૨) અઝીમુશ્શાન
(૩) જહાંશાહ (૪) રફીઉશ્શાન

## બાદશાહત માટે એના પુત્રો વચ્ચે લડાઈ

૧૧૨૩ હિજરીસનમાં જયારે બહાદુર શાહ મરી ગયો તો તેના પુત્રોએ પોતપોતાની બાદશાહતનું એ'લાન કર્યું.

છેવટે તેમના વચ્ચે યુદ્ધ અને લડાઈ થઈ.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૬૬]

## મોટો પુત્ર મુઈઝુદ્દીન બાદશાહ બન્યો

- જોરદાર લડાઈ પછી મુઈઝુદ્દીન જહાંદાર શાહે (મુહમ્મદ મુઅઝ્ઝમ બહાદુર શાહના મોટા પુત્રએ) ફતેહ હાસિલ કરી.
- તે હિન્દુસ્તાન અને દક્ષિણની તમામ સલતનતોનો બાદશાહ થઈ ગયો.
- તે પછી સરહિંદ શરીફમાં હાજર થઈને તેણે મઝારોની ઝિયારત કરી.
- તે પછી હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિની અવલાદની દરેક વ્યકિતને હૈસિયત અનુસાર ભેટ અને સોગાદ પેશ કર્યા અને પોતાના હકમાં દુઆ અને તવજ્જુહ કરાવીને શાહજહાંબાદ ચાલ્યો ગયો, પણ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થવાનું નસીબ ન થયું.
- તે પછી મુઈઝુદ્દીન લઅલ કુંવર નામની એક તવાઈફ (નર્તકી) પર આશિક થઈ ગયો અને તેના સાથે નિકાહ કરી લીધા એટલે તેના નીચ કક્ષાના ખાનદાનના લોકો સલતનતના દરબારીઓ બની ગયા !
- એ જ રીતની તેનાથી બીજી અનેક અશોભનીય હરકતો ઝાહિર થઈ.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૬૯]

- છેવટે પોતાના આવા ખરાબ કામોના કારણે તેણે માત્ર અગિયાર મહિના પછી સલતનતથી હાથ ધોવા પડયા.

## હઝરતની દુઆથી ફર્રૂખ સિયર બાદશાહ બન્યો

- એ જ દરમિયાન નિઝામુલ્ મલિક અને મુહમ્મદ અમીનખાંએ ગુપ્ત રીતે ફર્રૂખ સિયર બિન અઝીમુશ્શાન સાથે પત્ર વ્યવહાર કર્યો કે જયાં સુધી શકય હોય, જલ્દીથી એક મોટું લશ્કર લઈને પહોંચી જાઓ, અમે તમારા સહાયક છીએ.
- ઈલાહાબાદ અને બિહારનો હાકિમ હસનઅલી ખાં પણ પુષ્કળ સૈનિકો લઈને ફર્રૂખ સિયર સાથે મળી ગયો.
- કેટલાક મુગલોએ ફર્રૂખ સિયરને કહ્યું કે :

જો તમે હિન્દુસ્તાનની સલતનત લેવા અને દુશ્મન પર ફતેહ હાસિલ કરવા માંગતા હોય તો કય્યૂમે ઝમાં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને દુઆ અને તવજ્જુહની દરખાસ્ત કરો.

જેથી ફર્રૂખ સિયરે મુગલોના માધ્યમથી હઝરતની ખિદમતમાં દુઆની અરજ કરી ['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૭૧]

- ૧૧૨૩ હિજરીસનના અંતમાં ફર્રૂખ સિયર સલતનત હાસિલ કરવામાં કામિયાબ થઈ ગયો અને શાહી તખ્ત પર બેઠો.
- તેણે અનેક ભેટ અને સોગાદ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં મોકલ્યા.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૭૪]

## હઝરત ખ્વાજા અબ્દુલઅહદનો ઈન્તિકાલ

૧૧૨૬ હિજરીસન મુતાબિક ૧૭૧૪ ઈસ્વીસનના હઝરત શયખ અબ્દુલ અહદ, જેઓ 'શાહે ગુલ'થી મશહૂર હતા, જેઓ હઝરત ખાઝિનુર્રહમહ (ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ)ના ફરઝંદોના સરદાર હતા, તેઓએ આ ફાની દુનિયાથી કૂચ ફરમાવી.

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુને આપની વફાતનો ઘણો સદમો થયો અને હઝરતની ઝબાનથી બેધડક નીકળ્યું :

**ગુલ બ જન્નત રસીદ.**

તે પછી હઝરતે પોતે જનાઝહની નમાઝ પઢાવી અને આપના જનાઝહને દિલ્હીથી સરહિંદ શરીફ મોકલી આપ્યો.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૮૮]

## હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિનો ટૂંકો પરિચય

- હકાઈક અને મઆરિફના જાણકાર, ઉચ્ચ મર્તબાવાળા હઝરત શયૂખ અબ્દુલ અહદ રહિમહુલ્લાહુ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહિમહુલ્લાહુના બીજા સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત રહિમહુલ્લાહુના પાંચમાં સાહબઝાદહ હતા.
- આપ એક પ્રખર આલિમ અને મુહદ્દિસ હતા.
- આપનો જન્મ હિજરીસન ૧૦૫૦ માં સરહિંદ શરીફમાં થયો હતો; અને ત્યાં જ પરવરિશ થઈ.
- પોતાના વાલિદ માજિદથી હદીસ શરીફની કિતાબો પઢી અને સુલૂકની તકમીલ (પરિપૂર્ણતા) કરી.
- વાલિદની વફાત બા'દ આપે પોતાના ચાચા હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની સુહબતમાં રહીને ખાસ નિસ્બત હાસિલ કરી.

- આપ ઘણાં મોટા શાઈર (કવિ) અને અનેક કિતાબોના લેખક હતા.
- આપની મુખ્ય કિતાબો નીચે પ્રમાણે છે :

(૧) શવાહિદુલ્ તજદીદ (૨) તવબહ નામહ (૩) ચહાર ચમન (૪) આપના મકતૂબાત શરીફ (પત્રો)નો સંગ્રહ 'ગુલશને વહદત'

- આપ 'શાહગુલ' નામથી મશહૂર હતા.
- આપના મકતૂબાત (પત્રો)નું સંપાદન આપના ખલીફા હઝરત મુહમ્મદ મુરાદ કશ્મીરી રહમતુલ્લાહિ અલયહિએ કર્યું હતું.
- હિજરીસન ૧૧૦૯ માં આપે હજ કરી હતી.
- ઔરંગઝૈબ આલમગીર બાદશાહની સાહબઝાદી ઝૈબુન્નિસાના નામે ૪૪ અને ૪૭ નંબરના આપના બે પત્રો છે.
- શાહ ફર્રુખ સિયરના નામે ૧૦૬ નંબરનો પત્ર છે. એનાથી જાણવા મળે છે કે બાદશાહ ફર્રુખ સિયર કાયદેસર નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહનો સુલૂક તય કરી રહ્યો હતો.
- આપની વફાત ૨૭, ઝિલહજ્જ, ૧૧૨૭ ના જુમ્અહના દિવસે દિલ્હીમાં થઈ હતી.
- આપનો જનાઝો દિલ્હીથી સરહિંદ શરીફ લઈ જઈને ત્યાં દફન કરવામાં આવ્યો. ['નુઝ્હતુલ્ ખવાતિર' : ૬ / ૧૩૫ બ હવાલા : 'અનવારે મઅસૂમિય્યહ' પૃષ્ઠ : ૩૬૬]
- આપનું વિસ્તૃત જીવનચરિત્ર ઈન્શા અલ્લાહ 'નકશબંદી ઔલિયા', ગ્રંથ : ૬ માં લખવામાં આવશે.

## ઉચ્ચ દર્જાના લોકો હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા

- ૧૧૨૭ હિજરીસન મુતાબિક ૧૭૧૫ ઈસ્વીસનમાં હાફિઝ નૂર મુહમ્મદ સિયાલકોટી હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ

અલયહિથી મુરીદ થયા.

- આપ પ્રથમ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ખલીફા મીર મુહસિનના મુરીદ અને પોતાના સમયના મહાન શયૂખ તથા સાહિબે હાલ બુઝુર્ગ હતા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૮૯]
- ઉપરાંત તે જ વર્ષે શાહ ગુલશન જે પોતાના સમયના મહાન શયખ સમજવામાં આવતા હતા, તેઓ હઝરતથી મુરીદ થયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૯૦]

- એ જ વર્ષે સુલતાન મહમૂદ કંદહારીએ પોતાની ફતેહ અને મદદના માટે હઝરતની ખિદમતમાં એક દરખાસ્ત લખી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૯૧]

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

શયૂખ મુરાદ શામીના બે પુત્રો હતા :

(૧) શયૂખ મુહમ્મદ, જે ડબાપના ઈન્તિકાલ પછી મસ્નદે ઈર્શાદ પર બેઠો. શામ અને રૂમના તમામ લોકો એના જ મુરીદ હતા.

(૨) શયૂખ મુસ્તફા હતો, જે રૂમના બાદશાહનો વઝીર હતો અને સલતનતના તમામ કામો તેના જ ઈખ્તિયારમાં હતા.

આ બન્ને ભાઈઓ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિના મુરીદ હતા.

જયારે 'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખકના ચાચા શયૂખ મુહમ્મદ બરકતુલ્લાહ મુલ્કે શામ તશરીફ લઈ ગયા તો શયૂખ મુહમ્મદ અને શામવાસીઓએ હદથી વધારે આપનું માન–સન્માન કર્યું અને આપ ત્યાં જ વફાત પામ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૮૬]

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર કુદિસ સિર્રુહૂ પોતાના સમયના

કુતુબુલ્ અકતાબ અને કય્યૂમે ઝમાં હતા, એટલા માટે અવામ અને ખવાસ ઉપરાંત મોટા મોટા બુઝુર્ગો અને સરદારો તથા બાદશાહોએ હઝરતથી બયઅત કરી.

**હઝરતનો જાહોજલાલ**

હઝરતનો જાહોજલાલ એટલો હતો કે આપની મજલિસમાં મોટા મોટા સરદારો અને બાદશાહોને શ્વાસ લેવાની હિમ્મત ન થતી હતી અને ન એક બીજા સાથે વાતચીત કરી શકતા હતા.

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

"એક દિવસ હું હઝરતની ખિદમતમાં હાજર હતો. ખાદિમે આવીને હઝરતને અર્ઝ કરી કે :

હિન્દુસ્તાનના સુલ્તાનનો વઝીરે આ'ઝમ ઝિયારતના માટે હાજર થયો છે."

હઝરતે થોડો સમય વિચારીને પછી ફરમાવ્યું :

"આવવા દો."

જયારે વઝીર હાજર થયો તો વઝીરના તે મુલાઝિમો જે હઝરતની ખિદમતમાં અગાઉથી મૌજૂદ હતા, તેઓ હઝરતના જાહોજલાલના કારણે વઝીરની તઅઝીમ માટે ઉઠયા નહીં.

થોડા સમય પછી હઝરતે તેની તરફ રુખ કર્યું અને થોડી નસીહતો કરીને તેને વિદાય કરી દીધો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૮૨, ૮૩]

**હઝરતની દુઆથી શીખોનો ગુરૂ ગોવિંદ સિંહ હારી ગયો અને ગિરફતાર થયો**

૧૧૨૮ હિજરીસનમાં જુલૂસના ચોથા વર્ષે ફર્રૂખ સિયરે સલતનતના દરબારીઓ સાથે કાફિરોના સફાયા માટે મશ્વરહ કર્યો.

ઉપરાંત શહેરના કાઝીને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુની ખિદમતમાં મોકલીને કાફિરોની વિરુદ્ધ ચળવળમાં ફતેહ અને મદદના માટે દુઆ અને તવજ્જુહની દરખાસ્ત કરી.

હઝરતે મોડે સુધી દુઆ અને બાતિની તવજ્જુહ પછી ફરમાવ્યું

"અલ્લાહ તઆલાના ફઝલો કરમથી ઈસ્લામને ફતેહ નસીબ થશે અને ગુરૂ (ગોવિંદ સિંહ) ગિરફતાર થઈ જશે."

બાદશાહ આ ખૂશખબરીથી ઘણો ખૂશ થયો અને અબ્દુસ્સમદ ખાનને લાહોરનો હાકિમ મુકર્રર કરીને તા'કીદ કરી કે ગુરૂ (ગોવિંદ સિંહ) સાથે યુદ્ધ માટે તૈયાર રહો અને મુહમ્મદ અમીન ખાનના બેટો કમરુદ્દીન ખાનને પણ એક મોટું લશ્કર આપીને તેની સાથે રવાના કર્યો, જેઓએ ગુરદાસપૂરના કિલ્લાની નાકાબંધી કરી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૭૪]

નાકાબંધીથી તંગ આવીને ગુરૂએ સુલેહની દરખાસ્ત કરી.

છેવટે અબ્દુસ્સમદ ખાને એક ચાલાકીથી ગુરૂને તેના ચેલા સહિત ગિરફતાર કરી લીધો અને દારુલ ખિલાફહ (રાજધાની) તરફ રવાના થઈ ગયો.

## હઝરતના સાહબઝાદહ મુહમ્મદ અહરારનો જન્મ

- ૧૧૩૦ હિજરીસનમાં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિને ત્યાં મખ્દૂમઝાદહ મુહમ્મદ અહરારનો જન્મ થયો.
- ખ્વાજા ઝિયાઉલ્લાહ કશ્મીરીએ હઝરતથી બયઅત કરી.
- તે જ વર્ષે 'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક મુહમ્મદ એહસાને

સરહિંદ શરીફથી દિલ્હી હાજર થઈને હઝરતથી બયઅત કરી.
['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૦૬]

## હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના સાહબઝાદહ હઝરત મુહમ્મદ સિદ્દીકનો ઈન્તિકાલ

૧૧૩૧ હિજરીસનમાં હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ચોથા ફરઝંદ હઝરત મુહમ્મદ સિદ્દીક રહમતુલ્લાહિ અલયહિનો દિલ્હીમાં ઈન્તિકાલ થયો.

હઝરતે તેમના જનાઝહની નમાઝ પઢાવી અને જનાઝો સરહિંદ શરીફ મોકલી આપ્યો.
['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૯૬]

## હઝરતના બીવી સાહિબાનો ઈન્તિકાલ

ઉપરાંત આપની પવિત્ર પત્ની પણ એ જ વર્ષે ક્ષય રોગના તાવના કારણે વફાત પામી. હઝરતને તેમની વફાતનો ઘણો સદમો થયો અને તેમનો જનાઝો પણ સરહિંદ શરીફ મોકલી આપવામાં આવ્યો.
['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૯૭]

## બુઝુર્ગોના માર્ગથી ચલિત થવાના કારણે ફર્રૂખ સિયરનો કરુણ અંજામ

- એક મુદ્દત પછી હિન્દુસ્તાનનો બાદશાહ (ફર્રૂખ સિયર પણ) પોતાના પૂર્વજોના તરીકાના ખિલાફ સલતનતની સિયાસતને છોડીને ગફલતના ભંવરમાં ફંસી ગયો.
- હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિને પણ બાદશાહની ખોટી રીતભાત પર ઘણો અફસોસ થયો.
- તે પછી સરદારો અને બાદશાહની વચ્ચે વેરભાવ વધી ગયો અને

એક બીજાને ખત્મ કરી નાંખવા તૈયાર થઈ ગયા. છેવટે સાદાતે બારહએ મૌકો જોઈને બાદશાહને કત્લ કરી નાંખ્યો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૯૮]

મુહમ્મદ ફર્રૂખ સિયર બાદશાહની સલતનતનો બળવાથી ભરપૂર ઝમાનો આઠ વર્ષ, ચાર મહિનાની નજીક થાય છે. તેનો અંજામ જહાંદાર શાહથી પણ વધારે બોધદાયક આવ્યો.

જયારે હઝરતને બાદશાહના કતલના સમાચાર મળ્યા તો બાદશાહની બખ્શિશના માટે દુઆ કરી અને ફરમાવ્યું કે :

"તે અમારા તરીકાઓનો મુરીદ હતો. ઉમ્મીદ છે કે બખ્શી દેવામાં આવશે."

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૯૦]

### હઝરતની દુઆથી મુહમ્મદ શાહ રોશનઅખ્તર બાદશાહ બન્યો

- મુહમ્મદ શાહ રોશનઅખ્તરની વાલિદહ બેગમ કુદસિયહને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ તરફ ઘણી આસ્થા હતી. તે હઝરતથી પોતાના ફરઝંદ (જે ફર્રૂખ સિયરનો કૈદી હતો)ના માટે વિનંતી કરતી હતી કે કૈદથી મુક્તિ મેળવીને તખ્ત અને તાજની ઝીનત આપનારો બની જાય.
- એક દિવસ હઝરતે તેને ખૂશખબરી આપી કે મુહમ્મદ શાહ રોશનઅખ્તર હિન્દુસ્તાન અને દક્ષિણનો બાદશાહ બનશે.
- બેગમ કુદસિયહ આ ખૂશખબરી સાંભળીને ફૂલાયેલી ન સમાઈ અને બે રકા'ત શુક્રિયહની નમાઝ અદા કરી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૦૨]

- ફર્રૂખ સિયરના કતલ પછી સરદારોએ અને સલતનતના

દરબારીઓએ વારસદાર તરીકે રફીઉદરજાતને તખ્ત પર બેસાડયો.

● તે બહાદુર શાહનો મોટો પુત્ર હતો અને સલતનતના લાયક હતો.

● કુદસિયહ બેગમ તેની ઈચ્છા વિરુદ્ધ બનાવ જોઈને ગમગીન થઈને હઝરતની ખિદમતમાં હાજર થઈ કે આ કેવો મા'મલો જાહેર થયો ?

હઝરતે ફરમાવ્યું કે :

"તેની સલતનત માત્ર બે–ત્રણ મહિના નજર આવે છે. છેવટે તખ્ત અને તાજનો માલિક રોશન અખ્તર જ બનશે."

હઝરતનો ઈર્શાદ સાંભળીને તે શાંત થઈને ચાલી ગઈ.

● બે–ત્રણ માસ પછી હઝરતના ઈર્શાદ અનુસાર જયારે રફીઉદરજાત મરી ગયો તો વારસદાર તરીકે અઅ્યાન અને સલતનતના સભ્યોએ રફીઉદવલહને શાહી તખ્ત પર બેસાડી દીધો.

● બેગમ પાછી દુ:ખ અને ગમની હાલતમાં હઝરતની ખિદમતમાં હાજર થઈ.

હઝરતે પાછો દિલાસો અને સાંત્વન આપીને ફરમાવ્યું કે :

"એની બાદશાહત પણ થોડા સમયની જ છે. યકીન રાખો, છેવટે તો બાદશાહતરોશનઅખ્તરની જ છે."

તે બેગમ ખૂબ ઈખ્લાસવાળી અને વિશ્વાસુ હતી, એટલે શાંત થઈને ચાલી ગઈ.

● રફીઉદવલહની સલતનત પણ બે–ત્રણ માસથી વધુ રહી નહીં. ભરજવાનીમાં જયારે ઈમામુલ્ મલિક તેને લઈને દક્ષિણ જઈ રહ્યો હતો, ત્યારે અકબરઆબાદ (આગ્રા)માં મરી ગયો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૦૩]

● તે પછી રફીઉદ્દવ્લહને બાદશાહ બનાવવામાં આવ્યો પરંતુ ત્રણ

મહિના અને દસ દિવસ પછી મરડાની બીમારીમાં મરણ પામ્યો.

- તે પછી સરદારો અને વઝીરોએ સર્વસંમત રાઈથી રોશનઅખ્તરને દારુલ હુકૂમત, દિલ્હીમાં બોલાવીને અકબરાબાદ (આગ્રા)માં શાહી તખ્ત પર ૧૫, ઝીલકઅદ, ૧૧૩૧ હિજરીસનના રોજ બેસાડી દીધો.
- કુદસિયહ બેગમ શ્રેષ્ઠ પ્રકારના ભેટ–સોગાદ લઈને હઝરતની ખિદમતમાં હાજર થઈ અને શુક્રિયહ અદા કર્યો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુક્ન : ૪, પૃષ્ઠ : ૧૦૩]

- રોશનઅખ્તર બહાદુર શાહનો પૌત્ર અને જહાંદાર શાહનો ફરઝંદ હતો.
- તે સમયે તેની ઉંમર ૧૮ વર્ષની હતી.
- જહાંદાર શાહના ઝમાનાથી તે પોતાની વાલિદહ સાથે દિલ્હીના કિલ્લામાં રહેતો હતો, ત્યાંથી બોલાવીને આગ્રાની નજીક ફતેહપૂરમાં તખ્ત પર બેસાડવામાં આવ્યો.
- રોશનઅખ્તર ખૂબસૂરત, ચડતી વયનો જુવાન હતો.
- ઝકાવતે તબ્અ, દિલેરી અને બહાદુરીના ગુણો તેમાં મૌજૂદ હતા.
- રોશનઅખ્તરની વાલિદહ, સાહિબે ઝમાં, મલિકએ દૌરાં, એક મુદબ્બિર, સમયને પારખનારી અને બુદ્ધિશાળી ખાતૂન હતી.

['મુન્તખબુલ્લુબાબ', ભાગ : ૪, પૃષ્ઠ : ૨૭૩]

## હઝરતની દુઆની બરકતથી નિઝામુલ્ મલિકને ફતેહ મળી

- ૧૧૩૧ હિજરીસનએ મુગલ બાદશાહોનું ઈબ્રતનાક વર્ષ છે.
- આ વર્ષે ઘણાં બાદશાહો સલતનતના તખ્ત પર આવ્યા અને ચાલ્યા ગયા.
- નિઝામુલ્ મલિક પણ અહીંના હાલાતથી ઉદાસ થઈ ગયો અને નારાઝ થઈને દક્ષિણનું રુખ કર્યું.

જતી વખતે હઝરતની ખિદમતમાં હાજર થયો અને દુઆઓ હાસિલ કરીને ચાલ્યો ગયો.

## હઝરતે મુહમ્મદ શાહ અખ્તરને પોતાની પાઘડી મોકલી

જયારે રોશનઅખ્તર બાદશાહ અકબરાબાદ (આગ્રા)થી શાહજહાંબાદ (દિલ્હી) આવ્યો તો તેણે દરેક રીતે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થવાનું વિચાર્યું, પરંતુ હઝરતે ઈજાઝત આપી નહી અને ફરમાવ્યું કે :

> "તેના આવવાની જરૂરત નથી. અસલ હેતુ ફકીરો પાસે દુઆ લેવું છે. અમે ગાઈબાનહ દુઆ આપી છે."

હઝરતે પોતાની મુબારક પાઘડી બરકત રૂપે મોકલી કે આ રોશનઅખ્તરના માથા પર બાંધી દો. હઝરતે તેનો લકબ મુહમ્મદ શાહ રાખ્યો.

તે પછી પણ બાદશાહે ઝિયારતની ઈજાઝતના માટે વારંવાર દરખાસ્તો હઝરતની ખિદમતમાં મોકલી, અહીં સુધી કે હઝરતની વાલિદહ માજિદહ મરયમ મકાનીના મારફતે પણ દરખાસ્ત કરી, પરંતુ હઝરતે કોઈ પણ રીતે ઝિયારતની ઈજાઝત આપી નહિ.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૦૫]

## હઝરતે પોતાના ખાસ ખલીફાઓને કાબુલ મોકલ્યા

- તે જ વર્ષે ખ્વાજા અબ્દુર્રહમાન મુરાદાબાદી હઝરતની ખિદમતમાં હાજર થઈને મુરીદ બન્યા.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૦૮]

- સૂફી ફરમાન જે શયૂખ મુહમ્મદ આબિદ પછી હઝરતના તમામ ખલીફાઓથી અફઝલ હતા (તેમને) ખિલાફત આપીને કાબુલ

મોકલ્યા. ['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૧૨]

- ખ્વાજા મુહમ્મદ અમીનને ખિલાફત અતા ફરમાવીને કાબુલની આજુબાજુ મોકલ્યા. ત્યાં તેમને ઘણી મકબૂલિયત થઈ.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૧૪]

- બદખ્શાંના રઈસ ખ્વાજા ખલીલુલ્લાહ બદખ્શીના ફરઝંદ ખ્વાજા અઝીઝુલ્લાહ બદખ્શી હઝરતના મુરીદ થયા.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૧૭]

## હઝરતની દુઆની બરકતથી ઉષ્માન યારખાં સરહિંદનો હાકિમ બન્યો

૧૧૩૭ હિજરીસનમાં, હઝરતના એક અકીદતમંદ (શ્રદ્ધાળુ) ઉસમાન યારખાંને હઝરતની દુઆની બરકતથી સરહિંદનો હાકિમ બનાવવામાં આવ્યો. ['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૧૯]

## હઝરતની દુઆની બરકતથી લાહોરના હાકિમ ઝકરિયાખાંની ફતેહ

લાહોરના હાકિમ ઝકરિયાખાને જમ્મુનો કિલ્લો ફતેહ કરવા માટે હઝરતની ખિદમતમાં દરખાસ્ત કરી અને ફતેહની ખૂશખબરી હાસિલ કરીને હુમલો કરી દીધો. અંતે યુદ્ધ અને લડાઈ પછી ફતેહ હાસિલ થઈ ગઈ. ['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૨૦]

## ચતરાલનો બાદશાહ હઝરતથી મુરીદ થયો

એ જ દરમિયાન ચતરાલના બાદશાહે પત્ર લખીને મુરીદ થવાની દરખાસ્ત કરી.

ઉપરાંત આ પણ અરજ કરી કે પોતાના કોઈ ખલીફાને અમારે ત્યાં મોકલી આપે, જેથી અમે તેનાથી ફૈઝ હાસિલ કરીએ.

હઝરતે તેની દરખાસ્ત કબૂલ ફરમાવીને લઅલ શાહ ખલીફાને ચતરાલ મોકલી આપ્યા.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુક્ન : ૪, પૃષ્ઠ : ૧૨૫]

- હાજી અમાનુલ્લાહ બદખ્શી જેઓ ઝમાનાના અઝીઝ હતા. તેઓ હઝરતની ખિદમતમાં હાજર થઈને મુરીદ થયા.
- હિન્દુસ્તાનના બાદશાહના વઝીર (મંત્રી)ની બીવી વિલાયતી બેગમે પણ આપના હકપરસ્ત હાથ પર બૈઅત કરી.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુક્ન : ૪, પૃષ્ઠ : ૧૨૩]

- સૂફી નૂર મુહમ્મદ સુફેદ પોશ અને હાજી સઆદતુલ્લાહ પણ હઝરતથી મુરીદ થયા.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુક્ન : ૪, પૃષ્ઠ : ૧૨૭]

## હઝરતની બીવી સાહિબા તથા ફરઝંદ શયૂખ મુહમ્મદની વાલિદહનો ઈન્તિકાલ

એ જ વર્ષે મખ્દૂમઝાદહ શયૂખ મુહમ્મદની વાલિદહએ આ દુનિયાથી ઈન્તિકાલ ફરમાવ્યો.

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિએ ઉદાસ થઈને તેમની લાશને સરહિંદ શરીફ મોકલી આપી, જે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ગુંબદમાં દફન કરવામાં આવી.

## હઝરતના બે મુકર્રબ અને ખાસ ખાદિમોનો ઈન્તિકાલ

શયૂખ આદિલ અને હાજી સઆદતુલ્લાહ જેઓ ઘણાં વર્ષોથી હઝરતની ખાનકાહમાં રહેતા હતા અને હઝરત ખાસ મુકર્રબ હતા. તેમનો ઈન્તિકાલ થઈ ગયો.

## ફરી પ્લેગનો રોગ ફેલાયો

આ વર્ષે ફરી પ્લેગનો રોગ ફેલાયો. દરરોજ અસંખ્ય લોકો મરવા લાગ્યા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુક્ન : ૪, પૃષ્ઠ : ૧૪૧]

**હઝરત મુરવ્વિજુશ્શરીઅહ ખ્વાજા મુહમ્મદ ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ શયખ મુહમ્મદ પારસાનો ઈન્તિકાલ**

ઉપરાંત હઝરત મુરવ્વિજુશ્શરીઅહના ફરઝંદ શય્ખ મુહમ્મદ પારસાનો દિલ્હીમાં ઈન્તિકાલ થયો અને સરહિંદ શરીફમાં હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ગુંબદમાં દફન કરવામાં આવ્યા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુક્ન : ૪, પૃષ્ઠ : ૧૪૪]

**હઝરતના ફરઝંદ શયખ અબ્દુલકાદિર–બીજાની શાદી**

૧૧૪૫ હિજરીસનમાં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર કુદ્દિસ સિર્રુહૂના વચલા સાહબઝાદહ શય્ખ અબ્દુલકાદિર–બીજાની શાદી હઝરત મુરવ્વિજુશ્શરીઅહના પૌત્ર શાહ મુહમ્મદ પારસાની સાહબઝાદી સાથે સરહિંદ શરીફમાં થઈ. તે પછી દુલ્હા–દુલ્હન શાહજહાંઆબાદ (દિલ્હી) હઝરતની ખિદમતમાં કદમબોસી (ચરણ ચૂમવા) માટે હાજર થયા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુક્ન : ૪, પૃષ્ઠ : ૧૪૫]

**રવ્ઝતુલ્ કય્યૂમિય્યહના લેખક હઝરત ખ્વાજા મુહમ્મદ એહસાનને ખિલાફત**

એ જ વર્ષે રવ્ઝતુલ્ કય્યૂમિય્યહના લેખક ખ્વાજા મુહમ્મદ એહસાન રહમતુલ્લાહિ અલયહિને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર કુદ્દિસ સિર્રુહૂએ સોમવારના દિવસે ઈશરાકની નમાઝ બા'દ ૧૧, જમાદિલ્ આખર, ૧૧૪૫ હિજરીસનમાં પોતાની ખિલાફતથી સરફરાઝ ફરમાવ્યા અને પોતાના મુબારક માથા પરથી અમામહ

ઉતારીને તેમના માથા પર મૂકયો અને પોતાનો રૂમાલ, જે ઘણી મુદ્દતથી મુરાકબહના સમયે પોતાના મુબારક ચહેરા પર નાંખ્યા કરતા હતા, (તે) ઈનાયત ફરમાવ્યો અને નીચે લખેલ ખિલાફતનામું પોતાના મુબારક હાથથી લખીને ઈનાયત ફરમાવ્યું.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૪૫]

## ખિલાફતનામું

**અલ્હમ્દુ લિલ્લાહિ વ સલામુન્ અલા ઈબાદિહિલ્લઝી-નસ્તફા, ખુસૂસુન્ અલા સય્યિદિલ્ વરા, સાહિબિ કા-બ કૌસૈનિ અવ્ અદના, વ અલા આલિહી વ અસ્હાબિહી નુજૂમુલ્ હુદા.**

**અમ્મા બાદ !**

મખ્ફી (છૂપું) ન રહે કે પ્રિય ભાઈ મુહમ્મદ એહસાન મુદ્દત સુધી ખુદા તલ્બીના માટે આ ફકીરની સાથે રહ્યો અને આ માર્ગની જરૂરતો હાસિલ કરી, બલ્કે પોતાના બુઝુર્ગોની નિસ્બત વારસા તરીકે મળી. એટલા માટે આ ફકીરે મજકૂર ભાઈને તરીકએ આલિયહ નકશબંદિય્યહ અને કાદિરિય્યહના તરીકહની તા'લીમની ઈજાઝત આપી.

અલ્લાહ તઆલાના ફઝલો કરમથી ઉમ્મીદ છે કે જે કોઈ મજકૂર ભાઈનો હમનશીન થશે, (તે) બન્ને તરીકાઓની બરકતો મેળવશે.

ઈજાઝત આ શર્ત પર આપવામાં આવી છે કે શરીઅત અને તરીકત પર સાબિત કદમ રહે.

**વસ્સલામુ અલા મનિત્ત-બ-અલ્ હુદા.**

લખનાર

**ફકીર મુહમ્મદ ઝુબૈર**

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૪૬]

તે પછી હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર કુદ્દિસ સિર્રુહૂએ એક દિવસ ખ્વાજા મુહમ્મદ એહસાનને ફરમાવ્યું કે :

"તમોને લોકોની હિદાયત માટે પૂર્વ તરફ મોકલવામાં આવે છે."

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૪૬]

એટલે ખ્વાજા મુહમ્મદ એહસાન હુકમ અનુસાર હઝરતથી વિદા થઈને ગંગા નદી પાર કરીને અલી મુહમ્મદખાનના ઈલાકા (રોહીલખંડ)માં સ્થાયી થઈ ગયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૪૮]

## હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહિમહુલ્લાહુના પૌત્ર શૈખ ઝિયાઉદ્દીન (રહ.) હઝરતની મુલાકાત માટે આવ્યા

- ૧૧૪૬ હિજરીસનમાં શયૂખ ઝિયાઉદ્દીન રહમતુલ્લાહિ અલયહિ જેઓ હઝરત શયૂખ મુહમ્મદ યહ્યા શાહજીના ફરઝંદના નામથી પ્રચલિત હતા અને હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહુમના પૌત્ર હતા. (તેઓ) હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિથી મુલાકાતના માટે સરહિંદ શરીફથી શાહજહાંઆબાદ તશરીફ લાવ્યા.
- હઝરત શયૂખ ઝિયાઉદ્દીને બાતિની તા'લીમ માટે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી બયઅત કરી હતી અને હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિથી સુલૂકની તકમીલ કરીને ખિલાફત મેળવી હતી.
- આ દિવસોમાં આપ ખલ્કુલ્લાહ (અલ્લાહ તઆલાની મખ્લૂક)ના મરજઅ અને મઆબ (આશ્રયસ્થાન) હતા, કારણ કે આપ હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હતા.
- તે સમયે હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિનો બીજો કોઈ પૌત્ર જીવંત ન હતો.

● ઉંમરની રીતે પણ આપ તમામ મશાઈખથી વધારે મોટા હતા, એટલા માટે બધાં આપની વધારે ઈઝ્ઝત કરતા હતા.

જુમ્અહના દિવસે વિશિષ્ટ રીતે આપની ઝિયારતના માટે લોકોની એટલી ભીડ થતી હતી કે જે બયાન કરી શકાય એમ નથી. પરંતુ અશકિત અને ઝઈફી છતાં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની કય્યૂમિય્યતની ફઝીલતના કારણે ઝિયારત માટે આપ સરહિંદ શરીફથી શાહજહાંઆબાદ તશરીફ લાવ્યા અને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને મુરીદાનહ સુલૂક, તવાઝુઅ અને અદબ કર્યો.

હઝરતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હોવાના કારણે આપથી પણ વધારે આપનો અદબ કર્યો અને આપની દરખાસ્ત પર હઝરતે આપના હકમાં બાતિની તવજ્જુહ અને નિસ્બત ઈલ્કા કરી.

તે પછી થોડા દિવસ હઝરતની ખિદમતમાં રોકાઈને સરહિંદ શરીફ તશરીફ લઈ ગયા અને થોડા દિવસો પછી ઈન્તિકાલ ફરમાવ્યો.

હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિની નજીક દફન થયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૫૪, ૧૫૫]

### હઝરતના ત્રીજા પુત્ર ખ્વાજા મુહમ્મદ અહરારનો ઈન્તિકાલ

એ જ વર્ષે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિના ત્રીજા ફરઝંદ ખ્વાજા મુહમ્મદ અહરારનો ઈન્તિકાલ થયો.

આ ફરઝંદ ઘણાં જ લાયક અને ઉત્તમ તથા સાહિબે કમાલ હતા.

હઝરતે મખ્દૂમઝાદહને ગુસલ અને કફન આપીને જનાઝહની નમાઝ પઢીને જનાઝો સરહિંદ શરીફ મોકલી આપ્યો.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ગુંબદમાં પગની તરફ દફન કરવામાં આવ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૫૫]

## ખ્વાજા અઝીઝુલ્લાહ બદખ્શીને ખિલાફત આપી બદખ્શાં મોકલ્યા

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિએ શયૂખ ખલીલ બદખ્શીના પૌત્ર ખ્વાજા અઝીઝુલ્લાહ બદખ્શીને ખિલાફત આપીને બદખ્શાં રવાના કર્યા, જયાં તેમને ઘણી મકબૂલિયત હાસિલ થઈ. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૫૮]

## હઝરત શયૂખ મુહમ્મદ હક રસા (શયૂખ મુહમ્મદ પારસાના ફરઝંદ અને મુરવ્વિજુશ્શરીઅહ) હઝરત મુહમ્મદ ઉબયદુલ્લાહના પૌત્ર હઝરતથી મુરીદ થયા

ઉપરાંત શયૂખ મુહમ્મદ નુઅમાન હકરસા જેઓ શયૂખ મુહમ્મદ પારસાના ફરઝંદ, હઝરત મુરવ્વિજુશ્શરીઅહના પૌત્ર અને સરહિંદ શરીફના હઝરાતના સરદાર હતા, (તેઓ) હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુની ખિદમતમાં હાજર થઈને મુરીદ થયા.

શયખ્ નુઅમાને પોતાના વાલિદ માજિદની ખિદમતમાં કમાલ હાસિલ કર્યો હતો.

તેમના વિસાલ પછી હરમૈન શરીફૈન ગયા. ત્યાં આપને ખૂબ તરક્કીઓ નસીબ થઈ.

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિએ ઘણાં

ચિંતન–મનન અને વિચારવા પછી આપને બયઅત કરીને બાતિની તવજ્જુહ અને પોતાની ખાસ નિસ્બતનો ઈલ્કા કર્યો.
['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુક્ન : ૪, પૃષ્ઠ : ૧૬૦]

## હઝરતની બહેનનો ઈન્તિકાલ

૧૧૪૯ હિજરીસન મુતાબિક ૧૭૩૭ ઈસ્વીસનમાં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની બહેન, જે હઝરત મુહમ્મદ સિબ્ગતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર, ગુલામ મા'સૂમની બીવી હતી, (તેનો) ઈન્તિકાલ થયો.

હઝરતે જનાઝહની નમાઝ પઢીને જનાઝો સરહિંદ શરીફ મોકલી આપ્યો, ત્યાં હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુના ગુંબદમાં દફન કરવામાં આવી.['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુક્ન : ૪, પૃષ્ઠ : ૧૭૦]

## 'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખકના વાલિદનો ઈન્તિકાલ

ઉપરાંત 'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખકના વાલિદ માજિદ શયૂખ હસન અહમદનો સોમવારની રાત્રે, ૨૯, ૨જબ, ૧૧૪૯ હિજરીસનના ઈન્તિકાલ થયો.

હઝરતે જનાઝહની નમાઝ પઢી અને જનાઝો સરહિંદ શરીફ મોકલી આપ્યો, ત્યાં તેમને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ગુંબદમાં દફન કરવામાં આવ્યા.

આ ઘટનાના ત્રણ વર્ષ, ત્રણ માસ, ત્રણ દિવસ પછી હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ થયો.
['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુક્ન : ૪, પૃષ્ઠ : ૧૭૧]

## હઝરતની દુઆની બરકતથી મરાઠાઓ ભાગી ગયા

૧૧૪૯ હિજરીસનમાં જ મરાઠાઓએ શાહજહાંઆબાદ (દિલ્હી) પર હુમલો કરી દીધો. જૂના બજારનો વધુ ભાગ અને હઝરત ખ્વાજા કુતુબુદ્દીન બખ્તિયાર કાકી રહમતુલ્લાહિ અલયહિના મઝારના આસપાસની આબાદીને પાયમાલ કરી દીધી.

જયારે બાદશાહને ખબર પડી તો તેણે કિલ્લાના દરવાજાઓને મજબૂતીથી બંધ કરી લીધા અને પોતાના માણસો હઝરતની ખિદમતમાં મોકલ્યા કે હઝરત આ બલાને દૂર કરવા માટે તવજ્જુહ ફરમાવે.

હઝરતની દુઆની બરકતથી તે બલા જલ્દી દૂર થઈ ગઈ અને દુશ્મન ભાગી ગયા.['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૭૧]

<u>**નાદિરશાહે કરાવેલી કત્લે આમ**</u>

- ૧૧૫૧ હિજરીસન મુતાબિક ૧૭૩૮ ઈસ્વીસનના શાહજહાંબાદ (દિલ્હી)ના રહેવાસીઓ ઘણાં વધારે દુષ્ટતા અને કુકર્મોમાં સપડાઈ ચુકયા હતા. ગરીબો પર એટલો ઝુલ્મ અને અત્યાચાર હતો કે વધારે કમઝોરો પર હદથી વધુ અત્યાચાર કરતા હતા, પરંતુ તેમની વાત કોઈ સાંભળતું ન હતું.
- તે સમયનો બાદશાહ શરાબનોશી અને બદકાર ઔરતોમાં એટલો મશ્ગૂલ રહેતો હતો કે તેને કિલ્લાની પણ ખબર ન હતી તો પ્રજાની કેવી રીતે ખબર લે ? બાદશાહ અને સલતનતના સભ્યોની આપસમાં ચાલ્યા કરતી હતી.
- હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ તેમને નસીહત કરતા, તો તૌબહ કરી લેતા હતા, પરંતુ આ વર્ષે મા'મલો કંઈક વધારે બગડી ગયો, અહીં સુધી કે હઝરતે ગુસ્સે થઈને બાદશાહ અને અમીરોને ફરમાવ્યું કે :

"ખરાબ કામોથી દૂર થઈ જાઓ, તો બેહતર છે, નહિતર તમારા

ઉપર આ શહેરમાં એવી બલા નાઝિલ થશે કે એથી પહેલાં કદી નાઝિલ થઈ ન હતી.'' ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૮૦]

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

- નાદિરશાહ અસલમાં ખુરાસાન ઈલાકાના અફશાર કબીલામાંથી હતો. તેનો બાપ ઊંટનો રખેવાળ હતો.
- ૧૧૦૦ હિજરીસનમાં નાદિરશાહ પૈદા થયો. જવાન થઈને લૂંટમાર કરવામાં ખ્યાતિ હાસિલ કરી.
- ઈરાની ફોજ સાથે ઘણી વખત લડાઈઓ થઈ. એક વખત શાહી ફોજે તેને ઈત્મીનાન અપાવીને ઈરાનના બાદશાહની રૂબરૂ પેશ કર્યો. બાદશાહે તેનો બુલંદ હોસલો જોઈને તેને સલતનતના રુકન (સભ્યો)માં સમાવેશ કરી લીધો.
- નાદિરે મોકો જોઈને બાદશાહને કત્લ કરી નાંખ્યો અને પોતે બાદશાહ બની ગયો. તે પછી રૂમની તરફ રુખ કર્યુ. ત્યાં પણ ઘણી હત્યા અને લૂંટમાર કરતો રહ્યો.
- તે પછી કંદહાર ફતેહ કર્યુ. કાબુલવાસીઓએ મુકાબલો કર્યો, પરંતુ તંગ આવીને હથિયાર નાંખી દીધા.
- પેશાવરમાં પઠાણોએ નાદિરશાહના આક્રમણને અટકાવવા બાદશાહને વિનંતી કરી પરંતુ તેણે દરકાર ન કરી.
- હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિએ બાદશાહ અને સલતનતના સભ્યોને કહેવાડયું કે :

''કશ્ફી નઝરમાં એવું મા'લૂમ થાય છે કે જો તમે દુશ્મનના મુકાબલા પર જલ્દી ચાલ્યા જાઓ તો હક તઆલા પોતાના ફઝલો કરમથી તમોને ફતેહ અતા ફરમાવશે.''

બાદશાહ આ હુકમના પાલન માટે તૈયાર થયો, પરંતુ

સલતનતના સભ્યો તૈયાર ન થયા.

અંતે નાદિરશાહે પેશાવરમાં કત્લે આમ કર્યો. તે પછી લાહોરમાં શાહી ફોજે સામનો કર્યો, પરંતુ પરાજય થયો.

નાદિરશાહનો હુકમ હતો કે રસ્તામાં જે વ્યક્તિ મળે, વૃદ્ધ હોય અથવા જવાન, મર્દ હોય અથવા ઔરત, બધાંને કત્લ કરી દો અને તેમના ઘર સળગાવી દો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૮૦ થી ૧૮૯]

## સરહિંદ શરીફની ગયબથી હિફાઝત

જયારે નાદિરશાહ સરહિંદ શરીફની નજીક પહોંચ્યો અને રાત્રે સૂવાનું જ વિચારતો હતો, તો તેણે જોયું કે એક સફેદ દાઢીવાળા નૂરાની શકલમાં બુઝુર્ગ દેખાયા અને તેમણે નાદિરશાહને ફરમાવ્યું કે :

"જો ખૈરિયત ઈચ્છતો હોય તો આ શહેરવાસીઓને તકલીફ ન પહોંચાડજે."

જેથી નાદિરશાહે સરહિંદ શરીફના મખ્દૂમઝાદાઓ સાથે મુલાકાત કરી અને યોગ્ય અધિકારપદ આપીને ઈઝ્ઝતથી રવાના કર્યા.

ઈરાનથી શાહજહાંબાદ (દિલ્હી) સુધી કોઈ શહેર એવું ન હતું જે વિનાશ અને પાયમાલ થવાથી બચી શકયું. અલબત્ત સરહિંદ શરીફ સુરક્ષિત રહ્યું. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૯૧]

## નાદિરશાહની દિલ્હીમાં કત્લે આમ પરંતુ હઝરતના વિસ્તારની હિફાઝત

જયારે આ આક્રમણના સમાચાર બાદશાહે સાંભળ્યા તો વઝીરને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં દુઆ માટે મોકલ્યો.

હઝરત સખ્ત નારાઝ થયા.

જયારે વઝીરે વધારે આજિઝી કરી તો હઝરતે ફરમાવ્યું કે :

“અમે તમોને બાદશાહ સહિત પોતાની દુઆના ઝિમ્મમાં લઈ લીધા છે. અલ્લાહ તઆલા તમારો અંજામ ખૈરિયતથી કરશે.”

[‘રવૂઝતુલ્ કય્યૂમિય્યહ’, રુકન : ૪, પૃષ્ઠ : ૧૯૨]

મુહમ્મદ શાહે ફોજ ભેગીને કરનાલ મકામ પર મુકાબલો કર્યો. કરનાલની નજીક બન્ને વચ્ચે સખ્ત લડાઈ થઈ.

આસિફ જાહ નિઝામુલ્ મલિકને જયારે જોયું કે નાદિર શાહને તલવારની ઝબાનથી કાબૂમાં લેવું શકય નથી તો સુલેહ માટે ઝમીન સરળ કરી અને વાતચીત માટે પોતે નાદિરશાહ પાસે ગયો અને નાદિરશાહને તૈયાર કરી લીધો કે તે બે કરોડ રૂપિયા લઈને પાછો ચાલ્યો જાય.

નાદિરશાહે મુહમ્મદ શાહને મળવાનો આગ્રહ કર્યો તો તેણે મુલાકાત કરાવી દીધી. નાદિરશાહે તંબુમાંથી નિકળીને મુહમ્મદ શાહનું સ્વાગત કર્યુ અને નાદિરશાહ અહીંથી પાછો જવા પર તૈયાર થઈ ગયો હતો. જેથી આ મુલાકાતમાં તેણે મુહમ્મદ શાહને સાફ કહી દીધું કે હિન્દુસ્તાનની સલતનત આપને મુબારક થાય.

આ દરમિયાન બુરહાનુલ્ મલિક (બાદશાહી ફોજના એક નામવર સેનાપતિ)એ આસિફ જાહ નિઝામુલ્ મલિક સાથે હસદ કરવાના કારણે નાદિરશાહને કહ્યું કે :

“આપ માત્ર આ બે કરોડ રૂપિયાની વાતમાં આવી ગયા. આ રકમ તો હું અત્યારે પોતાની પાસેથી અદા કરી શકું છું. આપના માટે તો દિલ્હીના ખઝાનાઓ ખુલ્લા છે અને એવા કીમતી રત્નો છે કે કોઈએ કયારેય પણ ન જોયા હોય.”

(બુરહાનુલ્ મલિકની આ વાતોના કારણે) નાદિરશાહ લાલચમાં આવી ગયો અને તેણે નિઝામુલ્ મલિક અને બાદશાહને બહાનું કાઢીને બોલાવીને દિલ્હીની તરફ રવાના થઈ ગયો અને ઝીલહજ, ૧૧૫૧ હિજરીસનની શરૂઆતમાં દિલ્હીમાં દાખલ થઈ ગયો. ઈદના દિવસે જુમ્અહ મસ્જિદ, દિલ્હીમાં નાદિરશાહના નામનો ખુત્બહ પઢવામાં આવ્યો.

ચોથા દિવસે અસરના સમયે કોઈ લફંગાએ નાદિરશાહના કત્લની અફવા ફેલાવી દીધી. આ વાત પર રમખાણ શરૂ થઈ ગયા.

નાદિરશાહ અશાંતિ દબાવવા માટે સવાર થઈને નીકળ્યો તો લોકોએ તેના પર પથ્થરમારો શરૂ કરી દીધો. નાદિરશાહે આવેશમાં આવીને કત્લે આમનો હુકમ આપી દીધો. તે પછી તો મુર્દાઓના ઢગ લાગી ગયા અને લોહીની નદીઓ વહેવા લાગી. કોઈની હિમ્મત ન હતી કે નાદિરશાહની સામે જઈ શકે.

સંભવિત ૧૫, ઝીલહજ, ૧૧૫૧ હિજરીસનના) બપોરના સમયે 'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખકના ભાઈ શયૂખ મુહમ્મદ મુહસિને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને અર્ઝ કરી કે :

"આખું શહેર કત્લ થઈ ગયું છે, હવે આ મોહલ્લાનો નંબર છે."

હઝરતને ઈલ્હામ મારફતે આ મોહલ્લાની હિફાઝતનું ઈત્મીનાન હતું, એટલે કોઈ પ્રકારની બેચેની ન થઈ અને ફરમાવ્યું કે :

"આ મોહલ્લો બલાથી સુરક્ષિત છે."

હઝરતે બલાને દૂર કરવા માટે મોડે સુધી દુઆ કરી, તે પછી લોકોને તસલ્લી અને ઈત્મીનાન અપાવ્યું.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૦૮]

અંતે નિઝામુલ્ મલિક અને એ'તિમાદુદ્દવ્લહ વઝીરે નાદિરશાહ પાસે માફી માંગી અને ઉઝર કર્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુક્ન : ૪, પૃષ્ઠ : ૨૧૦]

નાદિરશાહે નિઝામુલ્ મલિકની ભલામણ કબૂલ કરી લીધી અને તલવાર મ્યાનમાં નાંખીને શહેરમાં શાંતિનું એ'લાન કરાવી દીધું.

નાદિરશાહે પાછા જવા પહેલાં પોતાના બેટા નસ્રુલ્લાહ મિર્ઝાના મુહમ્મદ શાહની બેટી સાથે નિકાહ કર્યા અને દિલ્હીની બધી દૌલત સિત્તેર કરોડ અને એક રિવાયત મુજબ પંદર કરોડ સમેટીને જેમાં તખ્તે તાઊસ પણ શામિલ હતો, (તે બધું) હિન્દુસ્તાનથી લઈ ગયો.

ઈર્ષાથી નાદિરશાહને ખોટી સલાહ આપનાર બુરહાનુલ્ મલિક, નાદિરશાહની હાજરીમાં જ સરતાન (કેન્સર)ના રોગમાં મુબ્તલા થઈને મરી ગયો.

['મુન્તખબુલ્લુબાબ', ભાગ : ૪, પૃષ્ઠ : ૩૯૧ થી ૩૯૩]

## નાદિરશાહે તોહફા-તહાઈફ આપીને, અમીરોને હઝરત પાસે મોકલ્યા કે દુઆ માટે દરખાસ્ત કરે

એક દિવસ નાદિરશાહ શહેરના પ્રતિષ્ઠિત લોકોના હાલાત સાંભળતો હતો. એ દરમિયાન હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિનો ઝિક્રે ખૈર પણ થયો.

નાદિરશાહે મુલાકાતની ઈચ્છા વ્યક્ત કરી, પરંતુ જયારે તેને બતાવવામાં આવ્યું કે મુહમ્મદ શાહ બાદશાહને પણ આજ સુધી ઝિયારતનો મોકો આપવામાં નથી આવ્યો, તો નાદિરશાહે હઝરતના મુરીદ સરદારખાનને પોતાના અમીરોની સાથે તોહફા-તહાઈફ સહિત હઝરતની ખિદમતમાં મોકલ્યો અને દુઆનો તાલિબ થયો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૧૫, ૨૧૬]

**હઝરતની દુઆથી નાદિરશાહ દિલ્હી છોડીને ચાલ્યો ગયો**

જ્યારે શાહજહાંબાદ (દિલ્હી)ના લોકોની આજિઝી ખૂબ વધી ગઈ અને હઝરતની ખિદમતમાં ઈજ્ઝો નિયાઝ ઘણી વધારે થઈ. લોકોની ભીડ અને શોરો શગબથી હઝરતના અઝકાર અને પ્રવૃત્તિઓમાં ફર્ક આવી ગયો તો હઝરતે ફરમાવ્યું કે :

"આ બલાને અમે પોતાની જાન પર લઈએ છીએ. બે-ત્રણ દિવસમાં આ આફત હક તઆલા તમારા પરથી હટાવી દેશે."

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૧૮, ૨૨૦]

૧૧૫૨ હિજરીસન, મતલબ કે જે દિવસે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિએ લોકોને ખૂશખબરી સંભળાવી હતી, તેના બીજા દિવસે નાદિરશાહે તમામ અમીરો અને વઝીરોને ભેગા કરીને મુહમ્મદ શાહને તખ્ત પર બેસાડયા. તે પછી પોતાના વતન તરફ રવાના થઈ ગયો.

તખ્તે તાઊસ (મયૂરાસન) અને કોહે નૂર હીરો વગેરે પોતાની સાથે લઈ ગયો. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૨૦]

નાદિરશાહનો ત્રણ માસ સુધી હિન્દૂસ્તાનની સલ્તનત પર કબજો રહ્યો. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૨૦]

જ્યારે નાદિરશાહ શાહજહાંબાદ (દિલ્હી)થી નીકળી ગયો તો આખા શહેરવાસીઓએ બે રકા'ત શુક્રિયહની નમાઝ અદા કરી અને શહેરના તમામ નાના-મોટા, સલ્તનતના સભ્યો, દાખલા તરીકે : આસિફ જાહ, નિઝામુલ્ મલિક, એ'તિમાદુદ્દવ્લહ વઝીર અને

બાદશાહે હઝરતનો શુક્રિયહ અદા કર્યો.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૨૦, ૨૨૧]

## હઝરતની બીમારી અને ઈલાજ

નાદિરશાહના હિન્દૂસ્તાનથી પાછા જવા પછી હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર કુદ્દિસ સિર્રુહૂની તબીઅતમાં ફર્ક આવી ગયો અને દિવસે દિવસે તબીઅત ખરાબ થવા લાગી, તે પછી તાવ શરૂ થઈ ગયો, જેના કારણે અશક્તિ વધતી ગઈ.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૨૧]

મુહમ્મદશાહ બાદશાહને આપની બીમારીની જાણ થઈ, તો તેણે મિજાઝપુર્સી માટે હાજર થવાની ઈજાઝત માંગી, પરંતુ હઝરતે હમણાં પણ તેની દરખાસ્ત કબૂલ ન ફરમાવી. છેવટે બાદશાહે મિજાઝપુર્સી માટે માણસ મુકર્રર કરી દીધો, જે દરરોજ હઝરતની ખૈર અને આફિયત મા'લૂમ કરીને બાદશાહને ખબર આપતો.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૬૪]

ઈલાજ અને ઉપચારમાં હદથી વધારે કોશિશ કરવામાં આવી, પરંતુ બીમારી વધતી જ ગઈ.

બીમારીની તીવ્રતા અને અશક્તિનું વર્ચસ્વ ગલ્બહ હોવા છતાં હઝરતની ઈબાદતો અને વઝાઈફ તથા વિર્દો અને પ્રવૃત્તિઓમાં વાળ બરાબર ફર્ક ન આવ્યો.

## હઝરતનો ઈન્તિકાલ અને દફન

છેવટે ૪, ઝીલકદ, ૧૧૫૨ હિજરીસન મુતાબિક ૧૭૪૦ ઈસ્વીસનના ઈશરાકના સમયે ૫૯ (ઓગણસાંઠ) વર્ષની ઉંમરમાં હઝરતે આ ફાની દુનિયાથી કૂચ ફરમાવી. હઝરતનો જન્મ અને વફાત

બન્ને બુધવારના દિવસે થયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૭૧]

ઈન્તિકાલના સમાચાર સાંભળીને આખા શહેરમાં દોડધામ મચી ગઈ અને તમામ સંબંધીઓ, અમીર અને ગરીબ, બાદશાહ અને વઝીર બધાં રંજ અને ગમ કરવા લાગ્યા.

તે પછી હઝરતને ગુસલ અને કફન આપીને સરહિંદ શરીફ લઈ ગયા અને ૧૨, ઝીલકદ, જુમેરાતના દિવસે શયૂખ સઅદુદ્દીનની હવેલીમાં સરહિંદ શરીફમાં દફન કરવામાં આવ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૭૫]

તે પછી ૧૧૫૩ હિજરીસનમાં હઝરતની કબર પર એક આલીશાન ગુંબદ બનાવવામાં આવ્યો, જે અનેક પ્રકારના રંગોના સજાવટથી સુશોભિત હતો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૭૬]

## અવલાદ

આપ રહમતુલ્લાહિ અલયહિની અવલાદમાં ચાર સાહબઝાદાઓ હતા :

(૧) શયૂખ મુહમ્મદ અઝીઝુલ્લાહ
(૨) શયૂખ અબ્દુલકાદિર
(૩) શયૂખ મુહમ્મદ અહરાર ષાની
(૪) શયૂખ મુહમ્મદ મા'સૂમ મગફૂર

આપ રહમતુલ્લાહિ અલયહિની બે સાહબઝાદીઓ હતી :

(૧) ફાતિમહ ઝમાની
(૨) બદ્રુન્નિસા

# મોગલ શહેનશાહો એક નઝરમાં

## [૧] ઝહીરુદ્દીન બાબર

- હિન્દૂસ્તાનમાં મુગલ સલતનતનો સ્થાપક શહેનશાહ ઝહીરુદ્દીન બાબર હતો. હિન્દૂસ્તાન આવવા પહેલાં તેનું શાસન અફઘાનિસ્તાનમાં હતું અને એનાથી પહેલાં ફરગાનહમાં હતું.
- તે અમીર તૈમૂર ગોરગાનની પાંચમી પેઢીમાં હતો.
- બાબર ૬, મુહર્રમ, ૮૮૮ હિજરીસન મુતાબિક ૧૪૮૨ ઈસ્વીસનમાં ફરગાનહ મકામે પૈદા થયો.
- ઉમર શયૂખ મિર્ઝાએ સલતનતના તખ્ત પર બેસવા પછી મિર્ઝા મુહમ્મદ બાબરને બાળપણમાં જ અંદજાનની સરકાર પર નિયુકત કરી દીધા.
- વાલિદની વફાત પછી મિર્ઝા મુહમ્મદ બાબર ૫, રમઝાનુલ્ મુબારક, ૮૯૯ હિજરીસન મુતાબિક ૬,જૂન, ૧૪૯૪ ઈસ્વીસનમાં જયારે તેની ઉંમર માત્ર બાર વર્ષની હતી ત્યારે ફરગાનહનો હાકિમ બન્યો.
- લગભગ દસ વર્ષ સુધી તે આ કોશિશમાં રહ્યો કે પોતાના ઈલાકાને દુશ્મનોથી મહફૂઝ રાખે અને અમીર તૈમૂરના પાયએ તખ્ત સમરકંદને પોતાના કબજામાં લઈ લે. પરંતુ શયબાનીખાન અને અઝબકૂંએ તેને ફરગાનહથી પણ કાઢી મૂકયો અને તે વતન છોડવા પર મજબૂર થઈ ગયો.
- ૯૦૧ હિજરીસન મુતાબિક ૧૪૯૫ ઈસ્વીસનથી ૯૩૦ હિજરીસન મુતાબિક ૧૫૨૩ ઈસ્વીસન સુધી તે અફઘાનિસ્તાન અને બદખ્શાં પર હુકૂમત કરતો રહ્યો. એ જ દરમિયાન તે હિન્દૂસ્તાનની ફતેહના માટે રવાના થયો.

● રજબ, ૯૩૨ હિજરીસન મુતાબિક એપ્રિલ, ૧૫૨૬ ઈસ્વીસનમાં પાનીપત મકામે સુલતાન ઈબ્રાહીમ લોદીને હરાવીને હિન્દૂસ્તાનમાં મુગલ સલતનતની બુનિયાદ મૂકી.
● ૬, જમાદિલ્ અવ્વલ, ૯૩૭ હિજરીસન મુતાબિક ૨૬, ડિસેમ્બર, ૧૫૩૦ ઈસ્વીસનમાં ઝિંદગીની સત્તાવન બહારો જોઈને ઈન્તિકાલ ફરમાવ્યો.
● બાબર ઘણી સલાહિયતો અને ખૂબીઓ ધરાવનાર ઈન્સાન હતો. ભૂલોને માફ કરવું અને અપરાધને છુપાવવું તેના સ્વભાવમાં હતું.
● તે એક તરફ અત્યંત બહાદુર, નિડર, સિપાહીની કળાનો અનુભવી હતો તો બીજી તરફ ઈલ્મ અને અદબનો આશિક, અરબી, ફારસી અને તુર્કી ભાષાઓનો વિદ્વાન આલિમ હોવા ઉપરાંત શાઈર પણ હતો.
● તે નમાઝ, રોઝહનો ઘણો પાબંદ હતો. બાળપણમાં જ ખ્વાજા ઉબયદુલ્લાહ અહરાર રહમતુલ્લાહિ અલયહિનો મુરીદ થઈ ગયો હતો અને મશાઈખથી ઘણી અકીદત ધરાવતો હતો.
● તે હનફિયુલ્ મઝહબ હતો. નમાઝ કયારેય કઝા નથી કરી.
● તે દર જુમ્અહના રોજ પાબંદીથી રોઝહ રાખતો હતો.

### [૨] મુહમ્મદ હુમાયૂં

● મુહમ્મદ હુમાયૂં, ઝહીરુદ્દીન બાબરનો મોટો ફરઝંદ, અને અકબર બાદશાહનો બાપ હતો.
● ૯૧૪ હિજરીસન મુતાબિક ૧૫૦૮ ઈસ્વીસનમાં તેનો જન્મ થયો.
● તેણે પોતાના નરમ સ્વભાવ અને રહમદિલીના કારણે અનેક પ્રકારની તકલીફો ઉઠાવી અને ઝિંદગીનો મોટો ભાગ પરેશાનીઓમાં વીત્યો.
● બાબરે તેની તા'લીમ અને તરબિયત અત્યંત ઉચ્ચ ધોરણે કરી. એટલા જ માટે હિન્દૂસ્તાનના મુસલમાન આલિમ શાસકોમાં તેની ગણના થાય છે.

● ૯૩૭ હિજરીસન મુતાબિક ૧૫૩૦ ઈસ્વીસનમાં બાબરના ઈન્તિકાલ પછી તે હિન્દૂસ્તાન અને અફઘાનિસ્તાનનો બાદશાહ બન્યો.
● તેણે અફઘાનિસ્તાનનો એક ભાગ પોતાના પિતરાઈ ભાઈ કામરાનને અને બીજો ભાગ બીજા ભાઈ અસકરીને આપી દીધો, પરંતુ તે બન્નેએ તેની સાથે હંમેશા વિશ્વાસઘાત કર્યો.
● ૯૪૫ હિજરીસન મુતાબિક ૧૫૩૯ ઈસ્વીસનમાં ચૌસા મકામ પર અને ૯૪૬ હિજરીસન મુતાબિક ૧૫૪૦ ઈસ્વીસનમાં કન્નોજની લડાઈમાં શેરખાને હુમાયૂંને હાર આપી.
● શેરખાન શેરશાહ સૂરીના લકબથી હિન્દૂસ્તાનનો બાદશાહ બન્યો.
● હુમાયૂં ભાગીને ઈરાન ગયો અને ત્યાં ૧૫૪૫ ઈસ્વીસન સુધી સ્થાયી રહ્યો. તે પછી અફઘાનિસ્તાન પર કબજો મેળવ્યો.
● ૯૬૨ હિજરીસન મુતાબિક ૧૫૫૫ ઈસ્વીસનમાં પાછો હિન્દૂસ્તાન આવ્યો અને દિલ્હી તથા આગ્રામાં કબજો મેળવ્યો.
● હુમાયૂં સાહસ અને હિમ્મત તથા શરાફત અને અખ્લાકનો બેહતરીન નમૂનો હતો.
● તારીખે ફરિશ્તાનું બયાન છે કે :

હુમાયૂં હંમેશા વુઝૂ સાથે રહેતો હતો અને વુઝૂ વિના અલ્લાહ તઆલાનું નામ કયારેય લેતો ન હતો.

એક દિવસ બાદશાહે મીર અબ્દુલ હય સદરને માત્ર અબ્દુલ કહીને પોકાર્યો અને તે પછી વુઝૂ કરીને તેમને કહ્યું કે :

> "વાતચીતના સમયે વુઝૂ ન હતું, એટલા માટે હું તમોને તમારા પૂરા નામથી પુકારી ન શકયો, કારણ કે વુઝૂ વગર અલ્લાહનું નામ 'હય' બોલવું ઠીક નથી."

તેની દીનદારીના સુબૂતમાં આ જ બનાવ પૂરતો છે કે :

બીજી વખત દિલ્હીની બાદશાહત મેળવ્યાના છ માસ પછી માળ ઉપરથી પોતાના કુતુબખાનાથી નીચે ઉતરી રહ્યો હતો કે મુઅઝ્ઝિને અઝાન આપી. બાદશાહ અઝાનના અદબમાં ત્યાં જ સીડી પર બેસી ગયો. અઝાન ખતમ થવા પછી લાકડીનો સહારો લઈને ઉઠયો, પરંતુ બન્યું એવું કે લાકડી લપસી ગઈ અને બાદશાહ સીડી પરથી જમીન પર પટકાયો. ઘણો ઈલાજ કરવામાં આવ્યો પણ કોઈ ફાયદો ન થયો. છેવટે ૧૧, રબીઉલ્ અવ્વલ, ૯૬૩ હિજરીસન મુતાબિક ૧૫૫૬ ઈસ્વીસનમાં ઈન્તિકાલ થયો.

### [૩] અકબર

- અકબરનો શાસનકાળ હિજરીસન ૯૬૩ થી ૧૦૧૪ મુતાબિક ઈસ્વીસન ૧૫૫૬ થી ૧૬૦૫ સુધી હતો.
- આ નાચીઝની ગુજરાતી કિતાબ 'મિલ્લતના નિગહબાન'માં 'અકબર : અભણ અને ગુમરાહ બાદશાહ' શીર્ષકથી પૃ. : ૧૭૦ થી ૨૮૨ સુધી કુલ ૧૧૩ પેજીસમાં વિસ્તૃત માહિતી આપેલી છે, તે વાંચવા વિનંતી.

### [૪] જહાંગીર

- જહાંગીરનો શાસનકાળ હિજરીસન ૧૦૧૪ થી ૧૦૩૭ મુતાબિક ઈસ્વીસન ૧૬૦૫ થી ૧૬૨૭ સુધી હતો.
- આ નાચીઝની ગુજરાતી કિતાબ 'મિલ્લતના નિગહબાન'માં 'બાદશાહ જહાંગીરનો શાસનકાળ' શીર્ષકથી પૃષ્ઠ : ૨૮૩ થી ૨૯૦માં વિસ્તૃત માહિતી આપેલી છે, તે વાંચવા વિનંતી.

### [૫] શાહજહાઁ

- બાદશાહત મળવા પહેલાં એમનું નામ શાહઝાદહ ખુર્રમ હતું. બાદશાહત મળવા બા'દ આપે શાહજહાઁ નામ ધારણ કર્યું.

- શાહજહાઁનો શાસનકાળ હિજરીસન ૧૦૩૭ થી ૧૦૬૮ મુતાબિક ઈસ્વીસન ૧૬૨૭ થી ૧૬૫૮ સુધી હતો.
- એનો શાસનકાળ ઈતિહાસમાં સુવર્ણયુગ તરીકે પ્રખ્યાત છે.
- એના શાસનકાળમાં પ્રજા સર્વ પ્રકારે સુખી અને સમૃદ્ધ હતી.
- તાજમહલ, લાલ કિલ્લો, જામિઅ મસ્જિદ...વગેરે કલા–કારીગરીના અજોડ નમૂના સમાન એના ભવ્ય નિર્માણો સેંકડો વર્ષ પછી આજે પણ દુનિયાની અજાયબી ગણાય છે.
- શાહઝાદહ ખુર્રમ ઉર્ફે શાહ જહાનને શહઝાદગીના ઝમાનાથી જ મુજદ્દિદી ખાનદાનથી અકીદત હતી. તે હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયો હતો અને પોતાના માટે દુઆની દરખાસ્ત કરી હતી.
- બદ કિસ્મતીથી શાહજહાઁની તખ્ત નશીની (હિજરીસન ૧૦૩૭) અને હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહિમહુલ્લાહુની વફાત (હિજરીસન ૧૦૩૪)માં માત્ર ત્રણ વર્ષનું અંતર છે. એટલે શાહજહાઁને પોતાના શાસનકાળમાં હઝરતથી ફૈઝયાબ થવાનો મોકો નહિ મળ્યો. પરંતુ મઝહબી આકર્ષણની જે શમા રોશન થઈ હતી તે હઝરતના સાહબઝાદાઓના ઝમાનામાં ઓર વધારે રોશનતર થતી ગઈ અને શાહજહાઁએ તેમનાથી પોતાની ઈરાદત અને અકીદતને કાયમ રાખી.
- મુગલ સલતનતના બે મહાન બાદશાહો (૧) શાહ જહાન અને (૨) ઔરંગઝૈબ. આલમગીર હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા. અને સરહિંદ શરીફમાં હાજર થયા. ઉપરાંત ત્યાં મહેલ અને બાગો બનાવ્યા.
- 'રવઝતુલ્ કય્યૂમિય્યહ' કિતાબના લેખકના બયાન પ્રમાણે જહાંગીરને પણ આખરી દૌરમાં મુજદ્દિદી ખાનદાનથી અકીદત પૈદા થઈ ગઈ હતી. હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિના

ઈન્તિકાલ બા'દ જહાંગીર શોક દર્શાવવા માટે સરહિંદ શરીફ ગયો અને શહઝાદહ ખુર્રમ (શાહજહાં)ની બગાવતને દબાવી દેવાના માટે દખ્ખણ જતી વખતે ખ્વાજા મુહમ્મદ મા'સૂમને પોતાની સાથે લઈ ગયો. ત્યાં ખ્વાજા મુહમ્મદ મા'સૂમની મુલાકાત શહઝાદહ ખુર્રમ (શાહજહાઁ) સાથે થઈ. તો આપે તેને બાદશાહતની બશારત આપી.

- જયારે શાહજહાઁ રાજગાદી પર બેઠો, તો તેણે ઘણી ભેટો મોકલી અને ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિની સૂચના મુજબ અમલ કરીને મુલ્કમાં શરીઅતના અહકામ જારી કર્યા. તેણે મસ્જિદો, મદ્રસાઓ અને ખાનકાહો નિર્માણ કરાવી.
- 'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' કિતાબના લેખકના બયાન પ્રમાણે દિલ્હીમાં લાલ કિલ્લાનો પાયો પણ ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિએ હિજરીસન ૧૦૪૩ મુતાબિક ઈસ્વીસન ૧૬૩૩ માં પોતાના મુબારક હાથે નાંખ્યો.
- શાહજહાંએ સરહિંદ શરીફમાં એક મહેલ અને બાગનું નિર્માણ પણ કરાવ્યું.

## [૬] ઔરંગઝેબ આલમગીર રહમતુલ્લાહિ અલયહિ

- આપ શાહજહાઁના સાહબઝાદહ હતા.
- અરજુમંદબાનૂ મુમતાઝ મહલના પેટથી ૧૫, ઝીકઅદહ, ૧૦૨૮ હિજરીસનમાં રવિવારે રાત્રે દોહદ (દાહોદ)માં આપ પૈદા થયા.
- ૩૯ વર્ષ, ૧૧ મહિના અને ૨૦ દિવસની ઉંમરે હિજરીસન ૧૦૬૮ માં તખ્તનશીન થયા. (રાજગાદી પર બેઠા.)
- ૫૦ વર્ષ, ૨૭ દિવસ હુકૂમત કરીને ૨૮, ઝીકઅદહ, ૧૧૧૮ હિજરીસનમાં જુમ્અહના દિવસે દખ્ખણમાં ઈન્તિકાલ થયો.
- ખુલ્દઆબા'દ (દખ્ખણ)માં દફન થયા.
- ૯૧ વર્ષ અને ૧૩ દિવસની ઉંમર થઈ.

- અરબી અને ફારસીનું શિક્ષણ આપે તે ઝમાનાના મહાન આલિમોથી મેળવ્યું.
- તફસીર અને હદીષ પર ઘણો કાબૂ હતો.
- તુર્કી ભાષા પણ જાણતા હતા.
- આપ : દુરવેશ મિઝાજના, ઈલ્મે દીનના ભારે જાણકાર, ન્યાયી અને ખૂબ જ બહાદુર અને ગંભીર પ્રકૃતિવાળા હતા.
- કુર્આન શરીફના હાફિઝ પણ હતા.
- કમાલની વાત આ છે કે રાજગાદી પર બેસવા પછી કુર્આન શરીફ હિફઝ કરવાનું શરૂ કર્યું અને સંપૂર્ણ કુર્આન શરીફ પોતાના સીનામાં મહફૂઝ કરી લીધું.
- હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિની વફાતના વર્ષે આપની ઉંમર માત્ર પાંચ વર્ષ હતી.
- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ સરહિંદી રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા.
- ઔરંગઝેબની દરખાસ્ત પર હઝરત ખ્વાજા મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના મોટા ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત રહમતુલ્લાહિ અલયહિને ઈસ્વીસન ૧૦૬૯ માં બાદશાહની રૂહાની તરબિયતના માટે મોકલ્યા, પરંતુ બીમારીના કારણે ત્યાંથી જલદી પાછા આવતા હતા, ત્યારે રસ્તામાં જ આપનો ઈન્તિકાલ થઈ ગયો. બાદશાહ તેમની ખૂબ ઈઝ્ઝત કરતો હતો.
- બા'દમાં હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના સાહબઝાદહ ખ્વાજા સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિને હિજરીસન ૧૦૭૭ માં બાદશાહની પાસે મોકલ્યો. તેમણે બાદશાહની રૂહાની તરબિયત ફરમાવી અને સુલૂક તય કરાવ્યો.
- ઔરંગઝેબની બે બહેનો (૧) રોશન આરા અને (૨) ગૌહર આરા

પણ હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુની મુરીદહ હતી.

- બાદશાહ બનવાથી પહેલાં ઔરંગઝૈબ સરહિંદ શરીફમાં હાજર થયો અને ૧૨૦૦૦ (બાર હઝાર) અશરફી નઝરાના તરીકે પેશ કરી અને કામિયાબી માટે દુઆની દરખાસ્ત કરી.

હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુએ તેને ફરમાવ્યું કે :

"મેં હિન્દૂસ્તાનની સલતનત તને બખ્શી."

શહઝાદી ગૌહર આરા કહ્યા કરતી હતી કે :

"ઔરંગઝૈબે બાર હઝાર અશરફીમાં સલતનત ખરીદી લીધી."

- હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની ઉર્ફે હુજ્જતુલ્લાહની ઝિયારતનો તેમજ પૌત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ ઈબ્ને હઝરત ખ્વાજા અબૂલ્ આ'લા રહમતુલ્લાહિ અલયહિની ઝિયારતનો પણ ઔરંગઝૈબને લાભ મળ્યો હતો.
- ઔરંગઝૈબ સુન્ની, હનફી મસલકનો પાબંદ હતો.
- પાંચ વખતની નમાઝો પાબંદીથી જમાઅત સાથે પઢતો હતો.
- હંમેશા બાવુઝૂ રહેતો હતો.
- કલિમએ તય્યિબહ અને બીજા અવરાદ અને વઝાઈફ હર વખત ઝબાન પર ચાલુ રહેતા હતા.
- જુમ્અહની નમાઝ મસ્જિદે કબીરમાં આમ આદમીઓની સાથે પઢતો.
- શરીઅત પ્રમાણે ઝકાતની અદાયેગીની ખાસ પાબંદી કરતો હતો.
- રમઝાનનો મુબારક મહિનો રોઝા, તરાવીહ વગેરેમાં વીતાવતો હતો.
- દરેક મહિને અય્યામે બીઝ અર્થાત્ ૧૩, ૧૪ અને ૧૫ ચાંદના દિવસે રોઝહ રાખતો હતો.
- દરેક હફતે સોમવાર, જુમેરાત અને જુમ્આના રોઝા પણ રાખતો હતો.

- રમઝાનના છેલ્લા દસ દિવસોમાં મસ્જિદમાં એ'તિકાફ ફરમાવતો હતો.
- હજ્જે બયતુલ્લાહ માટે બેહદ તમન્ના અને આરઝૂ હતી, પરંતુ મોકો મળી નહિ શકયો.
- દરેક વર્ષે અને કદી બીજા, ત્રીજા વર્ષે હરમૈન શરીફૈનના ગરીબ ઝાઈરીન (ઝિયારત કરનારાઓ) અને મુજાવિરીન (ખાદિમો)ના માટે મોટી રકમ મોકલતો હતો.
- હિજાઝનો એક સમૂહ બાદશાહના પ્રતિનિધિ તરીકે હજનો તવાફ કરવામાં અને સલામ પહોંચાડવામાં હંમેશા મશગૂલ રહેતો હતો.
- વાજિંત્રોથી સખત પરહેઝ હતો.
- શરીઅતના ખિલાફ લિબાસ પહેરતો ન હતો.
- સોના–ચાંદીના વાસણો વાપરતો ન હતો.
- મજલિસમાં કદી ગીબત થઈ શકતી ન હતી.
- ઝરુખામાં દર્શનનો રિવાજ બંધ કરી દીધો.
- દરરોજ બે–ત્રણ વખત જાહેરમાં તશરીફ લાવતો હતો.
- ન્યાય માંગનાર વ્યકિત રોક ટોક વગર ખિદમતમાં હાજર થઈ શકતો હતો.
- ખૂબ ઉદારતા અને સહાનુભૂતિથી ન્યાય માંગનારાઓની ફરિયાદો સાંભળતો અને ખૂબ જ માયા મમતાથી સાંત્વન આપતો.
- બાદશાહ રૈયતનવાઝ (પ્રજાનો હિતેચ્છુ) હતો. કદી એવો હુકમ આપ્યો નથી જે લોકોની ભલાઈના વિરુદ્ધ હોય.
- બાઝારી ઔરતો અને વૈભવ–વ્યભિચારના શોખીન લોકોને દેશ નિકાલ કરી દેવામાં આવ્યા.
- પોતાના તા'બા હેઠળના તમામ રાજયોમાં શરઈ અને અખ્લાકી હુકમો લાગુ કરવામાં આવ્યા હતા.
- પ્રજા પર દેખરેખ રાખવાનું અને ગેરકાયદેસર કામ કરનારાઓની

પૂછપરછ કરવાનું એક અલગ ખાતુ હતું. એના અધિકારીઓ અપરાધિઓની પૂછપરછ કરતા હતા.

- ગરીબો અને મિસ્કીનોને રાહત પહોંચાડવા માટે રાજધાનીમાં અને બીજા પ્રદેશોમાં (દાનગૃહો) સ્થાપવામાં આવ્યા.
- મોટી સંખ્યામાં શિફાખાનહ (દવાખાના) સ્થાપવામાં આવ્યા.
- મુસાફિરો માટે મુસાફિરખાનહ નિર્માણ કરાવવામાં આવ્યા.
- એક સડક ઔરંગાબાદથી અકબરાબાદ (આગ્રા) સુધી અને બીજી સડક લાહોરથી કાબુલ સુધી અને ત્રીજી સડક લાહોરથી કાશમીર સુધી બનાવી.
- પુસ્તકોના વાંચનનો ઘણો શોખ હતો. ઈમામ ગઝાલી રહમતુલ્લાહિ અલયહિ વગેરેની અને સૂફીઓની કિતાબો વાંચતા રહેતા હતા.
- બે લાખ રૂપિયાના ખર્ચે (જેનું મૂલ્ય આજે અબજો રૂપિયા થાય) 'ફતાવા આલમગીરી'નું સંપાદન કરાવડાવ્યું.
- ઉલમાઓ માટે વઝીફા (પેન્શન) શરૂ કર્યા; પરંતુ શર્ત એ હતી કે તેઓ શીખવા–શીખવાડવાનું (શિક્ષણ)નું કામ ચાલુ રાખે.
- મશાઈખના માટે પણ રકમ નક્કી કરી કે જેથી તેઓ ઈબાદતે ઈલાહીમાં એકાગ્રતા સાથે તનમય થઈને મશગૂલ રહે.
- વઝાઈફમાં મુસ્લિમ અને ગૈર મુસ્લિમનો ભેદભાવ રાખતા ન હતા. એટલે હઝરત આલમગીર રહમતુલ્લાહિ અલયહિના તે ફરમાનો આજ સુધી બનારસમાં અને બીજા શહેરોમાં મોજૂદ છે, જેનાથી એની હકીકત જાણવા મળે છે.
- અરબી ભાષાની લેખન શેલી : નસ્ખ, નસ્તઅલિક અને ખતે શિકસ્તામાં આપને ખૂબ મહાવરત (પ્રભુત્વ, કુશળતા) હતી.
- પોતાના હાથથી કુર્આન શરીફ લખતા હતા.
- એક કુર્આન જે બાદશાહ બનવા પહેલાં લખ્યું હતું તેને મક્કા

મુઅઝ્ઝમા મોકલ્યું અને
બીજું કુર્આન જે બાદશાહ બનવા બા'દ લખ્યું હતું તેને સાત હઝાર રૂપિયા (આજે એનું મૂલ્ય લાખો રૂપિયા થાય)ના ખર્ચે બાઈન્ડીંગ કરાવીને મદીનહ મુનવ્વરહ મોકલ્યું.

- લેખન કળામાં પણ આપ નિષ્ણાત હતા. 'રુકઆતે આલમગીરી' (આલમગીરના પત્રો) એમના ગદ્યલેખનનો બેહતરીન નમૂનો છે.
- કદી કદી કાવ્ય પંક્તિ (શે'ર) પણ રચતા હતા.
- બીમારીની હાલતમાં પણ નમાઝ બાજમાઅત અદા કરવાની તેમજ અવરાદ–વઝાઈફ નિયમાનુસાર પૂરા કરવાની કાળજી રાખતા હતા.
- વફાતના દિવસે એટલે કે ૨૮ મી ઝીકઅદહ, ૧૧૧૮ હિજરીસન, જુમ્અહની સવારે ફજરની નમાઝ માટે બહાર આવ્યા હતા.
- બેહોશી થઈ જવા છતાં યાદે ઈલાહીથી ગાફિલ ન હતા.
- બિલ્કુલ નઝઅ (રૂહ નીકળતી વખતની) હાલતમાં બેચેની અને વ્યાકૂળતા છતાં તસ્બીહ અને તહલીલમાં મશગૂલ રહ્યા.
- બહુધા ફરમાવ્યા કરતા હતા કે :

"આ ફાની દુનિયાથી સફર કરવાના માટે જુમ્અહનો દિવસ ખૂબ જ ઉમદહ અને મુબારક છે."

આપની એ આરઝૂ પૂરી થઈ.

- જુમ્અહના દિવસે જ, દિવસનો એક પહર પસાર થવા પછી, યાદે ઈલાહીમાં મશગૂલીની હાલતમાં આપની રૂહ પરવાઝ કરી ગઈ.
- આપની વસિયત પ્રમાણે આપને ખુલ્દઆબાદ (દખ્ખન)માં, હઝરત શયૂખ ઝૈનુદ્દીન રહિમહુલ્લાહુના મકબરામાં દફન કરવામાં આવ્યા.

['મઆસિરે આલમગીરી',
'નુઝ્હતુલ્ ખવાતિર' જિલ્દ : ૬,

'મકતૂબાતે ખ્વાજા મુહમ્મદ મા'સૂમ સરહિંદી (રહ.),
તલ્ખીસ વ તર્જમહ અઝ : મૌલાના નસીમ અહમદ અમરોહી...
વગેરે કિતાબોના આધારે]

## આલમગીરથી રફીઉદ્દવ્લા સુધીના પાંચ મોગલ બાદશાહો

[૭] આલમગીરથી [૧૧] રફીઉદ્દવ્લા સુધીના નીચેના પાંચ મોગલ બાદશાહોનો અહેવાલ આજ કિતાબમાં આ પહેલાં આવી ગયો છે એટલે અહીં દોહરાવવું યોગ્ય નથી.

- બહાદુરશાહ પ્રથમ
- જહાંદાર શાહ
- ફર્રુખસીઅર
- રફીઉદ્ દરજાત
- રફીઉદ્ દવ્લા

## [૧૨] મુહમ્મદ શાહ

નાદિરશાહ દિલ્હીને તબાહ કરીને પાછો ચાલ્યો ગયો ત્યાં સુધીનો મુહમ્મદ શાહનો અહેવાલ આ કિતાબમાં અગાઉ આવી ગયો છે.

## અહમદશાહ અબ્દાલી ઉર્ફે દુર્રાનીનો લાહોર પર હુમલો

- જયારે ૧૧૬૦ હિજરીસન મુતાબિક ૧૭૪૭ ઈસ્વીસનમાં નાદિરશાહ ઈરાનમાં માર્યો ગયો, તો અહમદખાં અબ્દાલી અથવા દુર્રાનીએ અફઘાનિસ્તાનમાં સ્વતંત્રતાનું એ'લાન કરી દીધું.
- તે પછી તેણે ૧૧૬૧ હિજરીસન મુતાબિક ૧૭૪૮ ઈસ્વીસનમાં લાહોર પર હુમલો કર્યો.
- લાહોરના હાકિમની મદદ માટે મુહમ્મદશાહે પોતાના યુવરાજને એક મોટું લશ્કર આપીને મોકલ્યો.
- સરહિંદ શરીફ પાસે યુદ્ધ થયું અને અહમદશાહ દુર્રાની હારીને ભાગી ગયો.

## મુજદ્દિદી ખાનદાનના ત્રણ બુઝુર્ગોને અહમદશાહ પોતાની સાથે લઈ ગયો

મૌલાના નસરુલ્લાહખાં સાહબ કાબુલી, હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત શરીફના વિવરણકર્તા ફરમાવતા હતા કે :

જયારે અહમદશાહ દુર્રાની હિન્દૂસ્તાનથી પાછો ગયો તો સરહિંદ શરીફથી મુજદ્દિદી ખાનદાનના ત્રણ બુઝુર્ગ ભાઈઓને પોતાની સાથે લઈ ગયો.

(૧) શાહ ગુલામ મુહમ્મદ સાહબ, મોટા ભાઈ હતા. તેઓ કુતુબે ઈર્શાદ હતા, તેઓ પેશાવરમાં સ્થાયી થયા અને ત્યાં જ તેમનો મઝાર છે. તેમની ઔલાદ અને પૌત્ર–નવાસાઓ કંદહાર અને હિરાતમાં આબાદ છે.

(૨) બીજા ભાઈ ઈઝ્ઝતુલ્લાહ, કુતુબે ફર્દ હતા. તેમનો મઝાર કાબુલમાં છે. બદખ્શાં અને હિરાતની આસપાસ તેમની ઔલાદ અને પૌત્ર–નવાસાઓ છે.

(૩) ત્રીજા ભાઈ શાહ સફિય્યુલ્લાહ કય્યૂમે જહાં હતા. તેમનો મઝાર ચમનમાં છે. કાબુલવાળા મુજદ્દિદી હઝરાત આપની જ કુલીન ઔલાદમાં છે. આપના જ સાહબઝાદહ શાહ અબ્દુલ્ બાકી હતા.

## મુહમ્મદશાહનો ઈન્તિકાલ

- મુહમ્મદ શાહનો હિજરીસન ૧૧૬૧ મુતાબિક ઈસ્વીસન ૧૭૪૮ માં ઈન્તિકાલ થઈ ગયો.
- દિલ્હી, જયપૂર અને ઉજ્જૈનમાં વેધશાળાઓનું નિર્માણ તેણે કરાવ્યું હતું.

[૧૩] અહમદશાહ

- મુહમ્મદ શાહ પછી અહમદ શાહ બાદશાહ બન્યો.
- તેણે માત્ર છ વર્ષ રાજય કર્યું.

[૧૪] આ'લમગીર બીજો

- અહમદશાહ પછી, જહાંદાર શાહનો પુત્ર અઝીઝુદ્દીન 'આલમગીર' બીજો, લકબ ધારણ કરીને ગાદી પર બેઠો..
- તેણે ઈસ્વીસન ૧૭૫૪ થી ૧૭૩૩ સુધી નવ વર્ષ રાજય કર્યું.
- તેના દૌરમાં પ્લાસીનું યુદ્ધ થયું હતું.

[૧૫]શાહ આ'લમ બીજો

- આલમગીર બીજાના ઈન્તિકાલ પછી તેનો પુત્ર આલી ગોહર, 'શાહ આલમ' બીજો નામ ધારણ કરીને ગાદીએ બેઠો.
- તેણે ૪૮ (અડતાલીસ) વર્ષ સુધી રાજય કર્યું.

[૧૬] અકબરશાહ બીજો

તેણે લગભગ ૩૧ (એકત્રીસ) વર્ષ રાજય કર્યું.

[૧૭] બહાદુરશાહ ઝફર

- તેની હુકૂમતનો દૌર ઈસ્વીસન ૧૮૩૭ થી ઈસ્વીસન ૧૮૫૭ સુધી લગભગ વીસ વર્ષ રહ્યો.
- તે છેલ્લો મોગલ બાદશાહ હતો.

## કિતાબનો પરિચય

હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂએ અઝકાર અને દુઆઓ વિષે એક ખૂબ જ માહિતીકારક અને ઉપયોગી કિતાબ લખી હતી.

હઝરત પોતે એ કિતાબ વિષે ફરમાવે છે કે :

"આ ફકીરે અઝકાર અને દુઆએ માષૂરહ, નિર્ધારિત સમયે પઢવાની અને અનિર્ધારિત સમયે પઢવાની, લખી છે. એમાંથી કેટલીક દુઆઓના ફઝાઈલ હદીષોની વિશ્વાસપાત્ર કિતાબોમાંથી લખ્યા છે."

મજકૂર ફારસી કિતાબના વિભાગો નીચે પ્રમાણે છે :

## મુકદ્દમા [પ્રસ્તાવના]

એમાં ઝિક્ર અને ઈબાદતો શરીઅતે મુનવ્વરહ પ્રમાણે કરવાની તરગીબ [પ્રેરણા અને પ્રોત્સાહન] આપી છે તેમજ ઝિક્રના ફઝાઈલ વિષે હદીષો છે.

## પહેલું પ્રકરણ

ઝિક્રના દરજ્જાઓ અને દરેક દરજાની ફઝીલતનું બયાન છે.

## બીજું પ્રકરણ

નિર્ધારિત સમયે પઢવાના કેટલાક અઝકાર અને ઈબાદતોના આદાબ બયાન કર્યા છે.

## ત્રીજું પ્રકરણ

નમાઝના આદાબ અને દુઆઓનું બયાન છે.

**ચોથું પ્રકરણ**

જમાઅત અને જુમ્અહના ફઝાઈલ લખ્યા છે.

**પાંચમું પ્રકરણ**

ગયૂર મોકા (અનિર્ધારિત) અઝકારનું બયાન છે.

**છઠ્ઠું પ્રકરણ**

એમાં કેટલીક જરૂરી નસીહતો બયાન ફરમાવી છે.

**નોંધ :**

મજકૂર કિતાબ : 'અઝકારે નબવિય્યહ' ઉર્દૂ તર્જમહ : 'અઝકારે મઅસૂમિયહ' નામથી ફરીદ બુક ડેપો, દિલ્હી તરફથી પ્રગટ થયેલી છે જેનો સંપૂર્ણ ગુજરાતી અનુવાદ ઈન્શાઅલ્લાહ અલગ કિતાબના સ્વરૂપમાં ભવિષ્યમાં પ્રગટ કરવાનો ઈરાદો છે. અલ્લાહ તઆલા એ ઈરાદાને પૂરો ફરમાવે, એવી દુઆ કરવા વાચકોથી ગુઝારિશ છે.

## હઝરતની આદતો, ઈબાદતો અને મઅમૂલાત

### સુન્નતો પર ચુસ્ત અમલ અને બિદઅતથી નફરત

- હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂનો અમલ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતો પ્રમાણે જ હૂબહૂ હતો.
- અત્યંત સાવચેતીપૂર્વક, રિવાયતો અનુસાર અમલ કરતા હતા.
- રુખસતને આ'માલમાં કદી દખલ ન આપતા હતા.
- મુરીદોને પણ સખ્ત તા'કીદ કરતા હતા કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતો પર અમલ કરે અને બિદઅતને વાળ બરાબર પણ દખલ ન આપે.

## તહજ્જુદની પાબંદી અને રીત

- સફર અને હઝર (ઘરે) હઝરતનો મા'મૂલ હતો કે રાતના ત્રીજા ભાગમાં જાગી જતા.
- સંપૂર્ણ કાળજીથી વુઝૂ કરીને તહજ્જુદની નમાઝ અદા ફરમાવતા.
- તેમાં સૂરએ 'યાસી–ન' પઢતા.
- તે પછી થોડો સમય સૂઈ જતા, જેથી બે ઊંઘના દરમિયાન તહજ્જુદની નમાઝ થઈ જાય.
- તહજ્જુદની નમાઝમાં હઝરત પર કુર્આની મુકત્તઆત 'અલિફ–લામ–મીમ', 'યા–સીન'...વગેરેના ભેદો જાહેર થતા હતા.

## ફજરની નમાઝ તથા હલકહ અને મુરાકબહ

ફજરની નમાઝ વહેલી સવારે અદા કરીને અહબાબની સાથે હલ્કહ અને મુરાકબહ કરતા.

જયારે સારી રીતે સૂર્ય નીકળી આવતો તો મુરાકબહથી ફારિગ થઈને બે સલામની સાથે ચાર રકા'ત પઢતા.

## ઈશરાક બા'દ ખાસ મુરીદોને ઈલ્કાએ નિસ્બત અને બાતિની તવજ્જુહ આપતા

તે પછી ખાસ મુરીદોને ઈલ્કાએ નિસ્બત અને બાતિની તવજ્જુહ ફરમાવતા. એક–એકને બોલાવીને અત્યંત નજીક બેસાડતા અને મુરાકબહ કરતા. તે પછી દરેકને તેના બાતિની કમાલાતની ખૂશખબરી આપતા.

## ચાશ્તની નમાઝ

ચાશ્તના સમયે આઠ રકા'ત નમાઝ ચાર સલામની સાથે અદા કરીને કુર્આન શરીફની તિલાવત કરતા.

## હઝરતની તિલાવતની મંઝિલો

હઝરતની તિલાવતની મંઝિલો આ છે :

● પ્રથમ મંઝિલ :

'અલ્હમ્દુ'થી'કુન્તુમ્ ખય્-ર ઉમ્મતિન્' આયત સુધી.

● બીજી મંઝિલ :

સૂરએ 'અન્આમ' સુધી.

● ત્રીજી મંઝિલ :

'વ કાલતિલ્ યહૂદુ ઉઝયરુ નિબ્નુલ્લાહિ' આયત સુધી.

● ચોથી મંઝિલ :

સૂરએ 'ઈબ્રાહીમ' સુધી.

● પાંચમી મંઝિલ :

સૂરએ 'અમ્બિયા' સુધી.

● છટ્ઠી મંઝિલ :

સૂરએ 'ક-સ-સ' સુધી.

● સાતમી મંઝિલ :

સૂરએ 'સા-દ' સુધી.

● આઠમી મંઝિલ :

સૂરએ 'મુહમ્મદ' સુધી.

● નવમી મંઝિલ :

સૂરએ 'મુલ્ક' સુધી.

● <u>દસમી મંઝિલ</u> :

છેવટ સુધી.

**બપોરનું ભોજન**

તિલાવત પછી બપોરના સમયે હવેલીમાં તશરીફ લઈ જતા અને પરિવારજનો સાથે બપોરનું ભોજન લેતા. હઝરતને મિઠાઈ અને હલ્વો વગેરેનો ઘણો શોખ હતો.

હઝરતના રસોડામાં રાત–દિવસ ખાવાનું તૈયાર થતું હતું. ખાવાની વહેંચણી કરવા માટે લોકો અલગ મુકર્રર હતા. દરેકને ઘઉંની રોટલી, ચાવલ અને ગોશ્ત મળતું. ઉપરાંત દસ્તરખ્વાન પર ઋતુના ફળો અને હલવાઓ પણ હતા.

**બપોરે કયૂલુલ્લાહ બા'દ ઝવાલ પહેલાંની નમાઝ અદા કરી ઝોહર પઢતા**

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નત અનુસાર બપોરના સમયે (ભોજન પછી) થોડી વાર માટે કયૂલુલ્લાહ કરતા. તે પછી ઉઠીને વુઝૂ કરતા. ચાર રકા'ત નમાઝ ઝવાલ પછી અદા કરીને ઝોહરની નમાઝ પઢતા.

**ઝોહર બા'દ ખાસ મુરીદોને ઈલ્કાએ નિસ્બત ફરમાવતા**

ઝોહર પછી ખાસ મુરીદોને ઈલ્કાએ નિસ્બત ફરમાવતા.

**ફિકહ, કલામ, હદીષ અને તફસીરનો દર્સ**

તે પછી ક્યારેક ફિકહ, કલામ, હદીષ અને તફસીરનો દર્સ આપતા.

**ક્યારેક ચાર રકા'ત લાંબી કિરા'તથી અસરની નમાઝ સુધી પઢતા**

અને ક્યારેક ચાર રકા'ત લાંબી કિરા'તની સાથે અસરની નમાઝ સુધી પઢતા.

**અસર અને મગરિબની વચ્ચે વાઅઝ ફરમાવતા**

અસર અને મગરિબની વચ્ચે હકીકત અને મઅરિફતના અસરાર અને બોધપાત્ર વઅઝ બયાન ફરમાવતા.

**મગરિબ બા'દ અવ્વાબીનની ૬ (છ) રકા'ત પઢતા**

મગરિબની નમાઝ બા'દ ૬ (છ) રકા'ત અવ્વાબીનની નમાઝ ત્રણ સલામ સાથે અદા કરતા. આ નમાઝમાં અકષર સૂરએ 'વાકિઅહ' પઢતા.

**તે પછી મુરીદોના અહેવાલ મા'લૂમ કરતા**

તે પછી અહબાબને બોલાવીને તેમના અહેવાલ મા'લૂમ કરતા.

**ઈશાની નમાઝની સુન્નતો બા'દ ચાર રકા'ત કિયામુલ્લય્લ પઢતા**

- જ્યારે રાતનો ત્રીજો ભાગ વીતી જતો તો ઈશાની નમાઝ અદા કરતા.
- સુન્નતો પછી ચાર રકા'ત કિયામુલ્લયલની નમાઝ અદા કરતા.
  - પ્રથમ રકા'તમાં સૂરએ 'અલિફ લા—મ મીમ સજદહ',
  - બીજી રકા'તમાં સૂરએ 'હા મીમ દુખાન',
  - ત્રીજી રકા'તમાં સૂરએ 'મુલ્ક' અને
  - ચોથી રકા'તમાં સૂરએ 'કિયામહ' પઢતા.

**તે પછી વિત્ર પઢતા**

- તે પછી વિત્રની નમાઝ પઢીને બુલંદ અવાજથી 'સુબ્હાનલ્ મલિકિલ્ કુદ્દૂસ' પઢતા.
- તે પછી મોડે સુધી ફાતિહા પઢતા રહેતા.

## રાતનું ભોજન અને વઝાઈફ તથા આરામ

- તે પછી ઘરની અંદર તશરીફ લઈ જતા અને ભોજન લેતા.
- તે પછી વઝાઈફ પઢીને આરામ કરતા.

## કલિમએ તય્યિબહનો ઝિક્ર

- હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂ ટોચના સાલિકને કલિમએ તય્યિબહના તકરારની તા'કીદ કરતા હતા અને પોતે પણ પઢતા રહેતા હતા.
- ફજરની ફર્ઝ નમાઝ અને મગરિબની સુન્નતો પછી અત્તહિય્યાતના જલ્સામાં બેસીને દસ વખત કલિમએ તમજીદ પઢતા.
- મુરીદોને પણ તેના પઢવાની તા'કીદ કરતા.

## સાત દુરૂદ શરીફ, દુરૂદે હફતહ

હઝરતે સાત દુરૂદ શરીફની પસંદગી કરી છે જેને દુરૂદે હફતહ કહે છે. તેમાંથી દરરોજ એક દુરૂદ શરીફ પઢતા.

દુરૂદે હફતહ કોશિશ કરવા છતાં અમને મા'લૂમ થઈ શકયું નથી.

## ઝિક્ર, વઝાઈફ કદી મોટા અવાજથી પઢતા ન હતા

ઝિક્ર, વઝાઈફ અને તસ્બીહોને કદી મોટા અવાજથી પઢતા ન હતા.

## જુમ્અહની નમાઝ અને તે બા'દનો મા'મૂલ

● જુમ્અહની નમાઝ પોતાની મસ્જિદમાં અદા કરતા.
● સુન્નતોનો એહતિયાત રાખતા હતા.
● જુમ્અહની નમાઝ અગાઉ સૂરએ 'કહફ', સૂરએ 'હૂદ' અને સૂરએ 'આલિ ઈમરાન' પઢતા હતા.
● જુમ્અહની નમાઝ બા'દ અકષર શહેરથી બહાર ફરવા માટે તશરીફ લઈ જતા અને ત્યાં લોકોને વિવિધ પ્રકારના મેવાઓ અને મિઠાઈઓ વહેંચતા હતા.

## બન્ને ઈદોની નમાઝ

● બન્ને ઈદોની નમાઝ માટે મોટા સમૂહ સાથે ઈદગાહ તશરીફ લઈ જતા.
● ઈદુલ્ અઝ્હાના મોકા પર પોતે પોતાના મુબારક હાથથી ઊંટ અને ભેડ–બકરી ઝબહ કરતા.

## તરાવીહ

● રમઝાનુલ્ મુબારક માસમાં તરાવીહમાં ત્રણ કુર્આન શરીફ ખતમ કરતા.
  ● પ્રથમ અશ્રહ (દસકા)માં પોતે પઢતા.
  ● બીજા અશ્રહ (દસકા)માં આપના સાહબઝાદહ હઝરત મુરવ્વિજુશ્શરીઅહ ખ્વાજા મુહમ્મદ ઉબૈદુલ્લાહ પઢતા અને હઝરત સાંભળતા.
  ● છેલ્લા અશ્રહ (દસકા)માં કોઈ અન્ય સાહબ પઢતા.

## ઈમામત

હઝરત દરેક ફર્ઝ નમાઝમાં પોતે ઈમામ બનતા.

## રમઝાનના આખરી અશ્રહનો એ'તિકાફ

રમઝાનુલ્ મુબારકના આખરી અશ્રહમાં એ'તિકાફ કરતા.

**મરીઝની બીમારપુર્સી અને મય્યિતની તઅઝિયત**

હઝરત મરીઝની બીમારપુર્સી અને મય્યિતની તઅઝિયત માટે તશરીફ લઈ જતા હતા.

**દર વર્ષે બે ઉર્સ કરતા**

દર વર્ષે બે ઉર્સ કરતા.

(૧) આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો.

(૨) હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિનો.

આ બન્ને ઉર્સોમાં કુર્આને કરીમની તિલાવતથી વાતાવરણ આબાદ રહેતું અને વિવિધ પ્રકારના પકવાનો, હલવાઓ અને મિઠાઈઓ લોકોને આપવામાં આવતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૧૫૩ થી ૧૫૬]

## હઝરતના કશ્ફો અને કરામતો

**કશ્ફો અને કરામતો વિષે હઝરતનું સ્પષ્ટીકરણ**

કશ્ફ અને કરામતો તથા ખવારિકે આદાત વિષે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ લખે છે કે :

શય્ખોના શય્ખ હઝરત શિહાબુદ્દીન સુહરવર્દી રહમતુલ્લાહિ અલયહિ 'અવારિફ' કિતાબ (અવારિફુલ મઆરિફ)માં ખવારિક અને કરામતોના ઝિક્ર પછી લખે છે કે :

"આ બધું અલ્લાહ તઆલા જલ્લ શાનુહૂની ઈનાયતો છે. એક જમાઅતને તેની સાથે મુશર્રફ કરે છે અને કયારેક એવું થાય છે

કે તેમનાથી શ્રેષ્ઠ બીજી જમાઅત હોય છે છતાં તેમને આ ખવારિક અને કરામતોમાંથી કંઈ પણ હાસિલ થતું નથી.''

તે પછી લખે છે કે :

''આ બધું ખવારિક અને કરામતો અલ્લાહ તઆલાની ઝાતના ઝિક્ર કરતાં હકીર (તુચ્છ) છે અને કલ્બના ઝિક્રની સાથે તજૂહર (અર્થાત મલકએ હુઝૂરી હાસિલ કરવા) કરતાં ઓછો દર્જો ધરાવે છે.''

['મકતૂબાતે મઅસૂમિય્યહ', દફતર : ૧, મકતૂબ : ૧૨૨]

ઉપરાંત લખે છે :

''ખવારિકે આદાતનો આધાર ભૂખા રહેવા પર છે. મઅરિફત સાથે તેનો કોઈ સંબંધ નથી.''

['મકતૂબાતે મઅસૂમિય્યહ', દફતર : ૨, મકતૂબ : ૧૧૦]

એક બીજા મકતૂબમાં લખે છે કે :

''હાં, કેટલાક અવલિયાએ કિરામ કેટલીક હિકમતો અને મસ્લિહતોના કારણે ખવારિકના ઈઝહારનો હુકમ કરે છે અને ઈજાઝત આપે છે.''

['મકતૂબાતે મઅસૂમિય્યહ', દફતર : ૧, મકતૂબ : ૫૦]

એટલે એ જ હુકમ અને ઈજાઝતના કારણે બરકત માટે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના કેટલાક કશ્ફ અને કરામતો પેશ કરવામાં આવે છે :

[૧] <u>મુરીદના દિલના વિચારો જાણી લીધા</u>

હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદિસ સિર્રુહૂના એક મુરીદનું બયાન છે કે :

એક દિવસ આલમગીર બાદશાહ તૂરાનથી આવેલા મેવાઓ

પોતાના હાથ વડે સાફ કરીને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને પેશ કરી રહ્યા હતા અને હઝરત ખાઈ રહ્યા હતા.

મારા દિલમાં ખ્યાલ આવ્યો કે :

“હઝરત તો બારગાહે ઈલાહીના નિકટજનોમાંથી છે. આ દુન્યવી મેવાઓને ખાવાની શી જરૂરત છે ?

જો આ મેવાઓ પોતે ખાવાને બદલે હઝરત મને આપે તો બાદશાહની નજરમાં મારી ઈઝ્ઝત થઈ જાય.”

આ ખ્યાલ મારા દિલમાં આવતા જ હઝરતે મને ફરમાવ્યું કે :

“જે કંઈ હું ખાઉં છું અથવા પહેરું છું, (તે) અલ્લાહ તઆલાના હુકમ અનુસાર કરું છું, ન કે પોતાના નફસની રઝામંદીના માટે.”

તે પછી જે મેવાઓ બાદશાહે પોતાના હાથથી હઝરતના માટે સાફ કર્યા હતા, તે મને આપી દીધા અને ફરમાવ્યું કે :

“દુન્યવી બાદશાહોને ત્યાં ઈઝ્ઝતની શી ઈચ્છા ધરાવો છો ? કોશિશ કરો કે અલ્લાહ તઆલાને ત્યાં ઈઝ્ઝત મેળવો.”

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૧૫૦]

[૨] <u>દુઆ કબૂલ થવાની જાણ થઈ ગઈ</u>

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિનો એક મુરીદ બયાન કરે છે કે :

“હું હદથી વધારે મુફલિસ હતો, અહીં સુધી કે વાસી રોટલીનો પણ મોહતાજ હતો.”

મેં પોતાની હાલત અર્ઝ કરીને હઝરત પાસે દુઆ કરાવી કે મને આ મુસીબતથી બચાવો.

આપે ફરમાવ્યું કે :

"દુન્યવી શાંતિ ઈચ્છો છો કે દીની ? "

મેં અર્ઝ કરી કે :

"દીની અને દુન્યવી બન્ને (શાંતિ ઈચ્છું છું.) "

હઝરતે મુસ્કુરાઈને મારા હકમાં દુઆ ફરમાવી અને પછી ખૂશખબરી આપી કે હક તઆલાએ તને દીન અને દુનિયાની શાંતિ અતા ફરમાવી છે.

હજુ એક મહિનો પણ ન થયો હતો કે દુન્યવી માલ અને અસબાબ પુષ્કળ મળી ગયો અને ઉમ્મીદ છે કે આખિરતમાં પણ શાંતિ હાસિલ થશે. ['જવાહિરે મઅસૂમિય્યહ', પૃષ્ઠ : ૩૧]

**[૩] હઝરતે મુરીદને આપેલા નાણાંથી ભરેલા લોટામાંથી ખર્ચ કરવા છતાં નાણાં ઓછા થતા ન હતા !**

હઝરત રહમતુલ્લાહિ અલયહિના એક મુરીદનું બયાન છે કે :

મને ગરીબીએ ઘણો તંગ કર્યો. તો મેં પરેશાન થઈને હઝરતની ખિદમતમાં ઉદારતાની દરખાસ્ત કરી.

હઝરતે મને રૂપિયાઓથી ભરપૂર એક લોટો આપ્યો અને ફરમાવ્યું કે :

"આ રૂપિયા ગણશો નહિ. જેટલી જરૂરત પડે તે એમાંથી ખર્ચ કરતા રહો."

હું એક મુદત સુધી એમાંથી ખર્ચ કરતો રહ્યો, પણ તેમાં જરા કમી ન આવી. એક દિવસ મારી પત્નીએ તે રૂપિયા ગણી લીધા તો સાતસો નીકળ્યા. તે પછી જયારે અમે ખર્ચ કર્યા તો ખતમ થઈ ગયા.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૧૪૮]

[૪] <u>મુરીદને ત્યાં આવેલા મહેમાનો અને મુરીદની મુશ્કિલીની જાણ હઝરતને થઇ ગઇ</u>

નકલ છે કે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના એક ખાદિમને ત્યાં છ (૬) મહેમાનો આવ્યા, પણ તેના ઘરમાં કંઈ ન હતું કે તેમની મહેમાનનવાઝી કરે.

છેવટે હઝરતની ખિદમતમાં હાજર થયો અને ખામોશ બેસી ગયો. એ જ દરમિયાન હઝરતની ખિદમતમાં કોઈ જગ્યાથી કેરી આવી. હઝરતનો નિયમ હતો કે હાજરજનોને દસ–દસ કેરી આપતા હતા. જેથી હઝરતે તે શખ્સને બોલાવીને દસ કેરી આપી અને ફરમાવ્યું કે :

"આ તમારો ભાગ છે."

તે પછી દસ કેરી બીજી આપી અને ફરમાવ્યું કે :

"આ તમારા એક મહેમાનનો ભાગ છે."

તે પછી દસ કેરી બીજી આપી અને ફરમાવ્યું કે :

"આ તમારા બીજા મહેમાનનો ભાગ છે."

મતલબ કે છ (૬) મહેમાનોનો ભાગ એ જ રીતે આપ્યો. તે પછી છ (૬) અશરફીઓ ખીસામાંથી કાઢીને આપી અને ફરમાવ્યું કે :

તમે અમારા ફરઝંદોની જેમ છો, જયારે પણ જરૂર હોય ત્યારે બેધડક ખાનકાહમાંથી લઈ લો. ઈન્શાઅલ્લાહ આ ગરીબી ઉદારતામાં બદલાઈ જશે.

જેથી એવું જ થયું કે તે શખ્સ ઘણો જલ્દી માલદાર થઈ ગયો.

['હાલાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ', પૃષ્ઠ : ૩૨૧]

## [૫] હિફ્ઝે કુર્આનની બશારત

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના એક મુરીદ હાફિઝ હામિદ બયાન કરે છે કે :

જયારે હઝરતે હજનો ઈરાદો કર્યો તો મારા દિલમાં પણ હજનો શોખ પૈદા થયો. જેથી સફરની જરૂરતો ભેગી કરવા લાગ્યો.

એ જ દરમિયાન એક દિવસ હઝરતે મને ફરમાવ્યું કે :

"હામિદ અમે તો હજ માટે જઈએ છીએ, પરંતુ તમારું હજ માટે જવાનું મા'લૂમ નથી. અમે હજમાં જઈને પાછા આવી જઈએ, એ મુદતમાં તમે કુર્આન શરીફ હિફ્ઝ કરી લો."

હું નવાઈ પામ્યો કે દરેક રીતે તૈયારી કરી ચુકયો છું. તો પણ મારું હજમાં જવાનું શા માટે ન થશે ?

પરંતુ થોડા દિવસ પછી હું એવો બીમાર પડયો કે હજનો મારો કાર્યક્રમ રદ થઈ ગયો અને એટલો અશકત થઈ ગયો કે ચાલવા—ફરવાની શકિત ન રહી.

એ જ દરમિયાન હઝરત હજ માટે રવાના થઈ ગયા અને હું બીમારીના કારણે રહી ગયો.

જયારે આ રોગથી સારો થઈ ગયો ત્યારે હઝરત સમુદ્ર પાર પહોંચી ચુકયા હતા. જેથી મેં કુર્આન શરીફ હિફ્ઝ કરવાનું શરૂ કરી દીધું.

જયારે હઝરત હજથી ફારિગ થઈને તશરીફ લાવ્યા તો હું કુર્આન શરીફ હિફ્ઝ કરી ચુકયો હતો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૧૪૬]

### [૬] હઝરતના વુઝૂનું બચેલું પાણી પીતાં જ મુરીદનો સીનો મઅરિફતે ઈલાહીથી મુનવ્વર થઈ ગયો

નાસિરઅલી શાઈરનું બયાન છે કે :

મને શાઈરીનો ઘણો શોખ હતો, પણ શે'ર બનતો જ ન હતો. એક દિવસ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયો. તે સમયે આપ વુઝૂ કરી રહ્યા હતા. આપે મને ફરમાવ્યું કે :

"નાસિરઅલી શું ઈચ્છો છો ? "

મેં અર્ઝ કરી કે :

"ઝબાન ઈચ્છું છું."

ફરમાવ્યું કે :

"અરે કમ હિમ્મત ! અચ્છા લો ! આ મારા વુઝૂનું બચેલું પાણી પી લો. આપને કાફી થશે."

ઈર્શાદ અનુસાર મેં તે પાણી પી લીધું.

બસ, તે પાણીના પીતાં જ મારો સીનો મઅફિરતે ઈલાહીથી મુનવ્વર થઈ ગયો અને મારી ઝબાનથી એવા ઉમ્દહ શે'ર નીકળવા લાગ્યા કે હું નવાઈ પામ્યો.

### [૭] આપની દુઆની બરકતથી બીમારી દૂર થઈ ગઈ

સાહિબે હઝરાતુલ્ કુદ્સ મૌલાના બદરુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ લખે છે કે :

એક વખત આ ફકીર એવો બીમાર થયો કે ઝિંદગીની ઉમ્મીદ ન રહી. મખ્દૂમઝાદગાં ત્રણે ફકીરની ઈયાદત માટે તશરીફ લાવ્યા. એટલા માટે કે હદથી વધારે અશક્તિ હતી.

એટલે મને વિચાર આવ્યો કે હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂથી આ ગુઝારિશ કરું કે મારો ખાતિમો ખૈરિયતની સાથે થવાની આપ દુઆ ફરમાવો.

આ ખ્યાલ આવતાં જ આપે ફરમાવ્યું કે :

“હદીષ શરીફમાં આવ્યું છે કે :

જો બીમાર ફલાણી દુઆ બીમારીની હાલતમાં પઢે, તો તેનો ખાતિમો ઈમાન પર થશે.”

મેં અર્ઝ કરી કે :

“તંદુરસ્તી માટે પણ દુઆ ફરમાવો.”

હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂએ ફરમાવ્યું :

“અમે તંદુરસ્તી માટે દુઆ કરીએ છીએ.”

તે પછી દુઆ ફરમાવી કે :

“અલ્લાહ તઆલા તમારી બીમારીને તંદુરસ્તીથી બદલી દે.”

આપની દુઆથી ટૂંક સમયમાં હું તંદુરસ્ત થઈ ગયો.

['હઝરાતુલ્ કુદસ', દફતર : ૨, પૃષ્ઠ : ૨૨૭]

## [૮] હઝરતે પોતાનું મુબારક થૂંક આંખોમાં લગાડયું તો આંધળો દેખતો થઈ ગયો

હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂના એક દોસ્ત ફરમાવે છે કે :

એક વખત મારી આંખમાં દુઃખાવો થયો. ઘણો ઈલાજ કરાવ્યો, પરંતુ કોઈ ફાયદો ન થયો. એક શખ્સ એક દવા લાવ્યો અને તેની તા'રીફ કરી. જયારે તે દવા મારી આંખમાં નાંખવામાં આવી તો મારી આંખની રોશની બિલ્કુલ ચાલી ગઈ. થોડી મુદ્દત પછી જયારે હઝરત

હજના સફરથી પાછા તશરીફ લાવ્યા તો એક શખ્સ મારો હાથ પકડીને હઝરતની ખિદમતમાં લઈ ગયો અને હાલત બયાન કરી.

આપે ઘણો અફસોસ કર્યો અને થોડો સમય વિચારવા પછી પોતાનું મુબારક થૂંક મારી આંખોમાં લગાવીને ફરમાવ્યું કે :

"બન્ને હાથો વડે આંખો બંધ કરી લો. ઘરે પહોંચીને ખોલી નાંખશો."

હુકમ અનુસાર ઘરે પહોંચીને આંખો ખોલી તો આંખો બિલ્કુલ રોશન હતી ! ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૧૪૫]

## [૯] આપની દુઆથી નુકસાનકારક દવાથી પણ બીમારને શિફા થઈ ગઈ

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના એક મુરીદે કોઈ અમીરને એક દવા આપી. તે સંજોગવશાત માફક ન આવી. તેની બીમારી વધી ગઈ. અમીર આ વાતથી નારાઝ થઈ ગયો.

તે શખ્સે હઝરતની ખિદમતમાં આખો બનાવ બયાન કર્યો.

હઝરતે મુસ્કુરાઈને ફરમાવ્યું કે :

પહેલાં તો તમે તબીબ ન હતા, હવે અમારા કહેવાથી તબીબ થઈ ગયા. જાઓ, આ જ દવાને ફરીથી આપો, ઈન્શાઅલ્લાહ ફાયદો કરશે.

તે શખ્સે એ દવા ફરી પાછી તે અમીરને આપી, એનાથી તે તંદુરસ્ત થઈ ગયો.

તે પછી તેણે જે દવા પણ કોઈ બીમાર માણસને આપી, (તેનાથી) બીમારને સંપૂર્ણ શિફા નસીબ થઈ.

['હાલાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ', પૃષ્ઠ : ૩૨૧]

## [૧૦] આપની દુઆથી આગ પણ ગુલઝાર થઈ ગઈ

નકલ છે કે એક જાદૂગર જાદૂથી આગ બાંધી દેતો હતો અને લોકોને આ નજરબંદીથી પોતાનો મોહિત બનાવી લેતો હતો.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને આ વાત સાંભળીને ગૈરત આવી અને ઘણી આગ સળગાવીને :

يَا نَارُ كُوْنِیْ بَرْدًا وَّسَلَامًا عَلٰی اِبْرَاهِيْمُ

પઢીને દમ કરી દીધો અને એક શખ્સને હુકમ આપ્યો કે :

“આ આગમાં બેસીને ઝિક્ર કરો.”

જેથી તે શખ્સ આગમાં બેસીને ઝિક્રમાં મશ્ગૂલ થઈ ગયો અને આગ તેના પર ગુલઝાર થઈ ગઈ.

['હાલાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ', પૃષ્ઠ : ૩૧૮]

## [૧૧] આપની નારાઝગીથી આપના દામાદની બીજી પત્ની મૃત્યુ પામી

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના એક દામાદે જે હઝરતનો ભત્રીજો પણ હતો, તેણે છુપી રીતે એક બીજી ઔરત સાથે નિકાહ કરી લીધા.

હઝરતની સાહબઝાદીને જયારે આ વાતની જાણ થઈ તો તે ઘણી ગમગીન થઈ અને જયારે કાબૂ ન રહ્યો તો હઝરતને ખાવિન્દની શિકાયત કરી.

હઝરતની ઝબાનથી બેઈખ્તિયાર (અનાયાસ) નીકળ્યું કે :

“તે (બીજી પત્ની) જરૂર મૃત્યુ પામશે. હવે તેના માટે ખૈરની દુઆ કરો, જેથી તેનો ખાતિમો ખૈરની સાથે થાય.”

એટલે ત્રીજા દિવસે તે પત્નીનો ઈન્તિકાલ થઈ ગયો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૧૪૭]

### [૧૨] નિઃસંતાન ઔરતને આપની દુઆથી નેક ફરઝંદ પૈદા થયો

હઝરતના એક મુરીદને ઔલાદ ન હતી. એક દિવસ તેણે હઝરતની ખિદમતમાં તેના વિષે દુઆની દરખાસ્ત કરી.

હઝરતે ફરમાવ્યું :

ઈન્શા અલ્લાહ આ જ વર્ષે તમારે ત્યાં છોકરો પૈદા થશે, જે સાહિબે મઅના હશે.

જેથી તે જ વર્ષે તેને ત્યાં છોકરો પૈદા થયો, જે પુખ્ત વયનો થઈને હઝરતનો મુરીદ થયો અને સુલૂક હાસિલ કરીને ઉચ્ચ મકામાત પર પહોંચ્યો. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૧૪૮]

### [૧૩] હઝરતના વુઝૂનું બચેલું પાણી પીવાથી અસાધ્ય બીમારી પણ સારી થઈ ગઈ

'મકામાતે મઅસૂમી'માં લખ્યું છે કે :

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિનો એક મુખ્લિસ અમીર બીમાર થઈ ગયો, એના રોગને ડોકટરોએ અસાધ્ય ઠેરવ્યો. જયારે તે ઝિંદગીથી હતાશ થઈ ગયો તો હઝરતની ખિદમતમાં હાજર થઈને અર્ઝ કરી કે :

ડોકટરો તો મને નાઉમ્મીદ કરી ચુકયા છે, જો હઝરત તવજ્જુહ ફરમાવે તો જીવનની ઉમ્મીદ થઈ શકે છે.

હઝરતે તસલ્લી આપી અને ફરમાવ્યું :

"યકીન રાખો, ઈન્શા અલ્લાહ શિફા થઈ જશે."

તે પછી તેને વુઝૂનું બચેલું પાણી પીવા માટે આપ્યું.

જેથી તેની બીમારી દૂર થઈ ગઈ અને શિફા હાસિલ થઈ ગઈ.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૧૪૫]

## મકતૂબાતે મા'સૂમિય્યહ

હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના માનવંત પિતા હઝરત શયખ અહમદ મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિની જેમ મકતૂબાતને જ તબ્લીગનો ઝરિયો બનાવ્યો. એ મકતૂબાતની ત્રણ જિલ્દો છે :

### પહેલી જિલ્દ (પહેલો ગ્રંથ)

- પહેલા ગ્રંથમાં ૨૩૯ મકતૂબાત (પત્રો) છે.
- એને આપના સાહબઝાદહ ખ્વાજા ઉબૈદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ (મુરવ્વિજુશ્શરીઅત)એ હિજરીસન ૧૦૬૩ માં સંપાદિત કર્યા.
- આ પહેલા ગ્રંથનું નામ :
  'દુર્રતુત્તાજ વ જાવીદ વ જમ્એ કમાલાતે નુબુવ્વત' રાખ્યું.

### બીજો ગ્રંથ

- બીજા ગ્રંથમાં ૧૫૮ મકતૂબાત છે.
- એને હઝરત હુજ્જતુલ્લાહ (હઝરત મુહમ્મદ નકશબંદ ષાની) રહમતુલ્લાહિ અલયહિએ હિજરીસન ૧૦૭૨ સંપાદિત કર્યા.
- આ બીજા ગ્રંથનું નામ 'વસીલતુસ્ સઆદત' રાખ્યું.

### ત્રીજો ગ્રંથ

● ત્રીજા ગ્રંથમાં ૨૫૨ મકતૂબાત (પત્રો) છે.
● એને મીર શરફુદ્દીન હુસૈને હિજરીસન ૧૦૭૩ માં સંપાદિત કર્યા.
● એનું નામ : 'મકાતિબાતે કુતુબે ઝમન' રાખ્યું.

## મકતૂબાત વિષે વિશેષ વર્ગીકૃત માહિતી

● ત્રણે દફતર (ગ્રંથો) મળી ૨૩૯ + ૨૫૮ + ૨૫૨ = ૭૪૯ સાતસો ઓગણપચાસ મકાતીબ (પત્રો) છે.
● આપના વાલિદ માજિદ હઝરત શયૂખ અહમદ સરહિંદી મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિના નામે દફતર : ૧ માં નંબર : ૧ થી ૭ પત્રો છે.
● સુલતાને વકત હઝરત ઔરંગઝૈબ આ'લમગીર રહિમહુલ્લાહુના નામે કુલ ૬ (છ) પત્રો છે. દફતર : ૧ ક્રમાંક : ૬૪, દફતર : ૨ ક્રમાંક પાંચ, દફતર : ૩ ક્રમાંક : ૬, ૧૨૨, ૨૨૧ અને ૨૨૭ છે.
● આપના ભાઈઓના નામે નીચે પ્રમાણે પત્રો છે :

(૧) હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત રહમતુલ્લાહિ અલયહિના નામે બે પત્રો છે : દફતર : ૩ ક્રમાંક : ૧, ૬૬
(૨) હઝરત મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિના નામે બે પત્રો છે : દફતર : ૧ ક્રમાંક : ૧૮૦, દફતર : ૩ ક્રમાંક : ૧૪૨

● આપના સાહબઝાદાઓના નામે નીચે પ્રમાણે પત્રો છે :

(૧) હઝરત ખ્વાજા મુહમ્મદ અશરફ રહમતુલ્લાહિ અલયહિના નામે બે પત્રો છે : દફતર : ૧ ક્રમાંક : ૨૨૯, ૨૩૮
(૨) હઝરત ખ્વાજા મુહમ્મદ સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિના નામે છ પત્રો છે : દફતર : ૧ ક્રમાંક : ૧૯, ૨૩૫, દફતર : ૩ ક્રમાંક : ૨૨, ૨૩૨, ૨૪૨, ૨૪૩
(૩) હઝરત ખ્વાજા મુહમ્મદ સિબ્ગતુલ્લાહ રહમતુલ્લાહિ

અલયહિના નામે છ પત્રો છે : દફતર : ૧ ક્રમાંક : ૬૩, ૧૮૯, ૧૯૬, ૨૧૫, ૨૩૧, દફતર : ૩ ક્રમાંક : ૨૫૪

(૪) હઝરત ખ્વાજા મુહમ્મદ સિદીક રહમતુલ્લાહિ અલયહિના નામે બે પત્રો છે : દફતર : ૩ ક્રમાંક : ૭, ૭૦

(૫) હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબૈદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના નામે નવ પત્રો છે : દફતર : ૧ ક્રમાંક : ૬૮, ૧૧૦, ૧૮૩, ૧૯૧, ૧૯૨, ૨૧૯, ૨૩૬, દફતર : ૩ ક્રમાંક : ૧૧૭, ૧૧૮

(૬) હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની રહમતુલ્લાહિ અલયહિના નામે આઠ પત્રો છે : દફતર : ૧ ક્રમાંક : ૬૭, ૧૧૩, ૧૯૩, ૧૯૫, ૨૩૦, દફતર : ૩ ક્રમાંક : ૨૪૫, ૨૪૬, ૨૪૭

● આપના ભાણેજોના નામે નીચે પ્રમાણે પત્રો છે :

(૧) હઝરત શૈખ અબ્દુલ લતીફ રહમતુલ્લાહિ અલયહિના નામે એક પત્ર છે : દફતર : ૩ ક્રમાંક : ૫૩

(૨) હઝરત હાજી શૈખ મુહમ્મદ ફઝલુલ્લાહના નામે બે પત્રો છે : દફતર : ૨ ક્રમાંક : ૧૨૮, દફતર : ૩ ક્રમાંક : ૨૫૦

● આપના ભત્રીજા હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત રહમતુલ્લાહિ અલયહિના નામે નીચે પ્રમાણે આઠ પત્રો છે :

દફતર : ૨, ક્રમાંક : ૧૧૯ દફતર : ૩, ક્રમાંક : ૨, ૧૪૦, ૧૬૮, ૨૦૫, ૨૪૮, ૧૪૧, ૧૯૧

● હઝરત ખ્વાજા મુહમ્મદ બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદહ હઝરત મુહમ્મદ ઉબૈદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના નામે નીચે પ્રમાણે ચાર પત્રો છે :

દફતર : ૧ ક્રમાંક : ૮૫, ૧૨૧, ૧૫૬, ૨૩૦

● આપના હઝારો ખલીફાઓ પૈકી ૭૫ ખલીફાઓના નામે ૨૭૭ પત્રો

છે. જે પૈકી સૌથી વધારે પત્રો નીચે પ્રમાણે છે :

(૧)હઝરત મૌલાના મુહમ્મદ સિદ્દીક પેશાવરી (રહ.) : ૩૦ પત્રો
(૨)હઝરત ખ્વાજા મુહમ્મદ હનીફ કાબુલી (રહ.) : ૨૮ પત્રો
(૩)હઝરત મુલ્લા હસનઅલી પેશાવરી (રહ.) : ૧૨ પત્રો
(૪)હઝરત મિર્ઝા ઉબૈદુલ્લાહ બેગ (રહ.) : ૧૧ પત્રો
(૫)હઝરત શૈખ અબૂલ મુઝફ્ફર બુરહાનપૂરી (રહ.) : ૦૮ પત્રો

● મહિલાઓ (ખવાતીન)ના નામે કુલ આઠ પત્રો છે.

## હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફાઓ

એક રિવાયત મુજબ હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના મુબારક હાથ પર લગભગ નવ લાખ માણસો બયઅત થયા હતા અને સાત હજાર મુરીદોને આપે ખિલાફત આપી હતી.

### [૧] શયૂખ આદમ ઠઠવી રહમતુલ્લાહિ અલયહિ

આપનું મુબારક નામ આદમ, લકબ મખ્દૂમ છે. વાલિદ માજિદનું નામ અબ્દુલ અહદ હતું અને આપનો વંશ હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુથી મળે છે.

આપના ઈલ્મો ફઝલ અને કમાલની એ સ્થિતિ હતી કે ઠઠ્ઠા (સિંધ)થી મુલતાન સુધી આખા સિંધ ઈલાકામાં આપના સમાન કોઈ આલિમ ન હતો.

આ'લમગીર બાદશાહ વિષે ઉલમા અને ફાઝિલોની કદરદાનીની ઘણી ખ્યાતિ હતી, એટલા માટે આપ ઉલમાની એક જમાઅતની સાથે સિંધથી દિલ્હીની તરફ રવાના થઈ ગયા.

જ્યારે સરહિંદ શરીફથી પસાર થયા તો અચાનક આપની મુલાકાત હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ સાથે થઈ ગઈ.

હઝરત આપની ઉચ્ચ લાયકાત જોઈને તા'ઝીમ અને તકરીમ (માન અને સન્માન)ની સાથે પેશ આવ્યા અને ફરમાવ્યું :

"જો આપ પસંદ કરો અને અહીં રહીને મારા બાળકોની તા'લીમ અને તરબિયતના ફર્ઝને અંજામ આપો તો હું આપના ઘરેલું તમામ ખર્ચાઓની કફાલત (બાંહેધરી) માટે તૈયાર છું."

આપે હઝરતના આ નિર્ણયને સ્વીકારી લીધો અને મખ્દૂમઝાદાઓની તા'લીમ અને તરબિયતમાં મશ્ગૂલ થઈ ગયા.

એક દિવસ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ દયાળુ શૈલીમાં આપથી આ મુબારક આયત :

وَالطُّوْرِ وَكِتَابٍ مَّسْطُوْرٍ فِىْ رَقٍّ مَّنْشُوْرٍ وَّالْبَيْتِ الْمَعْمُوْرِ

<u>ભાવાર્થ</u> :

તૂર (પર્વત)ના સોગંદ તથા તે કિતાબના સોગંદ જે લખાયેલી છે. ખુલ્લા વરકોમાં (લખાયેલી છે.) તથા આબાદ ઘરના (સોગંદ) છે.
[સૂરએ 'તૂર', આયત : ૧ થી ૪]

ની તફસીર પૂછી.

આપે ઘણી સ્પષ્ટતાની સાથે મુબારક આયતનું વિવરણ બયાન ફરમાવ્યું. બિલ્કુલ તે જ સમયે જ્યારે આપ વિવરણ ફરમાવી રહ્યા હતા, ત્યારે હઝરતે આપ પર ઈરફાન અને અકીદતની તવજ્જુહ નાંખી. મખ્દૂમ આદમ આ તવજ્જુહથી એટલા પ્રભાવિત થયા કે તત્કાળ બયઅત થઈ ગયા અને લગભગ સાત વર્ષ સુધી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં રહી સુહબતથી

લાભદાયી થતા રહ્યા.

છેવટે હઝરતે ખિલાફતથી સરફરાઝ ફરમાવીને આપને ઠટ્ટા (સિંધ) પાછા જવાની ઈજાઝત આપી.

આપે અર્ઝ કરી કે આદેશનું પાલન તો મારો ફર્ઝ છે, પરંતુ હકીકત આ છે કે સિંધમાં એટલા મશાઈખ છે કે તેમની હાજરીમાં મારી તરફ કોણ રુજૂઅ કરશે.

હઝરતે ફરમાવ્યું :

"જો આખું સિંધ પણ મશાઈખથી ભરેલું હોય તો વાંધો નથી."

જયારે આપ સિંધમાં તશરીફ લાવ્યા તો તાલિબાને હક દૂર દૂરથી ફૈઝ હાસિલ કરવા માટે આપની ખિદમતમાં હાજર થવા લાગ્યા અને મોટા મોટા ઉલમા અને મશાઈખે આપની ખિદમતમાં હાજરીને પોતાની સઆદત સમજી અને પુષ્કળ લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો. આપ પ્રથમ બુઝુર્ગ છે જેમણે સિંધમાં સિલસિલએ આલિયહ નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહનો પ્રચાર અને પ્રસાર કર્યો, નહિતર અહીં સિલસિલએ કાદિરિય્યહ અને સુહરવર્દિયહ પ્રચલિત હતો.

આપનો મઝાર કબ્રસ્તાન મકલી (ઠટ્ટા)માં ઝિયારતગાહે ખાસ અને આમ છે. મઝાર પર શિલાલેખ જરૂર છે, પરંતુ જન્મ અને મરણની તારીખ લખેલી નથી.

આપના બે સાહબઝાદાઓ મખ્દૂમ ફૈઝુલ્લાહ અને મખ્દૂમ અશરફ હતા. આ બન્નેએ પણ હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂની ખિદમતમાં ફૈઝ હાસિલ કર્યો, પણ મખ્દૂમ આદમની વફાતના પાંચ વર્ષ પછી ઈન્તિકાલ થઈ ગયો.

['તઝકિરએ સૂફિયાએ સિંધ', પૃષ્ઠ : ૪૫ થી ૫૦]

આપના ખલીફાઓમાં શયખ અબૂલ કાસિમ ઠઠવી, શયૂખ ઈબ્રાહીમ રૂપડી, સય્યિદ ફતેહ મુહમ્મદ અને શયખ અનસ મશહૂર છે. પરંતુ શયખ અબૂલ કાસિમને જે ખ્યાતિ હાસિલ થઈ તે બીજાઓને નસીબ ન થઈ શકી. મખ્દૂમ અબૂલ કાસિમે શરૂઆતમાં મખ્દૂમ આદમથી જ સિલસિલએ નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહમાં બયઅત કરી. તે પછી સરહિંદ શરીફ પહોંચીને હઝરત ખ્વાજા સૈફુદ્દીનથી સુલૂકની પરિપૂર્ણતા પછી ખિલાફત મેળવી.

જયારે આપ સરહિંદ શરીફથી સિંધ તશરીફ લાવ્યા તો આપે આ સિલસિલાને સિંધમાં આમ કરવા માટે સખ્ત પ્રયાસો કર્યા.

જેથી આપ દરરોજ મજૂરો, કડિયાઓ અને લાકડા વેચનારાઓ વગેરેને બોલાવતા અને આખો દિવસ નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ તરીકા અનુસાર ઝિક્ર અને પ્રવૃત્તિમાં મશ્ગૂલ રાખતા અને સાંજે એક દિવસના વેતન અનુસાર રકમ આપીને મોકલી આપતા.

તે પછી ધીમે ધીમે ભણેલા અને અભણ લોકો સિલસિલામાં દાખલ થવા લાગ્યા અને આપને આમ કુબૂલિયત હાસિલ થઈ ગઈ.

આપ ૭, શા'બાન, ૧૧૩૮ હિજરીસનમાં વફાત પામ્યા.

મખ્દૂમ આદમની નજીક ઠઠ્ઠા (સિંધ)માં આપનો મઝાર છે.

આપના ખલીફાઓમાં મખ્દૂમ મુઈનુદ્દીન ઠઠવી વગેરે છે.

['તઝકિરએ સૂફિયાએ સિંધ', પૃષ્ઠ : ૫૧ થી ૬૨]

**[૨] હાફિઝ અબૂલ ઈસ્હાક રહમતુલ્લાહિ અલયહિ**

શકય છે કે આપના જ વિષે 'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખકે લખ્યું હોય કે :

ખ્વાજા ઈસ્હાક તુર્કસ્તાની હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ

અલયહિના મોટા ખુલફામાંથી હતા. હઝરતે આપને ખિલાફત અતા ફરમાવીને તુર્કિસ્તાન મોકલી આપ્યા, ત્યાં આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ, અહીં સુધી કે ત્યાંનો બાદશાહ પણ આપનો મુરીદ બની ગયો. એક વખત આપ બાદશાહની પાસે બેઠા હતા કે શાહી ખાદિમ તાઝી દ્રાક્ષ લઈને બાદશાહની ખિદમતમાં હાજર થયો.

બાદશાહે અર્ઝ કરી કે :

"હઝરત ! આ દ્રાક્ષ તો હિરાપન્ના જેવી છે."

આપે ફરમાવ્યું કે :

"શું તમે ઈચ્છો છો કે આ દ્રાક્ષ હિરાપન્ના બની જાય ? "

બાદશાહે કહ્યું :

"જો એવું થઈ જાય તો ઘણું સારું છે."

જેથી આપે દુઆ ફરમાવી.

હક સુબ્હાનહૂ વ તઆલાએ આપની દુઆની બરકતથી તે દ્રાક્ષને હિરાપન્ના બનાવી દીધી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૨]

### [૩] મખ્દૂમઝાદહ શૈખ અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર અને હઝરત શયખ સિબ્ગતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મોટા ફરઝંદ છે. બાતિની સુલૂકની તકમીલ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ પાસે કરી. હઝરત આપ પર ઘણાં મહેરબાન હતા. ઝાહિરી ઉલૂમ પોતાના વાલિદ બુઝુર્ગવાર અને ચાચા સાહેબો પાસે હાસિલ કર્યા.

આપ પોતાના ભાઈઓમાં સૌથી વધારે મકબૂલ અને પ્રિય હતા.

આપ હઝરત ખ્વાજા નકશબંદ રહમતુલ્લાહિ અલયહિના દામાદ અને હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના દત્તક અને હઝરત ખ્વાજા મુહમ્મદ અશરફ રહમતુલ્લાહિ અલયહિના ખુસૂસી શાગિર્દ હતા.

હઝરત ખ્વાજા સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની ખાનકાહના અધ્યક્ષ પણ રહ્યા.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના સૌથી નાના પુત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ સિદ્દીક રહમતુલ્લાહિ અલયહિ અને આપ સરખી ઉંમરના હતા.

આપની વફાત ૧૦૮૧ હિજરીસનમાં થઈ. આપને કોઈ સંતાન ન હતું. હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ગુંબદમાં ચબૂતરાની બહાર દક્ષિણ દિશા તરફ દફન કરવામાં આવ્યા. હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ગુંબદમાં જે કબર સૌથી પ્રથમ બની, તે આપની જ છે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૧૭૭]

### [૪] શય્ખુસ્સાલિહ અબૂલ્ મુઝફ્ફર અલ્ હનફી અન્નકશબંદી, બુરહાનપૂરી રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મોટા ખલીફાઓ અને દક્ષિણના ધનવાનોમાંથી હતા. તે પછી આ ઈલાકાના એક મહાન મર્તબહવાળા શયખ થયા.

આપે એક વખત ખ્વાબમાં જોયું કે ઉમ્મતના પુષ્કળ અવલિયા મક્કા મુઅઝ્ઝમામાં હાજર છે અને એવું મા'લૂમ થાય છે કે કોઈ બુઝુર્ગની રાહ જોઈ રહ્યા છે.

એ જ દરમિયાન એક બુઝુર્ગ તશરીફ લાવ્યા અને તમામ હાજરજનો અદબથી ઊભા થઈ ગયા.

પૂછવા પછી મા'લૂમ થયું કે આ બુઝુર્ગ હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ છે.

આ ખ્વાબના કારણે આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં ૧૦૩૮ હિજરીસનમાં હાજર થયા અને એક મુદ્દત સુધી હઝરતની ખિદમતમાં રહીને પુષ્કળ ફાયદાઓ અને બરકતો હાસિલ કરી અને સુલૂકની તકમીલ પછી હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅહની સિફારિશથી ખિલાફતથી સરફરાઝ થઈને બુરહાનપૂર રવાના થઈ ગયા. ત્યાં આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ.

શયૂખ ઈનાયતુલ્લાહ બાલાપૂરી અને બીજા અસંખ્ય માણસોએ આપથી તરીકએ નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ હાસિલ કર્યો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૨]

'નુઝુહતુલ્ ખવાતિર'ના લેખક લખે છે કે :

અબૂલ્ મુઝફર બુરહાનપૂરીએ તરીકતમાં હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂથી બયઅત કરી અને લાંબી મુદ્દત સુધી હઝરતની ખિદમતમાં રહ્યા, અહીં સુધી કે ખિલાફત મેળવી.

હઝરતે આપને બુરહાનપૂર મોકલી આપ્યા, ત્યાં સ્થાયી થઈ ગયા અને ઘણી મકબૂલિયત હાસિલ થઈ.

આપથી શયૂખ ઈનાયતુલ્લાહ બાલાપૂરી અને બીજા લોકોએ પણ તરીકો ગ્રહણ કર્યો.

૧૧૦૮ હિજરીસનમાં બુરહાનપૂરમાં ઈન્તિકાલ થયો.

['નુઝહતુલ્ ખવાતિર', ભાગ : ૬, પૃષ્ઠ : ૧૭ અને ૧૮]

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ મિર્ઝા અમાનુલ્લાહ બુરહાનપૂરીને લખ્યું હતું કે :

"જે કંઈ આપે શયૂખ ઈલ્મુલ્લાહ રહિમહુલ્લાહુ તઆલા રહમતંવ્ વાસિઅહના દોહિત્ર મૌલાના અબૂલ્ મુઝફરના વિષે જોયું છે કે :

જાણે હઝરત ઈશાં (મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિ) તેમની તરફ મુતવજ્જિહ થયા અને જે પોષાક તેઓએ પહેર્યો હતો તેને ઉતારીને તેમને બીજો પોષાક પહેરાવવામાં આવ્યો.

હઝરત આલી (મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂ)એ ફરમાવ્યું :

તેમના પૃષ્ઠને પલટી નાંખવામાં આવ્યું છે.

અને બીજા બનાવમાં હઝરતે ફરમાવ્યું કે :

અમે તેમને પોતાની સાથે લઈ લીધા છે. તે પછી તેમનો મા'મલો બીજો થઈ ગયો છે.

ઘણાં મુબારક છે, ઉમ્મીદ છે કે હઝરત આલી (મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિ)ની ખાસ નિસ્બતથી પુષ્કળ હિસ્સો હાસિલ કરશે. ['મકતૂબાતે મા'સૂમિય્યહ', દફતર : ૧, મકતૂબ : ૨૪]

### [૫] ખ્વાજા અહમદ બુખારી રહમતુલ્લાહિ અલયહિ

ખ્વાજા અહમદ બુખારી બિન ખ્વાજા ખાવિન્દ મહમૂદ અત્તારી નકશબંદી, બુખારી પોતાના સમયના મહાન બુઝુર્ગોમાંથી છે.

તૂરાનના બાદશાહ અબ્દુલ અઝીઝના સંદેશવાહક તરીકે હિન્દૂસ્તાન આવ્યા અને શા'બાન, ૧૦૭૨ હિજરીસનમાં લાહોરમાં

ઈન્તિકાલ થયો.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફાઓમાંથી છે. ['તલ્ખીસ વ તર્જમહ' : ૨૫૫]

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

આપથી ઘણાં ઈર્શાદ થયા અને આપના મુરીદોમાં સાહિબે કશ્ફ અને કરામત બુઝુર્ગો થયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૩]

**[૬] ખ્વાજા અઝગવાન ખતાઈ રહમતુલ્લાહિ અલયહિ**

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મોટા ખલીફાઓમાંથી છે. હઝરતે આપને ખિલાફત અતા ફરમાવીને ખતા (ચીન) દેશમાં મોકલ્યા. ત્યાં આપના પ્રયત્નોથી દીને ઈસ્લામને ઘણી પ્રગતિ થઈ. ત્યાંના ઘણાં સરદારો અને વિદ્રોહીઓ આપના હાથ પર મુસલમાન થઈને મુઅતકિદ અને મુરીદ થઈ ગયા. આપના હલ્કહમાં સવારે અને સાંજે અસંખ્ય માણસો શરીક થતા હતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૧]

**[૭] મિર્ઝા અમાનુલ્લાહ બુરહાનપૂરી રહમતુલ્લાહિ અલયહિ**

આપ પણ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓમાંથી મા'લૂમ થાય છે, કારણ કે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ એક મકતૂબમાં આપને લખ્યું છે :

એક બનાવમાં પૈગમ્બરે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને તમામ હઝરાતે આપને કઅ્બએ મુઅઝ્ઝમહની ઉપર લઈ લીધા અને કઅ્બએ મુઅઝ્ઝમહની દીવાલને પૂરો કરવાનો હુકમ ફરમાવ્યો અને ફરમાવ્યું :

"(આ કામ) તને સોંપ્યું છે."

અને તકમીલ (પૂર્ણતા) પછી તે હઝરાતે ફરમાવ્યું કે :

"જામહ (કઅ્બહનો ગિલાફ) પણ તું જ પહેરાવ."

આપે તે હઝરાતની મદદથી કઅબએ મુઅઝ્ઝમહને મુબારક કાપડ (ગિલાફ) પહેરાવ્યો.

તે પછી તમામ હઝરાતે મુબારકબાદ આપીને મુસાફહ કર્યો.

આ બનાવ ઘણો ઉચ્ચ છે, તેનાથી કઅ્બએ મુઅઝ્ઝમહની સાથે કામિલ મુનાસબત મા'લૂમ થાય છે. હક સુબ્હાનહૂ વ તઆલા તેની હકીકતથી કંઈક હિસ્સો અતા ફરમાવે.

(થોડી લીટીઓ પછી આપ એક બીજો બનાવ લખે છે) હું જોઉં છું કે ફકીરનો હુલ્યહ (દેખાવ) હઝરત આલી (મુજદ્દિદે અલ્ફેષાની) કુદ્દિસ સિર્રુહૂના હુલ્યહ (દેખાવ) જેવો છે અને આ હાલત સ્પષ્ટ રીતે નજર આવી. હૈરત ઘણી વધી ગઈ કે આ કોણ જુએ છે અને કઈ વસ્તુનું અવલોકન કરે છે !

હઝરત ફરમાવે છે :

"હકીકતમાં બન્ને એક જ છે, જેવું નજર આવી રહ્યું છે."

(હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ એના જવાબમાં લખ્યું કે : )

"મારા મખ્દૂમ ! જે કંઈક આપે બનાવમાં જોયું છે, જો ખારિજ (બહાર)માં એવું હોય તો આ કુતુબુલ્ અકતાબનો મકામ છે અને તમામ આલમનું આ રીતે તવજ્જુહ કરવું તેનાથી સંબંધ ધરાવે છે.

તેનો ખુલાસો આ છે કે કયારેક એવું થાય છે કે મુરીદે સાદિક ફના ફિશ્શયખ થવાના કારણે શૈખની મખ્સૂસ હાલતને પોતાની અંદર મહેસૂસ કરે છે અને શયખની સાથે એકતા પૈદા કરી લેવાના સમયે પોતાના આઈનામાં શૈખના કમાલાતનું નિરીક્ષણ કરે છે.''
['મકતૂબાતે મા'સૂમિય્યહ', દફતર : ૧, મકતૂબ : ૨૪]

**[૮] શૈખ અનવર નૂરસરાઈ, લાહોરી રહમતુલ્લાહિ અલયહિ**

આપ હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત અને ઈશારાના કારણે ૧૦૪૦ હિજરીસનમાં હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને મુરીદ બન્યા અને સુલૂકની તકમીલ પછી હઝરતે આપને ખિલાફત અતા ફરમાવીને સરહિંદ શરીફથી ૩૬ માઈલ પશ્ચિમની તરફ 'નૂર મહલ' મોકલી આપ્યા, ત્યાં આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ.
['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૫]

હઝરતે આપના વિષે ઉમ્દહ બશારતો ફરમાવી અને આપે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના બાતિની અહેવાલ વિષે કેટલીક કિતાબો પ્રગટ કરી, જેમાંથી એક 'કષીરુલ્ હિદાયત' મશહૂર છે. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૩૯]

**[૯] શયૂખ બાયઝીદ રહમતુલ્લાહિ અલયહિ**

શયૂખ બાયઝીદ બિન હઝરત શયૂખ બદીઉદ્દીન બિન રફીઉદ્દીન અનસારી, સહારનપૂરી નકશબંદી મશાઈખમાંથી હતા અને શયૂખ બાયઝીદના વાલિદ શયખ બદીઉદ્દીન હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂના મશહૂર ખલીફા હતા.

શયૂખ બાયઝીદનો જન્મ સહારનપૂરમાં થયો અને ત્યાં જ

ઉછેર પામ્યા. આપ પોતાના વાલિદ બુઝુર્ગવારથી ઈલ્મ હાસિલ કરીને સરહિંદ શરીફ પહોંચ્યા. ત્યાં હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિથી બયઅત કરી અને એક મુદ્દત સુધી તરીકએ આલિયહ નકશબંદિયહ મુજદિદિય્યહના ઝિક્રો અને પ્રવૃત્તિઓની પાબંદી કરીને રૂહાની ફાયદાઓ હાસિલ કર્યા, અહીં સુધી કે ઈલ્મ અને મઅરિફતમાં વિશાળ અનુભવ હાસિલ થઈ ગયો અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ આપને ખિલાફતથી સરફરાઝ ફરમાવ્યા અને આપ સહારનપૂર આવીને ઈર્શાદના મસ્નદ પર બેસી ગયા. ઘણાં મશહૂર બુઝુર્ગોએ આપથી સુલૂક તય કર્યો.

સંતોષી અને તવક્કુલવાળા બુઝુર્ગ હતા. દર્સ અને લાભ પહોંચાડવામાં મશ્ગૂલ રહેતા હતા.

સહારનપૂરમાં જ સોમવારના દિવસે ૧૧૦૦ હિજરીસનમાં ઈન્તિકાલ ફરમાવ્યો અને ત્યાં જ આપનો અનવારથી ભરપૂર મઝાર છે. ['નુઝહતુલ્ ખવાતિર', ભાગ : ૫, પૃષ્ઠ : ૮૮]

**[૧૦] શય્ખ બદરુદ્દીન સુલતાનપૂરી રહમતુલ્લાહિ અલયહિ**

આપ પોતાના સમયના શ્રેષ્ઠ ઉલમામાંથી હતા. ખ્વાબમાં હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ઝિયારત થઈ અને તે જ સમયથી હઝરતની મુલાકાતનો શોખ પૈદા થઈ ગયો.

છેવટે હઝરતની બરકતવંત ખિદમતમાં હાજર થઈને મુરીદ થયા. ઝિક્ર અને દીની પ્રવૃત્તિ સિવાય બાકી સમયમાં હઝરતના સાહબઝાદાઓની તા'લીમમાં પ્રયત્નશીલ રહ્યા.

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

આપની એક ખુસૂસિયત આ પણ છે કે આપ હઝરતના તમામ

સાહબઝાદાઓના ઉસ્તાદ છે.

એક મુદ્દત બા'દ હઝરતે આપને ખિલાફત આપીને સરહિંદ શરીફથી પંદર માઈલ પશ્ચિમ દિશા તરફ સુલતાનપૂર શહેર મોકલી આપ્યા. ત્યાં આપનો ઘણો ફૈઝ જારી રહ્યો.

(આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની સાથે હજ્જે બયતુલ્લાહ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝહની ઝિયારતથી પણ મુશર્રફ થયા. 'યવાકીતુલ્ હરમૈન' અર્થાત્ 'સફરનામએ હરમૈન'માં આપનો ઉલ્લેખ છે.)

આપના સાહબઝાદા અખૂન નજમુદ્દીન પણ પોતાના વાલિદની સાથે હઝરતની ખિદમતમાં હાજર થયા અને સુલૂકની પરિપૂર્ણતા પછી ખિલાફત મેળવી અને ઘણાં લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૫, ૨૩૯]

### [૧૧] સૂફી પાયન્દહ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખકે બે હઝરાતનો ઉલ્લેખ કર્યો છે.

(૧) સૂફી પાયન્દહ તલા વિષે લખે છે કે :

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મોટા ખલીફા છે. એક મુદ્દત સુધી હઝરતની ખિદમતમાં રહીને બાતિની સુલૂકની તકમીલ કરીને ખિલાફત મેળવી. પોતાના મશાઈખના તરીકા પર ઘણા આજ્ઞાંકિત હતા.

આપથી પુષ્કળ ખવારિક ઝાહિર થયા. તેમાંથી એક આ હતું કે પીળું કાગળ મોઢામાં નાંખીને રૂપિયા બનાવીને હકદારોને આપતા હતા, એટલા જ માટે આપને 'પાયન્દહ તલા' કહેવામાં આવે છે.

(૨) સૂફી પાયન્દહ પ્લાસ પોશ હતા. આપ પણ હઝરતના

ખલીફાઓમાંથી હતા. વરઅ (પરહેઝગારી), તકવા, ઝુહદ, તવક્કુલમાં બેનઝીર (અજોડ) હતા. પ્લાસના પાંદડાઓને જોડીને પહેરતા હતા એટલે 'પ્લાસ પોશ' કહેવાયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૫, ૨૩૯]

સૂફી પાયન્દહ મુહમ્મદની એક નાનકડી કિતાબ 'મજમઉલ્ બહરયૂન' અમારી નજર સમક્ષ છે. જેમાં લખેલું છે કે :

સિલસિલએ આલિયહ નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ અને સિલસિલએ આલિયહ કાદિરિય્યહની તકમીલ પછી જ્યારે આપને ખલીફએ મુજાઝ બનાવવામાં આવ્યા તો આપે ઉપર જણાવેલ બન્ને સિલસિલાઓના શજરહ નવા અંદાઝથી એવી રીતે સંપાદિત કર્યા કે જો દરેક લીટીના તમામ પહેલાં અક્ષરો ભેગા કરી લેવામાં આવે તો હઝરાતે નકશબંદિય્યહના માનવંત નામો બની જશે. એ જ રીતે જો દરેક લીટીના તમામ અંતિમ અક્ષરો ભેગા કરી લેવામાં આવે તો તેનાથી હઝરાતે કાદિરિય્યહના નામો થઈ જશે.

### [૧૨] હાફિઝ પીર મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ

આપ અત્યંત મુત્તકી અને પરહેઝગાર હતા. ઝાહિરી ઈલ્મમાં પણ આપને કમાલ હાસિલ હતો. આપના તમામ મુરીદ આલિમ, ફાઝિલ હતા. આપ ઝુહદ અને તવક્કુલ, કનાઅત (સંતોષ) અને ઈસ્તિગ્ના (નિસ્પૃહતા)માં બેનઝીર (અજોડ) હતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૮]

અને 'નુઝુહતુલ્ ખવાતિર'માં છે :

અશ્શયખુલ્ આલિમુલ્ ફકીહ પીર મુહમ્મદ જુનૈદી નેક ઉલમામાંથી હતા.

આપે હઝરત શયખ અહમદ દેવબંદી (હઝરત મુજદ્દિદે

અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફા) પાસે તરીકતની તા'લીમ હાસિલ કરી અને લાંબી મુદત સુધી તેમની ખિદમતમાં રહ્યા, અહીં સુધી કે આપે પોતાના પીર બુઝુર્ગવારથી ઈલ્મ અને મઅરિફતમાં કમાલ હાસિલ કર્યો. તે પછી જુનૈદમાં સ્થાયી થઈ ગયા, જે હિસાર જિલ્લાનો એક કસ્બહ છે.

આ'લમગીર બાદશાહ પોતે પોતાના હાથ વડે આપને પત્રો લખ્યા કરતો હતો અને આપ પર ઘણો મહેરબાન હતો.

અલ્લામહ સહારનપૂરીએ લખ્યું છે કે :

આપે પોતાની ઝિંદગી દર્સ અને તદરીસ (શિખવા અને શીખવવા)માં વીતાવી અને લોકોને ઘણો ફાયદો પહોંચાડયો.

['નુઝહતુલ્ ખવાતિર', ભાગ : ૫, પૃષ્ઠ : ૯૭]

### [૧૩] હબીબુલ્લાહ હિસારી સુમ્મલ્ બુખારી રહિમહુલ્લાહ

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

એક વખત આપ હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી અલયહિર્રહમહના મઝાર પર ફાતિહાખ્વાની માટે ગયા. અચાનક ત્યાં ઊંઘ આવી ગઈ, તો ખ્વાબમાં જોયું કે :

ઉત્તર દિશા તરફથી ઘણાં લોકો આવી રહ્યા છે અને દરેકના હાથમાં નૂરની એક મશાલ છે. વચમાં સ્ટેજ પર એક બુઝુર્ગ તશરીફ ફરમા છે.

પૂછવાથી ખબર પડી કે એ બુઝુર્ગ હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ છે.

આ ખ્વાબને જોતાં જ આપ સરહિંદ શરીફ પહોંચ્યા અને હઝરતથી બયઅત થઈને ખિલાફતથી મુશર્રફ થયા. તે પછી બુખારા

તશરીફ લઈ ગયા.

આપ ખુરાસાન અને મા વરાઉન્નહરના સૌથી મહાન શૈખ હતા. લગભગ ચારસો મુરીદોને ખિલાફતથી સરફરાઝ કર્યા.

અમુક લોકોએ ખલીફાઓની સંખ્યા ચાર હઝાર લખી છે.

આપના પછી આપના સાહબઝાદહ શયૂખ નુઅમાન ગાદી પર બેઠા. ['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૩૦, ૨૩૬]

['નુઝહતુલ્ ખવાતિર', ભાગ : ૫]

**[૧૪] શયૂખ ઝૈનુલ્ આબિદીન યમની રહમતુલ્લાહિ અલયહિ**

આપ યમનના મહાન આલિમ હતા. દર્સ અને તદરીસ છોડીને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયા અને બાતિની સુલૂકની તકમીલ પછી ખિલાફત અને ઈજાઝતથી સરફરાઝ થઈને મદીનહ મુનવ્વરહ ચાલ્યા ગયા, ત્યાં ઘણાં લોકોએ ફૈઝ હાસિલ કર્યો. ['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૪]

**[૧૫] મુલ્લા સજાવલ રહમતુલ્લાહિ અલયહિ**

અખૂન અબ્દુલ હક સજાવલ, આપ પણ હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદ્દિસ સિર્રુહૂના ખલીફા છે. ઝાહિરી અને બાતિની બન્ને ઉલૂમના અનુભવી હતા.

'શર્હે વિકાયહ' ફારસી ભાષામાં આપે પોતાના પીર અને મુર્શિદના નામે કરી છે.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૬]

**[૧૬] મીર શર્ફુદ્દીન હુસૈન રહમતુલ્લાહિ અલયહિ**

મીર શર્ફુદ્દીન હુસૈન બિન મીર ઈમાદુદ્દીન મુહમ્મદનિલ્ હુસૈની

અલ્ હરવી અન્દજાની લાહોરી હઝરત ઉર્વતુલ્ વુસ્કાના ખાસ ખલીફાઓમાંથી હતા. બાતિની સુલૂકની તકમીલ પછી ખિલાફતથી મુશર્રફ થયા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૨]

આપે મખ્દૂમઝાદએ આલી મર્તબત હઝરત ખ્વાજા સૈફુદ્દીન કુદ્દિસ સિર્રુહૂની ફરમાઈશ પર મકતૂબાતે મા'સૂમિય્યહનું દફતર : ૨ સંપાદિત કર્યું અને તેનું ઐતિહાસિક નામ 'વસીલતુસ્સઆદત' (૧૦૭૨ હિજરીસન) રાખ્યું. અફસોસ એ વાતનો કે આપના હાલાત મા'લૂમ થઈ શકયા નહિ.

### [૧૭] ખ્વાજા અબ્દુર્રહમાન રહમતુલ્લાહિ અલયહિ

આપ ફિરાઆસમાન તુર્કિસ્તાની ઈલાકાના રહેવાસી હતા અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ખાસ ખલીફાઓમાંથી હતા. આપે સુલૂક તય કરવામાં ઘણી તકલીફો ઉઠાવી. તકમીલ પછી હઝરતે આપને ખિલાફત અને ઈજાઝતથી સરફરાઝ ફરમાવીને તુર્કિસ્તાન મોકલી આપ્યા, ત્યાં અસંખ્ય તુર્કીઓ આપના મુરીદ થયા અને પુષ્કળ કરામતો આપથી ઝાહિર થઈ.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૧]

### [૧૮] મુલ્લા અબ્દુર્રઝ્ઝાક રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના સાહિબે જઝબએ કવી ખલીફા હતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૫]

શકય છે કે આપ શયૂખ અબ્દુર્રઝ્ઝાક લાહોરી હોય, જેમનો ઉલ્લેખ 'નુઝહતુલ્ ખવાતિર' ભાગ : ૫, પૃષ્ઠ : ૨૧૯ પર આ રીતે કરેલો છે.

અશ્શયખુલ્ આલિમુસ્સાલિહુ અબ્દુર્રઝ્ઝાક બિન અબ્દુલ્ વહ્હાબ બિન અબ્દુલકાદિર બિન મુહમ્મદ બિન ઝૈનુલ્ આબિદીન બિન અબ્દુલકાદિર મુહમ્મદ શરીફ અલ્હસની ઈલાચી લાહોરી.

આપ ફઝલો સલાહ (મહેરબાની અને સમાધાન)માં મશહૂર હઝરાતમાંથી છે. પોતાના વાલિદ બુઝુર્ગવારથી તરીકો પ્રાપ્ત કર્યો અને હરમૈન શરીફૈન ગયા અને હજ તથા ઝિયારતથી મુશર્રફ થયા. ત્યાંના શૈખથી પણ ફાયદો હાસિલ કર્યો. તે પછી હિન્દૂસ્તાન આવીને લાહોરમાં સ્થાયી થયા.

૨૨, ઝીલકદ, ૧૦૬૮ હિજરીસનમાં આપનો ઈન્તિકાલ થયો.

**[૧૯] ખ્વાજા અબ્દુસ્સમદ કાબુલી રહમતુલ્લાહિ અલયહિ**

આપ કાબુલથી બે કોસના અંતરે 'દબિયહ યા'કૂબી' એક ગામના ખ્વાજાઝાદામાંથી હતા. જયારે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની કાબુલમાં શોહરત થઈ તો બેઈખ્તિયાર હઝરતની ખિદમતમાં હાજર થયા અને મુરીદ થઈને મુદ્દત સુધી સુહબતનો ફૈઝ હાસિલ કરતા રહ્યા. હઝરતે મહેરબાની કરીને આપને ખિલાફત અતા ફરમાવીને વતન મોકલી આપ્યા. ત્યાં આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ, બલ્કે એક ઝમાનામાં કાબુલની સત્તા પણ આપની ઔલાદને હાસિલ હતી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪, ૨૩૮]

**[૨૦] શયખ અબ્દુલ કરીમ કાબુલી રહમતુલ્લાહિ અલયહિ**

આપ પણ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓમાંથી હતા.

હઝરતે એક મકતૂબ (પત્ર)માં આપને લખ્યું છે :

આપના અહેવાલ અને અતવારના ઈસ્તિકામતના જે સમાચાર સાંભળવામાં આવે છે, (તે) ખૂશીનું નિમિત્ત થાય છે. (થોડી લીટીઓ પછી) અને એકાંતવાસી તથા એકલતાની તરફ ઘણાં વધારે પ્રોત્સાહિત રહે અને જે લોકોને આપે તરીકતની તા'લીમ આપી છે, તેમના અહવાલમાં મશ્ગૂલ રહે અને આપને જેટલી તઅદાદ (સંખ્યા) માટે તરીકો શિખવવાની ઈજાઝત આપવામાં આવી હતી, જો તઅદાદ (સંખ્યા) પૂરી થઈ ગઈ હોય તો વધુ એટલી સંખ્યામાં લોકોને તરીકાની તા'લીમ આપી શકો છો.

['મકતૂબાતે મા'સૂમિય્યહ', દફતર : ૨, મકતૂબ : ૧૪]

## [૨૧] શયૂખ અબ્દુલ્ લતીફ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિના ભત્રીજા, શયૂખ અબ્દુલકાદિરના ફરઝંદ, હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ભાણેજ, હઝરત ખદીજાના સાહબઝાદહ છે.

આપે સુલૂકની તકમીલ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં કરી. તે પછી હઝરત ખ્વાજા સૈફુદીન રહમતુલ્લાહિ અલયહિની ખિદમતથી પણ ફૈઝ હાસિલ કર્યો.

(તેઓ) શરીઅત અને તરીકતના ઘણાં પાબંદ હતા. ઝાહિરી ઈલ્મ પણ કમાલ દર્જાનો હાસિલ હતો.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૧, પૃષ્ઠ : ૩૧૭]

## [૨૨] શયૂખ અબ્દુલ્લાહ કહવચી રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ખાસ મુરીદ અને ખલીફા હતા. હઝરતના માટે કહવહ બનાવવાની ખિદમત આપને હવાલે હતી, એટલા જ માટે કહવચી લકબ પડી ગયો.

સુલૂકની તકમીલ પછી હઝરતે આપને ખિલાફત અતા ફરમાવીને મક્કા મુઅઝ્ઝમા મોકલી દીધા, ત્યાં ઘણાં લોકો આપના મુરીદ થયા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૦]

**[૨૩] શયૂખ ઉમર અલ્હઝરમી રહમતુલ્લાહિ અલયહિ**

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફા અને યમનના શ્રેષ્ઠ ઉલમામાંથી હતા. દર્સ અને તદરીસ (પઢવા–પઢાવવાનું કામ) છોડીને હઝરતની ખિદમતમાં હાજર થયા અને સુલૂકની તકમીલ કરીને ખિલાફત મેળવી. જો કે હઝરતના તરફથી શાફિઈ મઝહબની ઈજાઝત હતી, પરંતુ આપે હઝરતના અનુસરણમાં હનફી મઝહબ પસંદ કર્યો. યમનમાં આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૪]

આપના વિષે 'નુઝહતુલ્ ખવાતિર' ભાગ : ૫, પૃષ્ઠ : ૨૮૯ માં છે :

શયૂખ ઉમર અલ્હઝરમી : અસ્સય્યિદુશ્શરીફ ઉમર બિન અલી બિન અબ્દુલ્લાહ બિન અલી બિન ઉમર બિન સાલિમ બિન મુહમ્મદ બાઅલવી અશ્શાફિઈ અલ્હઝરમી મશહૂર ઝાહિદોમાંથી છે.

આપ સબ્ર, તસ્લીમ તથા રઝામાં મુમતાઝ હતા.

ઝિફાર (મસ્કત અને ઓમાન)માં ૧૦૧૨ હિજરીસનમાં જન્મ થયો. આપ બાપના ઘણા લાડલા હતા, એટલે આપના વાલિદ બુઝુર્ગવારે આપની તરબિયતનો ઘણો ખ્યાલ રાખ્યો. તે પછી પોતાના પિતરાઈ ભાઈ સય્યિદ અકીલ બિન ઈમરાન બાઉમર અલવીની સુહબત ઈખ્તિયાર કરી અને તેમની તા'લીમ અને તરબિયતથી લાભદાયી થયા. અને તેમણે આપને ખિલાફતથી સરફરાઝ ફરમાવ્યા. આપ સાહિબે કરામત બુઝુર્ગોમાંથી હતા.

૧૦૬૨ હિજરીસનમાં હિન્દૂસ્તાન તશરીફ લાવ્યા અને સય્યિદ અબીબક્ર બિન હુસૈન ફકીહ બીજાપૂરીથી ખિલાફત હાસિલ થઈ અને બીજાપૂરમાં જ સ્થાયી થઈ ગયા.

આપના ખાદિમ મુહમ્મદ બિન કશકાશનું બયાન છે કે :

મેં આપની ઘણી કરામતો જોઈ છે અને આપ મને તે કરામતોને ગુપ્ત રાખવાની તા'કીદ ફરમાવ્યા કરતા હતા.

તેમાંથી એક કરામત આ છે કે :

જયારે આપ કમજોર થઈ ગયા તો વફાતની રાત્રે આપે મને ફરમાવ્યું કે :

જો તું કોઈ અનોખી વસ્તુ જુએ તો ગભરાતો નહિ.

રાતના અંતિમ ભાગમાં મેં એક નૂર જોયું, જેનાથી દરેક વસ્તુ મુનવ્વર થઈ ગઈ. એ જોઈને મારા દિલમાં હૈબત અને ધ્રુજારી પૈદા થઈ ગઈ. તે પછી હું આપની નજીક ગયો તો આપને મૃત્યુ પામેલ જોયા.

['નુઝહતુલ્ ખવાતિર', ભાગ : ૫, પૃષ્ઠ : ૨૮૯]

**[૨૪] હાજી મુહમ્મદ અફઘાન રહમતુલ્લાહિ અલયહિ**

આપ પણ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓમાંથી છે. હઝરતે પોતાના એક મક્તૂબમાં આપને લખ્યું છે :

આપે પોતાના માટે અને પોતાના મુરીદો માટે તવજ્જુહાતની દરખાસ્ત કરી હતી. કયારેક કયારેક તવજ્જુહ કરવામાં આવે છે. ઈન્શા અલ્લાહ, વધુ તવજ્જુહ કરવામાં આવશે.

['મક્તૂબાતે મા'સૂમિય્યહ', દફતર : ૧, મક્તૂબ : ૩૩]

**[૨૫] ખ્વાજા મુહમ્મદ હનીફ કાબુલી રહમતુલ્લાહિ અલયહિ**

મખ્દૂમઝાદાઓ પછી આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના સૌથી મહાન અને પ્રથમ ખલીફા છે. આપ કાબુલના અકાબિરીનમાંથી હતા.

હઝરત ખ્વાજા મીર મુહમ્મદ નુઅમાન રહમતુલ્લાહિ અલયહિથી આપના ઘણાં સંબંધો હતા. મીર સાહબ મૌસૂફે ૧૦૩૭ હિજરીસનમાં આપને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં સરહિંદ શરીફ લઈ જઈને મુરીદ બનાવ્યા.

આપની ઉચ્ચ લાયકાતના કારણે હઝરત આપ પર ઘણાં મહેરબાન હતા.

તકમીલે સુલૂક પછી હઝરતે આપને ખિલાફત અતા ફરમાવીને કાબુલ મોકલી દીધા, ત્યાં અસંખ્ય લોકો આપના મુરીદોના વર્તુળમાં દાખલ થઈ ગયા. ['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૧]

ખ્વાજા સાહબ તસર્રુફાતે અઝીમહ અને ખવારિકે કરીમહ ધરાવતા હતા.

હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના કાબુલના નિવાસ દરમિયાન જયારે બીજા નિકાહ થયા તો સંજોગવશાત નિકાહની રાત્રે આધાશીશીના દુઃખાવાની તકલીફ થઈ ગઈ અને આપ એવા બીમાર થઈ ગયા કે બિસ્તર પરથી ઉઠી ન શકયા.

ખ્વાજા મુહમ્મદ હનીફ રહમતુલ્લાહિ અલયહિ હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે :

"લોકો રાહ જોઈને બેઠા છે. નિકાહના માટે તશરીફ લઈ ચાલો."

હઝરતે પોતાની હાલત બયાન કરી.

ખ્વાજા સાહિબે તસર્રુફ કરીને તે દુઃખાવાને પોતાના પર લઈ લીધો અને હઝરતે શિફા મેળવી અને નિકાહ માટે તશરીફ લઈ ગયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૩૪]

ખ્વાજા મુહમ્મદ હનીફ રહમતુલ્લાહિ અલયહિ પોતાના પીરો મુર્શિદના જીવનમાં જ મસ્નદ નશીનીના પિસ્તાલીસમાં વર્ષે (અર્થાત ૧૦૭૮ હિજરીસન)માં વફાત પામ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૧૪૦]

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને આપની વફાતનો ઘણો સદમો થયો અને પોતાના મોટા સાહબઝાદહ હઝરત શયખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિને તઅઝિયતના માટે કાબુલ મોકલ્યા. ત્યાંના તમામ તબકાના લોકો મૌસૂફ સાહબઝાદહથી મુરીદ થયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૧૪૦]

આપનો મઝાર કાબુલની નજીક મામાખાતૂ ગામમાં છે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૩૪]

### [૨૬] શયખ મુહમ્મદ ખલીલુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત ખાઝિનુર્રહમહ ખ્વાજા મુહમ્મદ સઈદ કુદ્દિસ સિર્રુહૂના છઠ્ઠા ફરઝંદ છે. આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મુરીદ થયા અને તરીકતની તા'લીમ હઝરતની જ ખિદમતમાં હાસિલ કરી, પરંતુ તકમીલ ન થઈ શકી હતી કે હઝરતનો ઈન્તિકાલ થઈ ગયો. તે પછી હઝરત હુજ્જતુલ્લાહની ખિદમતમાં તકમીલ કરી. હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ અને

હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ આપના હકમાં ઘણી ખૂશખબરી આપી હતી.

આપ ઈલ્મ અને હિલ્મ (સહિષ્ણુતા) તથા વરઅ (પરહેઝગારી) અને તકવાથી કમાલ દર્જાએ આરાસ્તહ હતા. શરીઅત અને તરીકતના ઘણાં પાબંદ હતા.

૧૧૩૧ હિજરીસનમાં આ ફાની દુનિયાથી કૂચ ફરમાવી અને હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂની કબરની પાસે પશ્ચિમ તરફ દફન કરવામાં આવ્યા અર્થાત હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિ અને આપની કબર દરમિયાન માત્ર એક દીવાર છે. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૧, પૃષ્ઠ : ૩૦૪, ૩૦૫]

### [૨૭] મીર મુહમ્મદ ઝાહિદ રહમતુલ્લાહિ અલયહિ

મીર મુહમ્મદ ઝાહિદ બિન કાઝી અસ્લમ હિરાતી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ખાસ દોસ્તોમાંથી હતા. ઈલ્મે ઝાહિર અને બાતિનમાં કમાલ હાસિલ હતો. હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં બાતિની સુલૂક કામિલ તૌર પર હાસિલ કરીને ખિલાફત મેળવી. આપ પોતાના સમયના શ્રેષ્ઠ આલિમ હતા. ઈલ્મે મન્તિક (તર્કશાસ્ત્ર)થી સંબંધિત એક કિતાબ આપે લખી હતી. તે સિવાય આપની બીજી પણ કિતાબો છે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૦]

આપે શર્હે મવાકિફ અને બીજી દર્સી કિતાબો પર પણ હાશિયાઓ લખ્યા. ['મઆષિરુલ્ ઉમરાઅ', ભાગ : ૩, પૃષ્ઠ : ૮૨]

શાહજહાં બાદશાહે રમઝાનુલ્ મુબારક, ૧૦૬૪ હિજરીસનમાં આપને કાબુલમાં ઉચ્ચ હોદ્દા પર મુકર્રર કર્યા અને આ'લમગીરે

આપને પોતાના લશ્કરના કોટવાલ મુકર્રર કર્યા. તે પછી કાબુલની સદારત તફવીઝ કરી.

૧૧૦૧ હિજરીસન મુતાબિક ૧૬૮૯ ઈસ્વીસનમાં આપનો ઈન્તિકાલ કાબુલમાં થયો. ['મઆષિરુલ્ કિરામ', પૃષ્ઠ : ૨૦૮, ૨૦૯]

### [૨૮] મુહમ્મદ શાકિર રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓમાંથી છે. સાહિબે ફના અને બકા હતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૫]

શકય છે કે આપ જ મૌલાના બદરુદ્દીન સરહિંદી સાહિબે હઝરાતુલ્ કુદસના પુત્ર મુહમ્મદ શાકિર હોય. જેમણે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના હજના સફરનામહ 'યવાકીતુલ્ હરમૈન' નો 'હસનાતુલ્ હરમૈન'ના નામથી ફારસી ભાષામાં અનુવાદ કર્યો હતો.

### [૨૯] ખ્વાજા મુહમ્મદ શરીફ બુખારી રહમતુલ્લાહિ અલયહિ

આપ બુખારાના મશહૂર આલિમ હતા. ઈલ્મે મા'કૂલ અને મન્કૂલમાં એ અજોડ હતા. હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓથી બાતિની સુલૂક હાસિલ કરીને હઝરતની ખિદમતમાં હાજર થયા. હઝરતે આપને વિલાયતે ષલાષહ, કમાલાતે નુબુવ્વત અને હકાઈકે ષલાષહની ખૂશખબરી આપીને ખિલાફત અતા ફરમાવી. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૩, ૨૫૧]

### [૩૦] શયખ મુહમ્મદ શરીફ કાબુલી રહમતુલ્લાહિ અલયહિ

આપ ખ્વાજા મુહમ્મદ સિદ્દીક પેશાવરીના ખાસ મુરીદ હતા. ખ્વાજા સાહેબે સુલૂકની તકમીલ પછી આપને ખિલાફત અતા ફરમાવીને કાબુલ મોકલી આપ્યા, ત્યાં આપને ઘણી મકબૂલિયત

હાસિલ થઈ અને પુષ્કળ મખ્લૂક આપના વર્તુળમાં શામિલ થઈ ગઈ.

બનવા જોગ કે આપ શયતાની વસવસાઓના કારણે ખૂદપસંદી અને તકબ્બુરના શિકાર થઈ ગયા, અહીં સુધી કે પોતાના પીર ખ્વાજા મુહમ્મદ સિદ્દીકથી પણ પોતાને મોટા બુઝુર્ગ સમજવા લાગ્યા અને ખ્વાજા સાહબથી સંબંધ તોડી નાંખ્યો.

ખ્વાજા સાહબને આપની આ હરકતોથી ઘણો રંજ પહોંચ્યો, અહીં સુધી કે નારાઝ થઈને નિસ્બત લઈ લીધી.

['રવૂઝતુલ્ કય્યૂમિય્યહ', રૂકન : ૨, પૃષ્ઠ : ૩૦, ૩૧]

ખ્વાજા સાહબે વિસ્તૃત પત્ર હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં પણ મોકલી આપ્યો.

હઝરત તે પત્રના જવાબમાં લખ્યું કે :

"મારા મખ્દૂમ ! તેણે જે બેઅદબી કરી છે, તે માત્ર આપની જ સાથે નથી કરી, બલ્કે આ સિલસિલાના બુઝુર્ગોની સાથે પણ કરી છે. જયારે કે આપ તેના પીર છે, આપ તેનાથી ઉદાસીન રહેશો તો અમારા માટે તેના સાથે શું મિત્રતા રહેશે ?

પ્રતિકારની શકિત તે ફકીરમાં ઘણી ઓછી છે. બે વાકયો ગૈરતના તકાઝાથી તેને લખી મોકલ્યા છે, જો તેણે કબૂલ કર્યા તો સારું છે. નહિતર તે જાણે અને તેનું કામ."

['મકતૂબાતે મા'સૂમિય્યહ', દફતર : ૧, મકતૂબ : ૧૧૧]

અને એક મકતૂબ તન્બીહ રૂપે શયૂખ મુહમ્મદ શરીફને પણ નીચે પ્રમાણે લખ્યો :

હમ્દો સલાત બા'દ બયાન કરવામાં આવે છે.

આ દરમિયાન સાંભળવામાં આવ્યું કે તમે મૌલાના મુહમ્મદ

સિદ્દીકને, જેઓ તમારા પીર છે તેમને રંજ પહોંચાડયો છે અને ઉદ્ધતાઈ અને બેઅદબીઓ કરી છે અને પહેલાંના સુલૂકમાં ઘણાં પરિવર્તનો આવી ગયા છે અને મૌલાના તમારાથી ઘણાં ગમગીન છે, એટલી હદ સુધી કે મા'મલો બેઝારી અને ઈજાઝત પાછી લઈ લેવા સુધી પહોંચી ગયો છે.

જે વિનમ્રતાઓ અને ખુદા તલબીઓ તમારાથી ઝાહિર થતી હતી તેનાથી આ બાબત ઘણી જ ધારણા વિરુદ્ધ અને અત્યંત જ નવાઈકારક છે !

જ્યારે તમે પોતાના પીર સાથે સંબંધ તોડી નાંખો છો, તો પછી કોની સાથે સંબંધ જોડો છો ? કદાચ અલ્લાહ તઆલા જલ્લ શાનુહૂથી પણ સંબંધ તોડવા ઈચ્છો છો ?

મુરીદોએ વિના કારણે પીર સાથે સંબંધ તોડવો જોઈએ નહિ અને મખ્લૂકની રઝામંદીના માટે ખાલિક તઆલા શાનુહૂ સાથે સંબંધ તોડી શકાતો નથી.

કેટલી તકલીફ પહોંચાડનારી વાત છે કે દુનિયાથી હક્કો ઉઠી ગયા. હવે તમારા જેવા લોકોથી પણ આ પ્રકારની અયોગ્ય હરકતો ઝાહિર થાય છે.

બસ, દોસ્તો અને ઈરાદતમંદોથી એ'તિમાદ ઉઠી ગયો. (હવે તો કદાચ તમારી જેમ) જે કોઈ માણસ તરબિયત હાસિલ કરી લેશે અને કંઈક કુબૂલિયત મેળવી લેશે, કંઈક સફાઈ (પોતાની અંદર) જોશે. તે પીરથી અનાદર અને મિત્રતાને ત્યજી દેવાનું ઈખ્તિયાર કરી લેશે. انا للہ وانا الیہ راجعون

['મકતૂબાતે મા'સૂમિય્યહ', દફતર : ૧, મકતૂબ : ૧૧૨]

આ મકતૂબના પહોંચવાથી શયૂખ મુહમ્મદ શરીફ ઘણાં ગભરાયા અને પરેશાન થઈને પોતાના પીરની ખિદમતમાં નદામત

અને શરમિંદગીના પત્રો લખ્યા.

ઉપરાંત હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં પણ નદામત અને પસ્તાવાનો એક પત્ર મોકલ્યો.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુને આપની હાલત પર દયા આવી અને મૌલાના મુહમ્મદ સિદ્દીકને એક સિફારિશી મકતૂબ લખ્યો.

છેવટે મુહમ્મદ શરીફ કાબુલી પેશાવર પહોંચ્યા અને પોતાના ચહેરા પર કાળાશ લગાવીને પાઘડી ગળામાં નાંખીને પોતાના પીર મૌલાના મુહમ્મદ સિદ્દીકની ખિદમતમાં હાજર થયા અને માફી માંગી.

મૌલાનાને પણ આપની હાલત પર દયા આવી ગઈ અને માફ કરી દીધા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૩૦, ૩૧]

**[૩૧] હાફિઝ મુહમ્મદ સાદિક કાબુલી રહમતુલ્લાહિ અલયહિ**

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મોટા ખલીફાઓમાંથી છે.

જયારે આ'લમગીર બાદશાહે હઝરતથી દરખાસ્ત કરી કે :

આપ પોતાના કોઈ ખલીફાને મારી પાસે મોકલી આપો, જેથી હું તેની સુહબતથી લાભદાયી થઈ શકું.

તો હઝરતે આપને બાદશાહની ખિદમતમાં મોકલી આપ્યા.

બાદશાહે આપની સુહબતથી ઘણો ફાયદો ઉઠાવ્યો અને લશ્કરના અકષર લોકો આપના મુરીદ થઈ ગયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૦]

**[૩૨] મૌલાના મુહમ્મદ સિદ્દીક પેશાવરી રહમતુલ્લાહિ અલયહિ**

(આપ તે જ મૌલાના મુહમ્મદ સિદ્દીક છે જેમના ખલીફા

શયૂખ શરીફ કાબુલીથી નારાઝગીનો ઉલ્લેખ ઊપર આવી ગયો છે.) આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મોટા ખલીફા અને તૂરાનના ખ્વાજાઝાદામાંથી હતા.

મુરીદ થવાના હાલાત એવી રીતે બયાન કરે છે કે હું એક વખત બલ્ખથી સમરકંદ જઈ રહ્યો હતો. રસ્તામાં કેટલાક લોકો સાથે મુલાકાત થઈ, જેઓ હિન્દૂસ્તાન જઈ રહ્યા હતા.

મા'લૂમ થયું કે (તેઓ) હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં જઈ રહ્યા છે.

હું આ પરિસ્થિતિ જોઈને હેરાન રહી ગયો કે આ ઝમાનામાં પણ એવા શયખ મૌજૂદ છે જેની ખિદમતમાં આ રીતે પુષ્કળ લોકો હાજર થઈ રહ્યા છે !

આ બનાવથી મારા દિલમાં પણ હઝરતની ઝિયારતનો શોખ પૈદા થઈ ગયો અને મેં ઈસ્તિખારહ કર્યો તો ખ્વાબમાં જોયું કે :

> "ફરિશ્તાઓ આસમાનથી ઉતરી રહ્યા છે અને કહી રહ્યા છે કે અમે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ઝિયારત માટે જઈ રહ્યા છીએ."

ખ્વાબથી જાગવા પછી હું એક જમાઅતની સાથે થઈ ગયો જે હઝરતની ખિદમતમાં જઈ રહી હતી અને સરહિંદ શરીફ પહોંચીને હઝરતથી બયઅત થઈ ગયો.

'રવૂઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

મૌલાના મુહમ્મદ સિદ્દીકને સુલૂકની તકમીલ પછી ખિલાફતથી મુશર્રફ ફરમાવીને પેશાવર મોકલી આપ્યા, ત્યાં આપને આમ કુબૂલિયત હાસિલ થઈ. ઘણાં લોકોએ આપના કારણે સીધો માર્ગ

અપનાવ્યો અને ખિલાફત મેળવી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૩૪]

**[૩૩] હાજી મુહમ્મદ આશૂર રહમતુલ્લાહિ અલયહિ**

હાજી મુહમ્મદ આશૂર બિન હાજી મીરઝા મુહમ્મદ અલ્ બુખારી અલ્ હુસૈની, હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મોટા ખલીફાઓમાં અને ખાસ અહબાબમાંથી હતા.

હઝરત આપ પર અત્યંત મહેરબાન હતા.

તરીકતના સુલૂકની તકમીલ પછી હઝરતે આપને ખિલાફત અતા ફરમાવી. આપ મુશ્કેલ પરિસ્થિતિઓમાં પણ અટલ રહેનારા હતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૩૮]

મખ્દૂમઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિના ઈર્શાદ પર આપે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાતનું ત્રીજું દફતર સંપાદિત કર્યું. જેનું નામ 'મકાતિબાતે કુતુબે ઝમાં' છે.

**[૩૪] હાજી મુહમ્મદ ફઝ્લુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ**

- આપ હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂની સાહબઝાદી હઝરત ખદીજા રહિમહલ્લાહુના દીકરા હતા.
- હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની નેક સાહબઝાદી સાથે નિકાહ થયા હતા.
- આપે તરીકતનો સુલૂક હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ પાસે હાસિલ કર્યો અને હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિની સુહબતથી કમાલ સુધી પહોંચ્યા.
- આપને ઝાહિરી ઉલૂમમાં પણ કમાલ હાસિલ હતો. નબી સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમની સુન્નતના ઘણાં પાબંદ અને બિદઅતથી સખ્ત નફરત કરનાર હતા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૧, પૃષ્ઠ : ૩૧૮]

**[૩૫]હાફિઝ મુહમ્મદ મુહસિન રહમતુલ્લાહિ અલયહિ**

આપ હઝરત શયૂખ અબ્દુલહક મુહદ્દિષે દહેલ્વી રહમતુલ્લાહિ અલયહિની ઔલાદમાં (નવાસા) હતા.

ઉલૂમે અકલિયહ અને નકલિયહના જ્ઞાની અને પોતાના ઝમાનાના ઉલમામાં મુમ્તાઝ હતા.

દિલ્હી શહેરના બુદ્ધિશાળીઓમાંથી કોઈ પણ તેમની સામે બોલી શકતા ન હતા. તે પછી અલ્લાહ તઆલાની રહબરીની કશિશથી હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયા અને તરીકતના સુલૂકમાં મશ્ગૂલ થઈ ગયા.

છેવટે તરીકએ આલિયહ નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહની તકમીલ પછી ખિલાફત મેળવી.

વર્અ (પરહેઝગારી) અને તકવા તથા ઝુહદ અને રિયાઝતમાં અજોડ હતા.

આપથી હઝરત નૂર મુહમ્મદ બદાયૂની રહમતુલ્લાહિ અલયહિ અને બીજા હઝરાતે તરીકો અપનાવ્યો.

૧૧૪૭ હિજરીસનમાં આપની વફાત થઈ.

આપનો મઝાર દિલ્હીમાં હઝરત શયૂખ અબ્દુલહક મુહદ્દિષે દહેલ્વી રહમતુલ્લાહિ અલયહિના મકબરાના પશ્ચિમ દિશા તરફ એક ચબૂતરા પર છે. ['ખઝીનતુલ્ અસ્ફિયાઅ',પૃષ્ઠ : ૬૨૬]

**[૩૬] મુલ્લા મુહસિન કાબુલી રહમતુલ્લાહિ અલયહિ**

આપ પણ હઝરતના ખલીફાઓમાંથી છે.

આપ પોતાનો એક બનાવ બયાન કરે છે કે :

રમઝાનુલ્ મુબારકમાં હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ એ'તિકાફમાં હતા. હું આપની ખિદમતમાં હાજર થયો (મેં) જોયું કે આપ આરામ ફરમાવી રહ્યા છે અને મુબારક ચહેરા પર ચાદર નાંખેલી છે. હું આહિસ્તાથી બેસી ગયો અને દિલમાં કહ્યું કે :

ગફલતની ઊંઘ મા'લૂમ પડે છે, જો કે અવલિયાએ કિરામને ઊંઘ આવવી જોઈએ નહિ.

આ ખતરાના આવતાં જ આપે માથું ઉઠાવ્યું અને આ શે'ર પઢયો :

**સહર કરિશ્મએ વસ્લશ બ ખ્વાબ મી દીદમ,**
**ઝહે મરાતિબ ખ્વાબે કે બિહ ઝ બેદારીસ્ત.**

[હું તેના મિલનના કરિશ્માનો જાદૂ ખ્વાબમાં જોઉં છું, એવા ખ્વાબના મર્તબાઓ જાગૃતઅવસ્થાથી ઘણાં દર્જા બેહતર છે.]

આ જવાબે મને ચોંકાવી નાંખ્યો અને પોતાના કુસૂરની માફીનો તલબગાર થયો.

['ખઝીનતુલ્ અસ્ફિયાઅ',પૃષ્ઠ : ૬૦૪, 'હઝરાતુલ્ કુદ્દસ' ૨ / ૨૬૧]

**[૩૭] શયખ મુહમ્મદ યૂસુફ રહમતુલ્લાહિ અલયહિ**

આપ મુલતાનના મશહૂર ગરદેઝી ખાનદાનના પીરઝાદહ અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ખાસ ખલીફાઓમાંથી હતા. હઝરત આપ પર ઘણાં મહેરબાન હતા અને સુલૂકની તકમીલ પછી ખિલાફત અતા ફરમાવીને આપને મુલતાન મોકલી આપ્યા, જ્યાં આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ. ત્યાંના આજુબાજુના લોકોમાં

આપના ઝરીએ તરીકએ નકશબંદિયહ મુજદ્દિદિયહનો ઘણો રિવાજ થયો. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૦]

### [૩૮] શયૂખ મુરાદ શામી રહમતુલ્લાહિ અલયહિ

આપ હિન્દૂસ્તાનના મશાઈખ અને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મોટા ખલીફાઓમાંથી હતા.

આપમાં ઈલ્મી કાબિલિયત વધારે ન હતી, પરંતુ ઈલાહી ઈશ્કના જઝબહના કારણે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને મુરીદ થયા. હઝરતે પણ આપ પર ઘણી શફકત અને મહેરબાની ફરમાવી અને ખુસૂસી તવજ્જુહની સાથે ઘણી થોડી મુદ્દતમાં ખિલાફત અતા ફરમાવીને શામ દેશ માટે રવાના કરી દીધા. એટલા માટે કે શયૂખ બન્ને પગથી મા'ઝૂર હતા. એટલા માટે આપે અર્ઝ કરી કે :

હું એક કમઝોર અને પગ વગરનો માણસ છું. ઉપરાંત મારી પાસે ઈલ્મી પૂંજી પણ નથી, એટલે ત્યાં મારાથી આ તરીકએ આલિયહની શી તબ્લીગ થશે ?

હઝરતને ફરમાવ્યું કે :

"મેં ખ્વાજગાને આલિયહની રાયથી તમારી પસંદગી કરી છે, એટલા માટે કોઈ પણ પ્રકારની ચિંતા ન કરો. ઈન્શાઅલ્લાહ કામિયાબી મળશે."

તે પછી ફરમાવ્યું કે :

"પ્રથમ મા વરાઉન્નહર જઈને શયૂખ હબીબુલ્લાહ સાથે મુલાકાત કરો. તે પછી ઈરાનના માર્ગે શામ દેશ પહોંચીને બયતુલ્ મુકદ્દસમાં સ્થાયી થઈ જાઓ."

જેથી આપે એવું જ કર્યું અને થોડા દિવસ શૈખ હબીબુલ્લાહની ખિદમતમાં રોકાઈને ઈરાન થઈને શામ પહોંચી ગયા. ત્યાંના ઉલમા અને મશાઈખે, જેઓ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મુરીદ હતા, તેમણે આપનું સ્વાગત કર્યું અને ઘણી ઈઝ્ઝત સાથે બયતુલ્ મુકદ્દસમાં રોકાવાની વ્યવસ્થા કરી. ત્યાં આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ અને મોટા મોટા ઉલમા અને મશાઈખ આપના વર્તુળમાં શામિલ થવા લાગ્યા અને પુષ્કળ લોકો આપના મુરીદ થઈ ગયા.

જયારે રૂમના બાદશાહને ખબર પડી કે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ પોતાના એક ખલીફા બયતુલ્ મુકદ્દસ મોકલ્યા છે તો તેણે આપના વ્યકિતગત ખર્ચ માટે એક લાખ દીનાર અને ખાનકાહના ખર્ચ પેટે ત્રણ લાખ દીનાર વાર્ષિક મુકર્રર કરી દીધા. એ ઉપરાંત પણ કામિયાબીઓ થવા લાગી.

નકલ છે કે :

જયારે આપ પ્રથમ વખત હજ માટે તશરીફ લઈ ગયા, તો પગની મા'ઝૂરીના કારણે તખ્ત પર બેસીને હરમ શરીફમાં હાજર થયા અને તે તખ્ત પર જ તવાફ અને હજના અરકાન અદા કર્યા અને આ શર્ફ તેનાથી પહેલાં કોઈ વલી અથવા બાદશાહને હાસિલ ન થયો હતો અને જયારે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુ હજ માટે તશરીફ લઈ ગયા તો ત્યાંના ખર્ચાઓમાં મોટો ભાગ શયૂખ મુરાદનો જ હતો.

ઉપરાંત હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની રહમતુલ્લાહિ અલયહિ બે વખત હજ માટે તશરીફ લઈ ગયા, તો બન્ને વખત શયૂખ મુરાદની ખિદમતમાં હાજર થઈને તમામ ખર્ચાઓ બરદાશ્ત કર્યા અને દરેક પ્રકારની ખિદમત કરી.

શયૂખ મુરાદ શામ, રૂમ, અરબ અને યમન દેશના તમામ

મશાઈખથી વધારે બુઝુર્ગ હતા. ઘણાં લોકો આપની બરકતવંત સુહબતથી ફૈઝ હાસિલ કરીને કમાલ સુધી પહોંચ્યા અને ખિલાફત મેળવી. શયૂખ મુરાદના ઈન્તિકાલ પછી તેમના સાહબઝાદહ શયૂખ મુહમ્મદ સજ્જાદહ નશીન અને ખાનકાહના મુતવલ્લી (ટ્રસ્ટી) બન્યા. બીજા સાહબઝાદહ શયૂખ મુસ્તફા હતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૭૪, ૭૫, ૭૬, ૨૩૬, ૨૩૭]

## [૩૯] મીરક મુઈનુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ

મીરક મુઈનુદ્દીન બિન મીરક હુસૈન બિન મીર કમાલ બિન મીર હસન ખવાફી હિરાતી.

મીર હસન ખવાફ કસ્બાના હિરાતના ઉપનગરના રહેવાસી હતા.

મીર કમાલ પોતાના પુત્ર મીરક હુસૈનની સાથે અકબરી દૌરમાં હિન્દૂસ્તાન આવ્યા. મીરક હુસૈને જહાંગીરના દરબારમાં ઘણી ઈઝ્ઝત મેળવી અને પોતાના પુત્ર મીરક મુઈનુદ્દીનની તા'લીમ અને તરબિયતનો ઘણો ખ્યાલ રાખ્યો. જેથી મીરક મુઈનુદ્દીન ઉલૂમ હાસિલ કરવા બા'દ શાહી નોકરી પર નિયુકત થઈ ગયા. ૧૦૫૦ હિજરીસનમાં શાહજહાંના દૌરમાં અજમેર પ્રાંતનો ફોજનો પગાર અને અહેવાલ લખવાનું કામ આપને હવાલે થયું.

શયૂખ મઅરૂફ ભકરીએ પોતાના સંકલન 'ઝખીરતુલ્ ખવાનીન'માં (જે ૧૦૬૦ હિજરીસનનું પ્રકાશન છે) લખ્યું છે કે :

મીરક હુસૈન ખવાફીના પુત્ર મીરક મુઈનુદ્દીનના બાપ–દાદાની બુઝુર્ગી આફતાબથી વધારે રોશન છે.

મીરક મુઈનુદ્દીન આ જવાનીના આલમમાં વિચાર શકિત અને

દુરંદેશી તથા હુસ્ને ખતની અંદર પરિપૂર્ણ દિલેરી રાખતા હતા.

'મઆષિરુલ્ ઉમરા'ના લેખકે આપની ઘણી પ્રશંસા કરી છે.

મીરક મુઈનુદ્દીન ૧૦૬૪ હિજરીસનમાં શાહજહાંની તરફથી દીવાની ખિદમત અને ફોજનો પગાર તથા મુલતાન પ્રાંતનો અહેવાલ લખવાના કામથી મુમ્તાઝ થયા. પંજાબના લોકો આપના ઈલ્મ અને તકવાને જોઈને મુરીદોની જેમ પેશ આવતા હતા. આ ઈલાકામાં આપ મીરકજીના નામથી મશહૂર હતા. મુલતાનથી બે કોસના અંતરે એક બાગ અને એક હવેલી બનાવી, જે કોટલા મીરકજીના નામથી મશહૂર છે. આ'લમગીરના ઝમાનામાં આપને કાબુલના દીવાન (મંત્રી) અને અમાનતખાંના ખિતાબથી નવાઝવામાં આવ્યા. તે પછી દીવાની પ્રાંત લાહોર અને તે પછી દક્ષિણની દીવાની વગેરે પર નિયુકત થયા.

આપનો ઈન્તિકાલ ૧૦૯૫ હિજરીસનમાં થયો અને ઔરંગાબાદ શહેરના દક્ષિણ દિશા તરફ શાહ નૂર હમામીની દરગાહ નજીક દફન કરવામાં આવ્યા. 'શરઅતુલ્ ઈસ્લામ' કિતાબનો અનુવાદ આપે કર્યો હતો.

આપના સાત પુત્રો અને આઠ પુત્રીઓ હતી. એક પુત્રનું નામ કાઝિમખાં હતું, જેઓ 'મઆષિરુલ્ ઉમરા'ના લેખક સમ્સામુદ્દૌલહ શાહનવાઝ (વફાત : ૧૧૭૧ હિજરીસન)ના દાદા હતા.

['મઆષિરુલ્ ઉમરા' ભાગ : ૧, પૃષ્ઠ : ૨૫૪ થી ૨૬૩,
ભાગ : ૨, પૃષ્ઠ : ૧૪૦]

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખકે આપને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મોટા ખલીફાઓમાં શુમાર કર્યો છે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૪૨]

## [૪૦] નવાબ મુકર્રમખાં રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના મોટા ખલીફાઓમાંથી હતા. આપનું ઝાહિર શરીઅતથી સુશોભિત અને બાતિન તરીકતથી વિભૂષિત હતું. આપ બારગાહે ઈલાહીના મકબૂલ બંદાઓ અને પવિત્ર આશિકોમાંથી હતા. શરૂઆતમાં આલમગીર બાદશાહના અધ્યક્ષોમાં શામિલ હતા અને ઘણાં પ્રતિષ્ઠા અને દબદબાના માલિક હતા.

તે પછી અલ્લાહ તઆલાની ઈનાયતના જઝબાએ આપને ખેંચી લીધા અને આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને મુરીદ થઈ ગયા અને હઝરતની તવજ્જુહની બરકતથી ઉચ્ચ દર્જાએ નિયુક્ત થયા.

એક દિવસ સુલૂકના ગલબાની હાલતમાં આલમગીરે આપને પૂછ્યું કે :

"નવાબ સાહબ ! આપની ઉંમર કેટલી છે ? "

આપે જવાબ આપ્યો :

"ચાર વર્ષ."

બાદશાહ આ જવાબ સાંભળીને મુસ્કુરાયા.

આપે અર્ઝ કરી કે :

"તઅજ્જુબની કોઈ વાત નથી. મેં જેટલી ઉંમર (અર્થાત ચાર વર્ષ) પોતાના મુર્શિદની ખિદમતમાં વીતાવી છે. બસ, એ જ મારી અસલી ઉંમર છે. બાકી ઉંમર તો આખિરતનો વબાલ છે."

નવાબ મુકર્રમખાંને ત્યાં દસ્તરખ્વાન પર ઘણાં તકલ્લુફાત

(અનેક જાતના પકવાનો) થતા હતા, જે ઉડાઉ ખર્ચની મર્યાદા સુધી પહોંચી ગયા હતા.

પરંતુ હઝરત મીર્ઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવ્યા કરતા હતા કે :

"જે માણસ નવાબ સાહબના દસ્તરખ્વાનથી ખાવાનું ખાય છે તેનું નૂર એટલું વધી જાય છે જાણે તેણે બે રકા'ત નફલ નમાઝ અદા કરી છે."

આપની વફાત ૧૧૪૮ હિજરીસનમાં એકસો વીસ વર્ષથી વધુ ઉંમરમાં થઈ. ['ખઝીનતુલ્ અસ્ફિયાઅ', પૃષ્ઠ : ૬૨૭]

### [૪૧] સય્યિદ અખૂન મૂસા રહમતુલ્લાહિ અલયહિ

આપ નન્ગરહા, કાબુલના આસપાસના વિસ્તારના રહેવાસી હતા.

એક મુદત હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં સુહબતનો ફૈઝ હાસિલ કરીને ખિલાફત મેળવી. હઝરતે આપને પોતાના વતનમાં તબ્લીગની ગર્ઝથી મોકલી દીધા, ત્યાં આપને આમ કુબૂલિયત નસીબ થઈ. પુષ્કળ મખ્લૂક આપથી મુરીદ થઈ અને ઘણાં લોકોએ ખિલાફત મેળવી.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૩૮]

### [૪૨] સૂરતી અટકવાળા એક ખલીફા રહમતુલ્લાહિ અલયહિ

#### હઝરત મુલ્લા અતાઉલ્લાહ સૂરતી રહમતુલ્લાહિ અલયહિ

'અનવારે મા'સૂમિયહ' કિતાબમાં આપનો ટૂંકો પરિચય આ પ્રમાણે આપ્યો છે :

- આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના જૂના અહબાબમાં છે.
- સુલૂકની પરિપૂર્ણતા બા'દ હઝરતે આપને ખિલાફત અર્પણ કરી.
- હઝરતે આપને બંદરગાહ સૂરત મોકલ્યા. ત્યાં આપને આમ કુબૂલિયત મળી.
- ખૂબ જ મુસ્તકીમુલ્ અહવાલ બુઝુર્ગ હતા.
- હઝરત ઉર્વતુલ્ વુસ્કાના મુબારક રોઝહ માટે આપે એક કુર્આન શરીફ પોતાના હાથે લખ્યું હતું જે લંબાઈ–પહોળાઈમાં ઘણું મોટું હતું.

['અનવારે મા'સૂમિયહ', પૃષ્ઠ : ૩૪૮]

હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત શરીફ (મુબારક પત્રો)ના ત્રીજા ગ્રંથમાં આપના નામે બે પત્રો નંબર : ૨૭ અને ૮૮ છે.

પત્ર નંબર : ૮૮ માંથી અહીં થોડો અંશ નમૂના તરીકે નકલ કરવામાં આવે છે.

હઝરતે આપને લખ્યું છે કે :

"આપે લખ્યું છે કે અહલો અયાલ (પરિવાર)ના નફકહ (ભરણપોષણ)થી અસંતોષના કારણે (રોઝી મેળવવા માટે હું) કુર્આન મજીદની કિતાબત (સુલેખન)માં મશ્ગૂલ રહું છું.

મારી ખ્વાહિશ આ છે કે તમામ તઅલ્લુકાત (સંબંધો)ને છોડી દઉં અને (જિંદગીના) આ (બાકી રહેલા) થોડા શ્વાસોને ઝિક્રમાં વાપરી દઉં.

આપના હુકમનો ઈન્તિઝાર છે.

જવાબમાં હઝરતે લખ્યું છે કે :

મારા મખ્દૂમ !

અહલો અયાલ (પરિવાર)નો નફકહ (ભરણપોષણ) વાજિબાતમાંથી છે. એની ચિંતા કરવી પણ અનિવાર્ય છે. (એટલે) હલાલ રોઝી પણ કમાઓ અને બાકીના સમયમાં ઝિક્ર–ફિક્રમાં મશ્ગૂલ રહો. બલ્કે આ નેક નિસ્બતથી રોઝી કમાવું ઝિક્રમાં દાખલ થઈ જાય છે."

['મકતૂબાત શરીફ' ગ્રંથ : ૩, પત્ર : ૮૮]

આપના વિષે વધારે વિગતો મળી શકી નથી.

## [૪૩] સૂરતી અટકવાળા બીજા બુઝુર્ગ

### હઝરત શૈખ નૂર મુહમ્મદ સૂરતી રહમતુલ્લાહિ અલયહિ

હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત શરીફ (મુબારક પત્રો)ના ત્રીજા ગ્રંથમાં આપના નામે એક પત્ર નંબર : ૨૮ છે.

એમના વિષે પણ વધારે વિગતો મળી શકી નથી.

# આધારગ્રંથો


## [અ]

[૧] 'અબરીઝ' : હઝરત અબ્દુલઅઝીઝ દિબાગ રહમતુલ્લાહિ અલયહિ
[૨] 'અખ્બારુલ્ અખ્યાર' : હઝરત શૈખ અબ્દુલહક મુહદ્દિષ રહિમહુલ્લાહ
[૩] 'અઝકારે મઅ્સૂમિય્યહ' : હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહ
[૪] 'અન્સાબુલ્ અન્જાબ' : હઝરત ખ્વાજા મુહમ્મદ હસન જાન રહિમહુલ્લાહ
[૫] 'અહસનુત્તકવીમ' : હઝરત મૌલાના મુ. હિદાયતઅલી નકશબંદી (રહ.)
[૬] 'અનવારે મા'સૂમિય્યહ' : હઝ. મૌ. સય્યિદ ઝવ્વાર હુસૈન શાહ (રહ.)

## [ઉ]

[૭] 'ઉસૂલે ફિકહ ઔર શાહ વલીયુલ્લાહ (રહ.)' : ડો. મુહમ્મદ મઝહર બકા
[૮] 'ઉલમાએ હિન્દકા શાનદાર માઝી' : મૌલાના મુહમ્મદ મિયાઁ
[૯] 'ઉમ્દતુલ્ મકામાત' : ખ્વાજા મુહમ્મદ ફઝલુલ્લાહ રહિમહુલ્લાહ

## [ક]

[૧૦] 'કલિમાતે તય્યિબાત' : અબૂલ ખૈર મુહમ્મદ બિન અહમદ
[૧૧] 'કલિમાતે બાકી' : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહ
[૧૨] 'કોહે નૂર હીરેકી સરગુઝશ્ત' : રહબર ફારૂકી

## [ખ]

[૧૩] 'ખઝીનતુલ્ અસફિય્યહ' : મુફતી ગુલામ સરવર લાહોરી

## [ગ]

[૧૪] 'ગુલશને વહદત' : હઝરત ખ્વાજા અબ્દુલ અહદ વહદત રહિમહુલ્લાહ

[જ]

[૧૫] 'જવાહિરે ઉલુવિય્યહ' : હઝરત મૌલાના અબ્દુર્રઊફ અહમદ
[૧૬] 'જવાહિરે મુજદ્દિદિય્યહ' : ખ્વાજા અહમદ હુસૈન અમરોહવી
[૧૭] 'જવાહિરે મા'સૂમિય્યહ' : ખ્વાજા અહમદ હુસૈન અમરોહવી

[ઝ]

[૧૮] 'ઝુબ્દતુલ્ મકામાત' : હઝરત મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.)
[૧૯] 'ઝખીરતુલ્ ખવાનીન' : ડોકટર સય્યિદ મુઈનુલ્ હક

[ત]

[૨૦] 'તારીખુલ્ ઉમ્મત' : હઝરત મૌલાના અસલમ જયરાજપૂરી
[૨૧] 'તખ્તે તાઊસ' : મૌલવી અબ્દુલ લતીફખાં કુશ્તહ
[૨૨] 'તઝકિરતુલ્ ખલીલ' : હઝરત મૌલાના આશિક ઈલાહી મીરઠી (રહ.)
[૨૩] 'તઝકિરતુર્રશીદ' : હઝરત મૌલાના આશિક ઈલાહી મીરઠી (રહ.)
[૨૪] 'તઝકિરએ સૂફિયાએ સિંધ' : એ'જાઝુલ્ હક કુદ્દૂસી
[૨૫] 'તઝકિરહ ઉલમાએ હિન્દ' : અનુવાદક : પ્રોફેસર મુહમ્મદ અય્યૂબ કાદરી
[૨૬] 'તફસીરે મઝહરી' : હઝરત કાઝી સનાઉલ્લાહ પાનીપતી રહિમહુલ્લાહ
[૨૭] 'તકવીમે તારીખી' : અબ્દુલ કુદ્દૂસ હાશમી
[૨૮] 'તલ્ખીસ વ તર્જમહ મકતૂબાતે મા'સૂમિય્યહ' : મૌલાના નસીમ અહમદ અમરોહવી રહમતુલ્લાહિ અલયહિ

[દ]

[૨૯] 'દુર્રે લાસાની' : હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી નકશબંદી (રહ.)

[ન]

[૩૦] 'નુઝહતુલ્ ખવાતિર' : અલ્લામહ અબ્દુલ હય લખનવી રહિમહુલ્લાહ
[૩૧] 'નફહાતુલ્ ઉન્સ' : હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી રહિમહુલ્લાહ

[બ]

[૩૨] 'બઝમે તૈમૂરિય્યહ' : સય્યિદ મિસ્બાહુદ્દીન અબ્દુર્રહમાન
[૩૩] 'બઝમે સૂફિય્યહ' : સય્યિદ મિસ્બાહુદ્દીન અબ્દુર્રહમાન

[મ]

[૩૪] 'મઆસિરુલ્ ઉમરાઅ' : અનુવાદક : ડોકટર મુહમ્મદ ઐયૂબ કાદરી
[૩૫] 'મઆસિરિ આલમગીરી' : મુહમ્મદ સાકી મુસ્તઈદ ખાં
[૩૬] 'મુસલમાનોંકા ઉરૂજ વ ઝવાલ' : મૌલાના સઈદ અહમદ અકબરાબાદી
[૩૭] 'મિશ્કાત' : ઈમામ અબૂ મુહમ્મદ હુસૈન
[૩૮] 'મુઆશરતી વ ઈલ્મી તારીખ' : ડોકટર સય્યિદ મુઈનુલ્ હક
[૩૯] 'મકામાતે ખૈર' : મૌલાના અબૂલ હસન ઝૈદ ફારૂકી રહિમહુલ્લાહ
[૪૦] 'મકતૂબાત' : હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ
[૪૧] 'મકતૂબાતે સઈદી' : હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ કુદ્દિસ સિર્રુહૂ
[૪૨] 'મકતૂબાતે સયફિય્યહ' : હઝરત ખ્વાજા સયફુદ્દીન રહિમહુલ્લાહ
[૪૩] 'મકતૂબાતે મા'સૂમિય્યહ' : હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદ્દિસ સિર્રુહૂ
[૪૪] 'મુન્તખબુલ્ લુબાબ' : ખાફીખાં (નિઝામુલ્ મુલ્ક)
[૪૫] 'મેઅયારુસ્સુલૂક' : હઝરત મૌલાના મુ. હિદાયતઅલી નકશબંદી (રહ.)

[ય]

[૪૬] 'યવાકીતુલ્ હરમૈન' : હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબૈદુલ્લાહ રહિમહુલ્લાહ

[ર]

[૪૭] 'રાઈહતુલ્ અબીરિ ફી લાઈહતિ આલમગીર' : હઝરત મૌલાના

અશરફઅલી રહમતુલ્લાહિ અલયહિ
[૪૮] 'રૂદે કૌસર' : શયૂખ મુહમ્મદ ઈકરામ
[૪૯] 'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' : ખ્વાજા મુહમ્મદ એહસાન રહિમહુલ્લાહ

[લ]

[૫૦] 'લમ્આતુલ્ તન્કીહ' : શયૂખ અબ્દુલહક મુહદ્દિસ દહેલવી રહિમહુલ્લાહ

[વ]

[૫૧] 'વસીલતુલ્ કુબૂલ' : હઝરત ખ્વાજા નકશબંદ સાની રહિમહુલ્લાહ

[સ]

[૫૨] 'સબ્હતુલ્ મરજાન' : અલ્લામહ ગુલામઅલી આઝાદ
[૫૩] 'સફીનતુલ્ ઔલિયા' : દારા શિકોહ

[હ]

[૫૪] 'હાલાતે મશાઈખે નકશબંદિય્યહ' : ખલીફા મુહમ્મદ હસન કરતપૂરી
[૫૫] 'હદાઈકુલ્ હન્ફિય્યહ' : મૌલવી ફકીર મુહમ્મદ લાહોરી
[૫૬] 'હઝરાતુલ્ કુદ્સ' : મૌલાના બદરુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ
[૫૭] 'હયાતે બાકી' : હઝરત મૌલાના રશીદ અહમદ અરશદ
[૫૮] 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)' : હઝરત મૌલાના સય્યિદ ઝવ્વાર હુસૈન શાહ રહમતુલ્લાહિ અલયહિ
[૫૯] 'હઝરત મુજદ્દિદ ઔર ઉનકે નાકિદીન' : હઝરત મૌલાના અબૂલ હસન ઝયૂદ ફારૂકી રહમતુલ્લાહિ અલયહિ
[૬૦] 'હદિયએ અહમદિય્યહ' : શયૂખ અહમદ અબૂલ ખૈર અલ્ મક્કી રહમતુલ્લાહિ અલયહિ

# અબ્દુલકાદિર ફાતીવાલા સાહબની

## અનુવાદિત, સંપાદિત, ગુજરાતી, હિંદી, અંગ્રેજી, ઉર્દૂ કિતાબો

- 'મેઅયારુસ્સુલૂક' ગુજરાતી, હિન્દી
- 'દુર્રે લાસાની' ભા.૧,૨,૩ ગુજરાતી, હિન્દી
- 'નકશબંદી ઔલિયા' ભાગ : ૧, ૨, ૩
- 'મકામાતે હિદાયત'
- 'સુહબતે બા અહલે દિલ' ભાગ : ૧, ૨
- 'બાળકોની કસસુલ્ અમ્બિયા'ભા. ૧ થી ૧૪
- 'સિલા રહમીની અઝમત'
- 'વિલાયતનો માપદંડ શું છે ? '
- 'વસિયત અને વારસાના અહકામ'
- 'ઈલાહ શું છે ? '
- 'અલ્ માઈદહ'
- 'તારો રબ કોણ છે ? '
- 'બીવી ઘરની રોનક'
- 'હજનો સાથી'
- 'આયાતે શિફા'
- 'ઈસ્લામી શિક્ષણ અને આતંકવાદ'
- 'નિકાહની શરઈ હેસિયત'
- 'તરબિયતે ઔલાદનું ઈસ્લામી આયોજન'
- 'અહસનુસ્સિયર'
- 'અહેસાન અને તસવ્વુફ'
- 'રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની સુન્નતો'
- 'મષનવીની હિકાયતો'
- 'ફઝાઈલે સદકાત' (અંતિમ પૃષ્ઠો)
- 'શમાઈલે તિરમિઝી શરીફ'
- 'તસવ્વુફની હકીકત'
- 'અહકામે મુસાફિર'
- 'અહસનુત્તકવીમ' ગુજરાતી, હિન્દી
- 'ફુતૂહુલ્ હરમૈન' ગુજરાતી, હિન્દી
- 'મિલ્લતના નિગહબાન'
- 'દસ્તૂરે હયાત'
- 'યાદે ઐયામ'
- 'હમારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ'
- 'મનસબે ઈમામત'
- 'ફતાવા રહીમિય્યહ'ની અનુક્રમણિકા
- 'મકારિમુલ્ અખ્લાક'
- 'રાહે અમન'
- 'આસાન રિઝ્ક'
- 'અલ્લાહથી ડરો'
- 'આસાન લુગાતુલ્ કુર્આન'
- 'ગાયના હત્યારા કોણ ? '
- 'અરબી મદ્રસાઓ વિષે'
- 'જાદૂનો ઈલાજ'
- 'વઝાઈફ અને નસાઈહ'
- 'મરીઝના શરઈ અહકામ'
- 'કવમા અને જલસાના મસાઈલ'
- 'ઈસ્લામ : દોસ્ત કે દુશ્મન ? '
- 'આપની મંઝિલ આ છે.'
- 'કિયામતની નિશાનીઓ'
- 'ફતાવા દીનિય્યહ' ભાગ : ૧, ૨, ૩, ૪
- 'હલાલ રોઝીની તલાશ'
- 'ઉસ્વએ રસૂલે અકરમ (સલ.)' ભા. ૧,૨,૩
- આપની સમસ્યાનો ઉકેલ અસ્માઉલ હુસ્નામાં

- 'તઝકિયતુલ્ કુલૂબ'
- 'પતિ–પત્નીના જાતિય સંબંધો'
- 'હિદાયતના મોતી'
- 'એક મિનિટનો મદ્રસહ'
- 'ફઝાઈલે નમાઝ'
- 'મુન્તખબ અહાદીષ'
- 'દુઆઓકા કીમતી મજમૂઆ'
- 'રસૂલુલ્લાહ (સલ.) પર દુરૂદો સલામ'
- 'ઈલાજ અને ઉપચારના શરઈ અહકામ'
- 'હિકાયાતે ઔલિયા'
- 'હઝરત અલી અહમદ નકશબંદી (દા.બ.)ના મલફૂઝાત'
- 'બયઅત : હુઝૂર (સલ.)ના ઝમાનામાં'
- 'તસહીલ કસ્દુસ્સબીલ'
- 'ઝુબ્દતુલ્ ફતાવા' ભાગ : ૧, ૨
- 'મુફીદુલ્ મુસ્લિમીન' ઉર્દૂ, ગુજરાતી, હિન્દી, અંગ્રેજી
- 'ખાવા–પીવાની સુન્નતો'
- 'દુઆ મો'મિનનું હથિયાર'
- 'મઝાહિબકી અલામાત'
- 'શું ઈસ્લામમાં કંઈ ટીકા પાત્ર છે ? '
- 'માંગતા જા લેતા જા'
- 'હઝરત સૂફી અ. રહમાન (રહ.)નું જીવનચરિત્ર'
- 'ગીબતની સુધારણા'
- 'મદ્રસહના સફીરો'
- 'આપની સમસ્યાનો ઉકેલ અસ્માઉલ્ હુસ્નામાં'
- 'એક ચિરાગ ઔર બુઝા'
- 'તસવ્વુફ શું છે ? '
- 'મકામાતે રહીમી' ગુજરાતી, ઉર્દૂ (અપ્રગટ)
- 'હઝરત અહમદ કબીર રિફાઈ (રહ.)'
- 'મકબૂલ દુઆઓનો સંગ્રહ'
- 'ઝુહૂરે મહદી કબ ? કહાં ? કૈસે ? '
- 'શરાબે તહૂર'
- 'ગુસ્સાનો ઈલાજ'
- 'જાણવા જેવું'
- 'અંતિમ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ'
- 'દુઆએ કાઝિયતુલ્ હાજાત'
- 'અમલિયાતે અકસીર'
- 'જામિઅહ, ડાભેલનો પરિચય'
- 'દુર્રુલ્ હરમૈન' ગુજરાતી, ઉર્દૂ
- 'ફયૂઝાને મા'સૂમિય્યહ' (અપ્રગટ)
- 'મકામાતે હિદાયત' ઉર્દૂ (અપ્રગટ)

## હવે પછી

- 'ફૈઝાને સઈદિય્યહ રહમતુલ્લાહિ અલયહિ'
- 'સિંધના નકશબંદી ઔલિયા'
- 'સરહિંદ શરીફની સચિત્ર ગાઈડ'
- 'આપની સમસ્યાનો ઉકેલ હદીષ શરીફમાં'
- 'આપની સમસ્યાનો ઉકેલ બુઝુર્ગોના અકવાલ અને આ'માલમાં'
- 'ફૈઝાને હઝરત સય્યિદ ઈમામઅલી શાહ (રહ.)'
- 'દિલ્હીના નકશબંદી ઔલિયા'
- 'આપની સમસ્યાનો ઉકેલ કુર્આન શરીફમાં'
- 'આપની સમસ્યાનો ઉકેલ દુરૂદ શરીફમાં'

| ગુજરાતી | | હિન્દી | | અંગ્રેજી | | ઉર્દૂ | | કુલ કિતાબો |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨૪ | + | ૮ | + | ૧ | + | ૪ | = | ૧૩૭ |

# મેઅયારુસ્સુલૂક

**લેખક : હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી રહિમહુલ્લાહ**

**અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા**

- વિલાયત શું છે ? એની સાબિતી શું છે ?
- વિલાયતના જુદા જુદા મર્તબાઓ કયા છે ?
- એ મર્તબાઓ મેળવવા માટેના તરીકાઓ શું છે ?
- પીરી–મુરીદી શું છે ? એના આદાબો શું છે ?
- સાચા અને ખોટા પીરની ઓળખ શું છે ?

તસવ્વુફ અને તરીકતની સાદી અને સરળ સમજ આપતી ૬૦૦ (છસો) પાનાંની દળદાર કિતાબ

## અભિપ્રાયો

- 'એને છપાવો ! ખલ્કે ખુદાને (મખ્લૂકને) ફાયદો પહોંચશે.'

  **– હુઝૂર (સ. અ. વ.)એ લેખકને ખ્વાબમાં આપેલી બશારત**
- 'ઘણી જ મહેનતથી લખાયેલી અતિ ઉત્તમ કિતાબ છે.'

  **– હઝરત મુફતી સય્યિદ અબ્દુર્રહીમ લાજપૂરી સાહબ (રહ.)**
- 'ઘણાં કીમતી અને ઝર્રીન વિષયોનો સંગ્રહ છે.'

  **– હઝરત મુફતી અહમદ અશરફ રાંદેરી સાહબ (રહિમહુલ્લાહ)**
- 'કોઈ ઘર આ કિતાબથી ખાલી નહિ રહેવું જોઈએ.'

  **– હઝરત મુફતી અહમદ બેમાત સાહબ (રહિમહુલ્લાહ)**
- 'મેઅયારુસ્સુલૂક બરકાત અને ફુયૂઝનો એક બેહતરીન ખઝાનો છે.'

  **– શૈખુલ્ હદીસ હઝરત મૌલાના મુહમ્મદ રઝા અજમેરી (રહ.)**
- 'ત્રણે કિતાબો મેં વાંચી છે. સ્ટાન્ડર્ડ કિતાબો છે.'

  **– મુહતરમ ઉસ્માનભાઈ ખત્રી સાહબ, પૂર્વ તંત્રી : 'તયબહ'**

## અહસનુત્તકવીમ

**લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)**
**અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા**

- ફરિશ્તા દેખાતા કેમ નથી ? તેઓની વાતો સંભળાતી કેમ નથી ?
- એક વખતે અનેક કબરોમાં હુઝૂર (સલ.) કેવી રીતે હાજર રહી શકે ?
- બાળેલા મુર્દાને ફરિશ્તા પ્રશ્નો કેવી રીતે પૂછતા હશે ? !
- મરેલાંને જીવતાં કરવા કરતાં પણ વધારે મોટી કરામત કઈ ? !
- ઔલિયા અને યોગીઓ – સાધકો વચ્ચે તફાવત કયો ?

આવા અનેક વસવસાઓનો સચોટ જવાબ આપતી કિતાબ.

### અભિપ્રાયો

- 'માશાઅલ્લાહ મજકૂર કિતાબમાં ઈલ્મે તસવ્વુફનો દરિયો ભર્યો છે.'

  **– હઝરત મુફ્તી અહમદ અશરફ રાંદેરી સાહબ (રહિમહુલ્લાહ)**
- 'આ કિતાબ અજીબ અને બેમિસાલ કિતાબ છે.'

  **– શૈખુલ્ હદીસ હઝરત મૌલાના અહમદુલ્લાહ સા. રાંદેરી (રહ.)**
- 'આ અનુવાદ પઢનાર ઈન્શા અલ્લાહ ગુમરાહીથી બચશે'

  **– હઝરત મુફ્તી અહમદ બેમાત સાહબ (રહિમહુલ્લાહ) કરમાલી**
- 'ગુર્જર મુસ્લિમો તસવ્વુફની તા'લીમાતથી વંચિત હોવાના લીધે ઘણાં જ પાછળ છે. 'અહસનુત્તકવીમ'નો તર્જુમો કરીને જનાબ મુહતરમ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે દરેક ગુજરાતી મુસ્લિમ પર ઘણો જ મોટો એહસાન કર્યો છે.

  **– હઝરત મુફ્તી ઈસ્માઈલ કછોલવી સાહબ દામત્ બરકાતુહુમ**
- 'અહસનુત્તકવીમ'માં જાણે અમારા અનેક અણઉકેલ્યા પ્રશ્નોનાં ઉત્તરો ન મળતા હોય એવું સતત લાગે છે.'

  **– સુશિક્ષિત વ્યક્તિઓના અનેક પત્રોનો સારાંશ**

## મકામાતે હિદાયત

**હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી નકશબંદી મુજદ્દિદી જયપૂરી (રહ.)નું ૪૦૦ (ચારસો) પાનાનું વિસ્તૃત જીવનચરિત્ર**

### અભિપ્રાયો

- 'આ જીવનચરિત્ર, એમાં લખેલા મલફૂઝાત તથા એમના ખલીફાઓની માહિતી હવાલા સહિત લખી કિતાબની કક્ષા ઘણી ઉચ્ચ કરી નાંખી છે. તસવ્વુફના બારીક મસઅલાઓ અને પરિભાષાના મુશ્કિલ શબ્દોને એમની ખાસ લાક્ષણિક ઢબે સમજૂતી આપી છે.'

  **– હઝરત મુફતી ઈસ્માઈલ કછોલવી સાહબ દામત્ બરકાતુહુમ**
  **સદર મુફતી અને શયખુલ્ હદીસ, જામિઅહ હુસૈનિયા, રાંદેર**

- 'આ કિતાબ જાહેરી–બાતિની દરેક રીતે સુંદર અને ફાયદાકારક છે.'

  **– હઝરત મુફતી ઈસ્માઈલ વાડીવાલા સાહબ રહિમહુલ્લાહ**
  **પૂર્વ સદર મુફતી અને શૈખુલ્ હદીસ, જામિઅહ હુસૈનિયા, રાંદેર**

- 'જેઓની માન્યતા કે ભૂતકાળમાં થયેલા અકાબિર ઔલિયાએ કિરામ જેવા હવે ક્યાંથી ! તો 'મકામાતે હિદાયત' વાંચ્યા પછી તેમની આ માન્યતા ફેરવવા માટે તેઓ મજબૂર થશે.'

  **– હઝરત પીર સય્યિદ વઝીરઅલી સા. નકશબંદી મુજદ્દિદી દા.બ.**

- 'બુઝુર્ગોના જીવનના અભ્યાસ અને વાંચનથી આત્માને આનંદ અને સંતોષની સાથે સન્માર્ગની પ્રેરણા મળે છે. એક મહાન બુઝુર્ગના પવિત્ર જીવનચરિત્રને ગુજરાતી પોષાક પહેરાવી જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે ગુજરાતી સાહિત્યની ઉમદા સેવા બજાવી છે. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે.'

  **હઝરત મૌલાના યા'કૂબ સરીગત સાહબ નદવી (દા.બ.)**
  **સુપ્રસિધ્ધ ચિંતક, સિદ્ધ હસ્ત લેખક, તંત્રી અને સંપાદક**

# ફુતૂહુલ્ હર્મૈન

**લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)**
**અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા**

- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આપણે દૂર શા માટે છીએ ?
- કા'બા શરીફ તરફ સજદો શા માટે છે ?
- ખ્વાબ, કશ્ફ અને જાગ્રતાવસ્થાના દર્શનમાં શું ફેર છે ?
- અમ્બિયા અલયહિમુસ્સલામની ખબરો ખરી શા માટે છે ?
- હાજીએ ખાસ ધ્યાનમાં રાખવાની વાતો કઈ છે ?

આવી અતીસૂક્ષ્મ વાતોની સરળ સમજૂતી આપતી કિતાબ. હજ પ્રવાસ વેળા લેખક પર ખુદા અને હબીબે ખુદા (સલ.) તરફથી થયેલી ઈનાયત વર્ષાનું એમાં અદભુત વર્ણન છે. એ વાંચીને આપના હૈયામાં મુહબ્બતે ખુદા અને ઈશ્કે રસૂલ (સલ.)નો ધોધ વહેશે અને ઈમાન તાજું થઈ જશે.

## અભિપ્રાયો

- 'કિતાબ નિહાયત મુબારક અને પુરનૂર છે.'

  **– શૈખુલ્ હદીષ હઝરત મૌ. મુહમ્મદ રઝા અજમેરી સા. (રહ.)**
- કિતાબ અજીબોગરીબ વાકિઆત અને ઈલ્હામી ફુયૂઝાતથી ભરપૂર છે.

  **– શૈખુલ્ હદીસ હઝરત મૌલાના અહમદુલ્લાહ સાહબ (રહ.)**
- 'કિતાબમાં વર્ણવેલાં ખ્વાબો ઘણી જ ઉચ્ચ કોટીના છે.'

  **– હઝરત મુફ્તી ઈસ્માઈલ કછોલવી સાહબ દામત્ બરકાતુહુમ**
- 'આવી કિતાબો પઢવાથી ઈમાન તાજું થાય છે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પ્રેમ વધે છે.'

  **– હઝરત મુફ્તી અબ્દુલગની કાવીવાળા સાહબ રહિમહુલ્લાહ**
- 'ફુતૂહુલ્ હર્મૈન' મુહબ્બતે ઈલાહી જલ્લો અલા અને મુહબ્બતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું એક દફતર છે.'

  **– ઉસ્તાદે હદીષ હઝરત મૌ. યાકૂબ ઈસા ભડકોદ્રવી સા. (રાંદેર)**

# દુર્રે લાસાની

## ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના મુબારક ફારસી પત્રોના સાર અને સમજૂતી

**લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)**
**અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા**

## અભિપ્રાયો

- 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના લખેલા મકતૂબાત તસવ્વુફના ફનમાં મહાન દરજ્જો ધરાવે છે.'

  **– હઝરત મુફતી અહમદ અશરફ રાંદેરી સાહબ (રહિમહુલ્લાહ)**

- 'તસવ્વુફ જેવા અઘરા ફનની પરિભાષાને ગુજરાતીમાં રૂપાંતર કરવું કેટલું મુશ્કિલ છે તેનો અંદાજ દરેક માટે અશકય છે. આ કામમાં થોડો–ઘણો અનુભવ જે માણસને હોય તે જ એની મુશ્કિલીઓ અને વિટંબણાઓને સારી રીતે સમજી શકે છે પરંતુ મુહતરમ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ આ પરીક્ષામાં સંપૂર્ણ રીતે સફળતા સહિત પાર ઉતર્યા છે માટે એવણ આપણી મુબારકબાદીના ખાસ હકદાર છે. જાહેરી સાધનોને જોતાં આ કાર્ય લગભગ અશકય જેવું જ હતું કારણ કે આપણી ગુજરાતી ભાષાનો પાલવ આ ફનની પરિભાષા માટે ઘણો જ તંગ છે. મારા મત મુજબ આ કામ પાર પાડવામાં અનુવાદકની ઉચ્ચ કાબિલિય્યત તેમજ બહોળા અનુભવની સાથે એમના શય્ખ અને મુર્શિદ હઝરત શાહ અબ્દુર્રહીમ સાહબ (મ.ઝી.)ની ખુસૂસી તવજ્જુહાતે પણ મોટો ભાગ ભજવ્યો છે.'

  **– હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહબ (દા.બ.) ડાભેલ**

- 'સાચે જ આ કિતાબ તસવ્વુફ તેમજ ઈલ્મે મઅરિફતના અસંખ્ય કિંમતી મોતીઓનો સંગ્રહ છે.'

  **– હઝરત મૌલાના યા'કૂબ સરીગત નદવી સાહબ (દા.બ.)**

- 'આ પત્રો એક અનમોલ અને મૂલ્યવાન–કિંમતી રત્નો સમાન છે.'

  **– મૌલાના સઈદ અહમદ નૂરગત સાહબ (દા.બ.) તડકેશ્વર**

## ઈસ્લામ દોસ્ત કે દુશ્મન

**લેખક : હઝરત મૌલાના મુહમ્મદ અબ્દુલ્લાહ તારીક સાહબ દામત્ બરકાતુહુમ**

**અનુવાદક: અબ્દુલકાદિર ફાતીવાલા**

ગૈરમુસ્લિમો તરફથી ઈસ્લામ પર કરવામાં આવતા મુખ્ય આઠ આક્ષેપો જેવા કે :

(૧) ઈસ્લામ તલવારથી ફેલાયો છે.
(૨) ઈસ્લામમાં સ્ત્રીઓના કોઈ અધિકારો નથી.
(૩) વારસામાં છોકરીઓનો હિસ્સો અરધો કેમ ?
(૪) તલાક સ્ત્રી પર ઝુલ્મ છે.
(૫) ઈસ્લામી સજાઓ ઘણી ક્રૂર છે.
(૬) અનાથ બાળકને દત્તક લઈ શકાતું નથી.
(૭) ઈસ્લામ માનવીની પુરાણી ઓળખ મિટાવી દે છે.
(૮) ઈસ્લામ સંતતિ નિયમનનો વિરોધી છે.

ઉપરના તમામ પાયા વગરના, ભ્રામક, મનઘડત આક્ષેપોના :

- કુર્આન શરીફ અને હદીષ શરીફના હવાલાથી
- ઈતિહાસની રોશનીમાં,
- અનુભવોના અજવાળામાં,
- ઈલ્મી, અકલી, તાર્કિક સચોટ દલીલોના દાઈરામાં,
- મુસ્લિમ કે ગૈર મુસ્લિમ દરેકના દિલ અને દિમાગને, આત્મા અને અકલને,

સંપૂર્ણ સંતોષ થાય એવા વિસ્તૃત જવાબો, અલગ અલગ પ્રકરણોમાં આ કિતાબમાં આપ્યા છે.